પ્રકાશક
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ
મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

મુદ્રક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

પહેલી આવૃત્તિ, પ્રત ૨,૨૦૦

પ્રાપ્તિસ્થાન
નવજીવન કાર્યાલય
અમદાવાદ

ઑક્ટોબર, ૧૯૫૦

# નિવેદન

ઈ. સ. ૧૯૪૪-૪૫માં 'હિંદ છોડો'ની લડતનો પહેલો તબક્કો પૂરો થતાં રચનાકાર્યો પાછાં શરૂ કરી શકાય એવું વાતાવરણ થયું, એટલે વિદ્યાપીઠનાં કામો શરૂ કરવાનાં થયાં. ત્યારે સંસ્થાને ૨૫ વર્ષ પૂરાં થતાં હોઈ સહેજે ખ્યાલ આવ્યો કે, તેનો રૌપ્ય મહોત્સવ ઊજવવો કે કેમ. એ વિચાર ગાંધીજી આગળ પણ મેં મૂક્યો હતો. પરંતુ આખા દેશની સ્વતંત્રતાના મહોત્સવનાં મંડાણ વખતે તેની વચ્ચે આ નાની વાતમાં પડવાની જરૂર નહીં; અને તે સંજોગોમાં એને પૂરો ન્યાય પણ ન આપી શકાય એટલે એ વિચાર તે સ્વરૂપે પડતો મૂક્યો. પણ તેની તૈયારીમાં કરવા જેવાં કામોમાં એક કામ એ વિચારેલું કે, સંસ્થાનો સત્તાવાર ટૂંકો ઇતિહાસ આ પ્રસંગે તૈયાર કરાવવો જોઈએ. તેથી એ તૈયાર કરવાનું કામ મેં ભાઈ વિઠ્ઠલદાસને સૂચવ્યું. તેમણે તે વધાવી લીધું. અને તે આખું સંસ્થાનું આખું દફતર તે જોઈ ગયા; બીજું સંબદ્ધ સાહિત્ય જોઈ કાઢ્યું; અને આ કામમાં બીજા સેવકોની જોઈતી બધી મદદ પણ લીધી. આ પુસ્તક તે રીતે તૈયાર થઈ ગયું; અને આજે તે બહાર પડે છે, તેથી સંતોષ થાય છે.

ઈ. સ. ૧૯૪૫ થી ૧૯૫૦નાં પાંચ વરસ દરમિયાન દેશે કેવો કાયાપલટ કરી લીધો છે, એ સૌ જાણે છે. તે પાંચ વર્ષનો સંસ્થાનો ઇતિહાસ પણ ઉમેરી લેવો જોઈએ. એમ આ પુસ્તકમાં ત્રીસ વર્ષ, એટલે કે પૂરી એક પેઢીનો વિદ્યાપીઠનો ઇતિહાસ આવી જાય છે.

તેને ત્રણ મુખ્ય ભાગમાં ગોઠવવામાં આવ્યો છે: ૧૧૦ પાન સુધીમાં આ ત્રીસ વરસના ઇતિહાસની રૂપરેખા આલેખવામાં આવી છે. બીજો મોટો ભાગ ૧૧૧ થી ૨૦૮ પાનનો છે, તેમાં ૧૭ પરિશિષ્ટોમાં સંસ્થા વિષેની

અનેકવિધ હકીકતો અને માહિતી આપવામાં આવી છે ૨૦૯ થી અંત સુધીનાં પાનમાં પૂજ્ય બાપુજીનાં કુલપતિ તરીકેનાં વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે અને સૂચિ જોડવામાં આવી છે જેથી અભ્યાસીને મદદ થાય

આમ પહેલા ભાગમાંથી સંસ્થાના ઇતિહાસની બીનાઓનો ચિતાર મળી શકે છે. બીજા વિભાગમાંથી તે અંગેની અનેકવિધ હકીકતો મળશે, જેથી એ વિભાગ સંસ્થાના એક કૅલેન્ડર કે બોધપત્ર જેવા સંદર્ભ-ગ્રંથનું કામ દઈ શકશે. ત્રીજા વિભાગમાં સંસ્થાના આદર્શ વિષે તથા તેના વિકાસને માટે તેને આપેલા આદેશ વિષે પૂ. કુલપતિજીએ આપેલાં પ્રવચનો* મળશે.

આમ સંસ્થા વિષે પૂરો ખ્યાલ આપતી માહિતી અને વિકાસનો ઇતિહાસ આમાં મળશે. વિદ્યાપીઠની કારકિર્દીનો સ્વરાજની લડત માટેનો યુગ પૂરો થાય છે, તે વખતે આ જાતનું તેના કાર્યનું સરવૈયું ઉપયોગી નીવડશે એમ હું માનું છું.

હવે પછી સ્વરાજના શિક્ષણનો યુગ શરૂ થાય છે. તેમાં વિદ્યાપીઠમાં શું કામકાજ હવે ચાલશે, એમ પુછાય છે. આનો ઉત્તર પણ આ પુસ્તકમાંથી તથા શ્રી કુલપતિજી તથા કુલનાયકનાં પ્રાસ્તાવિક નિવેદનોમાંથી મળી રહેશે. વિદ્યાપીઠ એક ધ્યેયનિષ્ઠ સંસ્થા છે. અમુક ધ્યેયો નજર સામે રાખીને તેણે કામ કરવાનું છે. મોટું ને મુખ્ય ધ્યેય હતું 'સ્વરાજની પ્રાપ્તિને અર્થે ચાલતી પ્રવૃત્તિઓને અર્થે ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ તૈયાર કરવાનું.' તેમાંથી તેની ઉત્પત્તિ થઈ. તે ધ્યેય આજે હાંસલ થયું છે: આજે રાજકીય સ્વરાજ દેશમાં સ્થપાયું છે. આથી કરીને રાષ્ટ્રીય કેળવણીના વિકાસને અંગે જે એક મોટામાં મોટી અડચણ હતી તે દૂર થઈ છે, અને રાષ્ટ્રની ખરી કેળવણી ઘડવાને માટે

* પા. ૮૧ પર આ પ્રવચનો ન આપવાનું લખ્યું છે. પાછળથી એ વિચાર બદલી તે આપવામાં આવ્યાં છે.

અનુકૂળતા મળી છે. હવે પછી સ્વરાજની પ્રાપ્તિ માટે નહિ, તોપણ સ્વરાજના વિકાસ અને સ્થિરતાને માટે જોઈતા સેવકો કે નાગરિકો તૈયાર કરવાનું કામ તેનું બને છે. વિદ્યાપીઠનું ધ્યેય છે કે, સ્વભાષાના માધ્યમ દ્વારા બધું શિક્ષણ થવું જોઈએ; રાષ્ટ્રભાષા હિંદી-હિંદુસ્તાનીને શિક્ષણમાં આવશ્યક સ્થાન હોવું જોઈએ, ઉદ્યોગ અને જાતમહેનતને શિક્ષણમાં મહત્ત્વ આપવામાં આવે; તથા કેળવણીનો ક્રમ ઘડવામાં ગ્રામવાસીઓની હાજતોને પ્રધાનપદ આપવામાં આવે. આ બધી બાબતો દેશમાં આજે જે શિક્ષણ ચાલે છે તેમાં ઊતરી નથી. તે ઊતરવી જોઈએ એમ બધા હવે સ્વીકારતા જાય છે તે ઉતારવાનું કામ હવે પછીની રાષ્ટ્રીય કેળવણીનું છે તેમાં વિદ્યાપીઠે પોતાનો પૂરો ભાગ ભજવવો જોઈએ. તે તેના જોગું – તેના ખરનું કામ ગણાય. વાચક જોશે કે, આ પ્રકારના કામની શરૂઆત વિદ્યાપીઠે ૧૯૪૭થી સહેજે કરી છે, કેમ કે તે એને માટેનું ક્રમપ્રાપ્ત કાર્ય હતું.

આ કામને માટે તેની પાસે વિદ્યાપ્રેમી નવયુવકો ભરતી થવા જોઈએ. વિદ્યામાં પણ ગુજરાત નવસર્જન કરી શકે છે, તે હવે પછીના યુગમાં પણ બતાવવું જોઈએ. તે કામ વિદ્યાપીઠ મારફતે ઉત્તમ રીતે કરી શકાય તેને માટે એ સંસ્થા પાસે પરંપરાબળ અને જોઈતી સ્વતંત્રતા તથા તૈયારી પણ છે.

વિદ્યાપીઠનો હવે પછી સરકારો તથા "સરકારી" કે ચાર્ટરવાળી યુનિવર્સિટીઓ સાથે શો સંબંધ રહેશે, એ સવાલ પણ નીકળે છે. કેટલીક પ્રાંતિક સરકારોએ વિદ્યાપીઠને અમુક માન્યતા આપી છે. તે માન્યતા અમુક વરસ સુધીની હતી. વડી સરકાર પણ માન્યતા આપવાની વાત અત્યારે વિચારે છે. તે સરકારોએ આ સંસ્થાને અત્યાર સુધીનાં વસમાં વરસોમાં પણ રાષ્ટ્રીય શિક્ષણનું કામ કરવા માટે હવે મદદ આપવી ઘટે. અને હવે સ્વતંત્રતા આવી એટલે વિધિસરની પૂરી માન્યતા તેમણે આપવી જોઈએ. આ પ્રકારનો વિચાર તેઓ કરે છે, તે માટે તેમને ધન્યવાદ. તે વિચારમાં મદદરૂપ ઢીલ થવાની જરૂર ન હોવી જોઈએ.

બીજી માન્યતા યુનિવર્સિટીઓ તરફથી રહે છે. અત્યાર સુધી એમણે વિદ્યાપીઠ તરીકે વિદ્યાપીઠને કાંઈક માન્યતા આપવાનો વિચાર સરખો કર્યો નથી. કારણોમાં પડવાની જરૂર નથી. હવે તે કારણો નાબૂદ થાય છે. અને કેળવણી બાબતમાં તેની પડી ગયેલી ઘરેડમાં વિચારો કરવાની ટેવ છોડવા વખત આવ્યો છે. હવે કેળવણીનું નવસર્જન કરવાનું છે. તે કામમાં એક પેઢી જેટલું કામ આપતી સંસ્થાના વિદ્યાર્થીઓને સરકારી યુનિવર્સિટીઓએ પોતાને ત્યાં આગળ ભણવા માટે યોગ્ય સ્થાન આપવું જોઈએ, એમ માનું છું. આ બાબતમાં કાંઈક શરૂઆત થઈ છે તે જણાવતાં આનંદ થાય છે. નવી ગુજરાત યુનિવર્સિટીએ વિદ્યાપીઠના કુલનાયકને પદવીની રૂએ તેની સેનેટમાં લીધા છે અને તેના સ્નાતકોને રજિસ્ટર્ડ ગ્રેજ્યુએટ મતદાર મંડળમાં સ્થાન આપ્યું છે. તેમને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં પણ તે રીતે સ્થાન આપવું ઘટે. બીજી યુનિવર્સિટીઓએ પણ આ ઢબે કરવું જોઈએ.

હવે પછીનું દેશ આગળનું મુખ્ય કામ પાયાની કેળવણીનું છે. તે કામ થવા ઉપર તેની આગળની કેળવણીની ઇમારતનો આધાર છે. એમાં ઉચ્ચ શિક્ષણ પણ આવી જાય છે. તેણે પણ પાયાની કેળવણીના ધ્યેયને ઉત્તેજન મળે એ રીતે પોતાનું સ્વરૂપ ઘડવું જોઈશે; અને તેને પોષે એવી મદદ કરવી જોઈશે. તેવું જ પ્રૌઢ શિક્ષણ અથવા સમાજ-શિક્ષણ માટે છે. આ મોટું અને વ્યાપક કામ છે. તેમાં ઉચ્ચ શિક્ષણે ઘણું કરવાનું છે. ગુજરાતી મારફતે બધી વિદ્યાઓ લોકોને પહોંચાડવાનું એ કામ ગણાય તે કામ વિદ્યાપીઠો ન કરે તો કોણ કરશે? ખરું જોતાં, તેમના કામની સાચી ફલશ્રુતિ જ એ ગણાય કે, તે રાષ્ટ્રનાં શિક્ષણ તથા સંસ્કારના આ બે મૂળ પાયામાં બળ પૂરે, વેગ આપે, અને તે માટે જોઈતું બધું મગજ આપે. હવે પછી ગૂજરાત વિદ્યાપીઠ માટે આ કામ છે, એમ કહેવું જોઈએ આ ગોઠી વાત છે; જ્યાં ગમે તેટલા ઓછા પ્રમાણમાં કામ થાય, પણ કરવાનું કામ કે તેની દિશા આ છે, એમાં શંકા નથી. એ જ કામ સ્વરાજસરકારોના શિક્ષણ ખાતાનું પણ અને

છે. વિદ્યાપીઠ તેનું પ્રયોગક્ષેત્ર ગણાય. આ તેના આગળના કામમાં તેને સૌ પોતપોતા થકી બનતાં મદદ અને સદ્ભાવ આપો, એવી પ્રાર્થના છે.

અંતે કહેવાનું કે, આ પુસ્તક ચિખોદરાના શ્રી. ગોરધનભાઈ આશાભાઈ પટેલ તરફથી વિદ્યાપીઠને મળેલા ટ્રસ્ટ ફંડમાંથી ચાલતી શ્રી. સૂરજબહેન સ્મારક ગ્રંથમાળામાં પ્રગટ થાય છે. એ માળામાં બનતા સુધી ઇતિહાસ ભૂગોળ વગેરે જેવા વિષયોનાં પુસ્તકો બહાર પાડવાં એવો સંકલ્પ રાખ્યો છે. આ અગાઉ ત્રણ પુસ્તકો આ માળામાં બહાર પડ્યાં છે. તેનાં નામ પુસ્તકના પૂંઠા પર આપવામાં આવ્યાં છે આ તેનો ચોથો મણકો છે. તે આવકાર પામશે એવી આશા છે.

૧૧-૧-'૫૦ મગનભાઈ દેસાઈ

# અનુક્રમણિકા



## ઇતિહાસ

## પરિશિષ્ટો

## કુલપતિજીનાં વ્યાખ્યાનો

# બે બોલ

પુસ્તકોને પ્રસ્તાવના લખવાનું કામ મારી પાસે ઓછું આવે છે. પરંતુ ગૂજરાત વિદ્યાપીઠની માહિતીથી ભરેલી આ તેના ઇતિહાસની ચોપડીને માટે મારે કાંઈક લખવું, એને હું મારા કામનો એક ભાગ ગણું છું. એટલે છેલ્લો હું મુંબઈમાં હતો ત્યારે મગનભાઈએ એનાં શરૂનાં થોડાંક ફોર્મ આપી મને કહ્યું કે, મારે તેને અંગે બે બોલ લખવાના છે, તે મેં તરત સ્વીકારી લીધું ત્યાર પછી આ પુસ્તકનાં બાકીનાં છપાયેલાં ઘણાંખરાં પાનાં ભાઈ જીવણજીએ મને મોકલાવ્યાં છે. તે બધું હું નજર તળે કરી ગયો છું ઈ સ. ૧૯૨૦માં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના ગાંધીજીએ કરી, ત્યારથી આજ સુધી આપણી એ મહાન સંસ્થાના ઇતિહાસનો હું નિકટનો સાક્ષી રહેલો છું. એનાં સુખદુખમાં મેં ભાગ લીધો છે. ગાંધીજીની સરદારી તળે જે અનેકવિધ કામો મારે કરવાના થયાં છે, તેમાં વિદ્યાપીઠ એક મહત્ત્વનું મે માન્યુ છે, અને એને અંગેનું મારા જોગું બધું કામ મેં ઉપાડી લીધુ છે. ઈ. સ. ૧૯૩૪–૫ પછી તો એ મારે માથે વધ્યુ છે: મને તેના કુલનાયક તરીકેની જવાબદારી સોંપવામાં આવી, અને ગાંધીજીના નિર્વાણ પછી કુલપતિની જવાબદારી મને સોંપી છે. આ બધું કામ રાષ્ટ્રના એક સિપાહીની વૃત્તિથી મેં સ્વીકાર્યું છે. કેમ કે હું માનુ છુ કે, બાપુનાં કામોમાં શિક્ષણનું એમનુ આ કામ આપણે માટે કીમતીમાં કીમતી છે. તેમાં આપણે માટે આજે પણ ભારે માર્ગદર્શન પડેલુ છે.

એ કામની નોંધરૂપ આ પાનાં ઉથલાવતાં, મારા મનમાં એનાં ત્રીસ વર્ષનો પ્રભાવશાળી ઇતિહાસ તાજો થયો અનેક સાથીઓની જોડે, રાષ્ટ્રના નવસર્જનને માટે ઉપાડેલા એ કામમાં ખભેખભા મિલાવીને કરેલી બધી કાર્યવાહીનાં મીઠાં સંભારણાં જાગ્રત થયાં અને તેથી એ

પાનાં જોતાં મને ખૂબ રસ પડ્યો છે એક વાર તો એમેય થયુ કે, આવા મોગ કામનો ઇતિહાસ આટલામા જ પૂરો થઈ ગયો ? અને તેની મે એવી ફરિયાદ પણ કરી કેમ કે, ગુજરાતે રાષ્ટ્રની સેવામાં કરેલાં અનેક કામોમા વિદ્યાપીઠની સ્થાપનાનુ કામ એક નોખી જ ભાત પાડે છે આજે યાદ દેવડાવવા જેવુ છે કે, તે સંસ્થાને અસહકાર યુગમાં શરૂ કરી તે એક અખિલ ભારતીય કામ તરીકે કરી હતી તેમાં શરૂનાં ચારેક વર્ષ દેશના અનેક પ્રાંતોના વિદ્યાર્થીઓ આવતા હતા એ જોવુ હોય તો આ ચોપડીમા સ્નાતકોની જે યાદી આપી છે, તેનાં શરૂના નામો ઉપર વાચક નજર કરે તેમાં મહાસભાના આજના મહામંત્રી શ્રી કાળ વ્યંકટરાવ એક છે ઉપરાંત પણ બીજા અનેક લોકો છે, જે આજે દેશના ને પોતપોતાના પ્રાંતોના જાહેરજીવનમાં ખૂબ મોટો ને આગેવાનીભર્યો ભાગ ભજવી રહ્યા છે. ગુજરાતમા જો જોઈએ તો અનેક ક્ષેત્રોમાં અત્યારે કામ કરતા સેવકો વિદ્યાપીઠના સ્નાતકો છે એટલું જ નહી, ઉદ્યોગ, વેપાર, શિક્ષણ, સાહિત્ય, પત્રકારત્વ, અને એવા એવા જીવનના વિવિધ પાસામા સ્નાતકોએ ભાગ ભજવ્યો છે અને પોતાના ચારિત્ર્યથી, પ્રામાણિકતાથી, ખંત તથા ચીવટથી પોતાને અને તે તે કામોને શોભાવ્યાં છે આ બધાથી વિદ્યાપીઠનો ઇતિહાસ દેશના અને ખાસ કરીને ગુજરાતના આખી એક પેઢીના જાહેરજીવનની જોડે વણાઈ ગયો છે, એમ કહીએ તો ખોટુ નહીં

અલબત્ત, આ મહાન કાર્યમાં મૂળ પ્રેરણામણ તેના સંસ્થાપક અને કુલપતિના પવિત્ર જીવનકાર્યનું હતું, એ ઉઘાડુ છે રાષ્ટ્રને આઝાદ કરવા માટે શિક્ષણ દ્વારા નવી પેઢી ફેરવી નાખવી જોઈએ,—એ એમને કરવુ હતું તેના સાધન તરીકે એમણે બે ત્રણ પાયાની વાતો આ સંસ્થામા શરૂ કરી એક તો એ કે, શિક્ષણ સ્વધર્મ, સ્વદેશ અને સ્વભાષાની ઉન્નતિને અર્થે હોય; તે વગર ચારિત્ર્ય બંધાય નહી. આ વસ્તુએ ભારે કામ દીધુ વિદ્યાર્થીઓની કેટલી બધી શક્તિ એમ કરીને એમણે સંઘરાવી લીધી ? કેટલી મોટી ચારિત્ર્યમૂડી અને સેવાશક્તિની

મૂકી દેશ આગળ ઊભી કરી આપી ? વાચક આ પાનાંમાં એના ચિહ્નરૂપ કામોની નોંધ જોશે.

એ સંસ્થાએ મહાસભાનાં અનેક રાહતનાં તથા સ્વરાજની લડતોનાં કામોમાં નવજુવાન સૈનિકો ને સેવકો આપ્યા છે. અને આજ સુધી ગુજરાતનાં સેવાક્ષેત્રોમાં એના જ આપેલા ઘણા વિદ્યાર્થીઓ કામ દઈ રહ્યા છે. સ્વ શ્રી. મહાદેવ દેસાઈના સ્મારક તરીકે સમાજસેવા મહાવિદ્યાલય શરૂ કરીને, એ ઝરાનો પ્રવાહ હવે આપણે પાછો ચાલુ કરીએ છીએ, તે એક આનંદની વાત છે.

આવું ભારે મોટું કામ ગુજરાતે કેટલા ઓછા ખરચે કર્યું છે ! ગાંધીજીએ કહેલું કે, ગુજરાત વિદ્યાપીઠ પાછળ જે ખરચ કર્યું છે તે, તેણે પૂરેપૂરું ચૂકતે આપ્યું છે. વાચક આ ચોપડીમાંથી એ વાક્યની યથાર્થતા હિસાબના આંકડા વડે પણ જોઈ શકે છે. (જુઓ પા. ૭૫-૬) આવક બાદ કરતાં નગદ ચૌદેક લાખ જેટલા ખરચે વિદ્યાપીઠે પોતાનું અત્યાર સુધીનું કામ ગુજરાતને ચરણે ધર્યું છે; એ આમ હિસાબથી ન નીકળે તો મનાય નહીં એવું લાગે છે.

૧૯૩૦ પછી દેશનો સ્વરાજ માટેની લડતનો ખરો યુગ શરૂ થયો. વિદ્યાપીઠે તેમાં ઝંપલાવી તેની અને ગુજરાતની શોભા વધારી છે. આથી કરીને ભણવા ભણાવવાના નર્યા શિક્ષણક્રમમાં કાંઈક ઓછું થતું જણાયું. કેટલાક તો એમેય કહેવા લાગ્યા કે, વિદ્યાપીઠ હવે ચાલતી નથી. પણ એ ભૂલ હતી. તેથી જ ગાંધીજીને ૧૯૩૬માં અમદાવાદ છેલ્લા આવ્યા ત્યારે જરા ભારપૂર્વક કહેવું પડ્યું હતું કે, "વિદ્યાપીઠ ભૂતકાળમાં થઈ, વર્તમાનમાં ચાલે છે, અને ભવિષ્યમાં ચાલવાની છે. વિદ્યાપીઠનાં રૂપાંતર થયાં છે અને થયાં કરશે."

તે સમયે વિદ્યાપીઠની સ્થિતિને હું સાચવી રાખવા જેવા બિયારા સાથે સરખાવીને કહેતો કે, વિદ્યાપીઠ એક સફળ બી છે, તેણે ગુજરાતને તેવું કામ કરી બતાવ્યું છે. અત્યારે આપણું કામ લડત છે, ત્યારે પણ આ બીજનું બી આપણે સાચવી રાખવું જોઈએ. એ આપણી

જવાબદારી છે. આગળ પર વખત આવ્યે એમાંથી પાઠ આપણે સારા ફળ લણતા થઈશું. તે વરસોમાં આમ હું માનતો અને કહેતો. એ વખત હવે પૂરો થયો છે. તેને માટે ઈશ્વરનો પાડ માનીએ. તે વખતે ગાંધીજી નથી, એનું દુઃખ આપણ સૌને કેવું થાય છે, એ વર્ણવવાની જરૂર નથી. તેમાંથી પણ માર્ગ કાઢી આગળ વધવું જોઈએ.

હવે વિદ્યાપીઠનો એક મોટો યુગ પૂરો થાય છે. જેને માટે તે સ્થાપી હતી તે સ્વરાજ દેશમાં આવ્યું છે. પણ વિદ્યાપીઠે કેવળ રાજકીય સ્વરાજને ખરું સ્વરાજ માન્યું નથી. ગાંધીજીએ એને સ્વરાજ માનીને નિરાંત વાળવાનું આપણને કદી શીખવ્યું નથી. આપણે હવે સાચું સ્વરાજ સ્થાપવું છે. તેનો માર્ગ સાચી કેળવણીમાંથી સાંપડી શકે છે. એ કેળવણી કઈ તે વિદ્યાપીઠ દ્વારા ગાંધીજીએ દેશને બતાવ્યું છે. શિક્ષણનું માધ્યમ વિદ્યાર્થીની સ્વભાષા હોઈ શકે, એ ભૂલવું ન જોઈએ. આજે આ સવાલ આપણી સામે આવ્યો છે. હવે આપણે વિદ્યાર્થીને વિદ્યાઓ શીખવી દેશનું નાવ સંભાળે તેવા શક્તિવાન કરવા છે. તેને માટે પરભાષાનું વાહન બોજારૂપ જ થાય, એમાં શંકા નથી. શિક્ષણનું વાહન તો સ્વભાષા જ હોઈ શકે. તેની સાથે રાષ્ટ્રભાષાને ભૂલવી ન જોઈએ, એ ખરું. શિક્ષણમાં તે એક ફરજિયાત ભાષા તરીકે શીખવીએ. પણ માધ્યમ તરીકે સ્વભાષા જ શોભે અને સાચું કામ દઈ શકે. બીજી વસ્તુ એ છે કે, શિક્ષણનો ઉદ્દેશ શિસ્ત અને ચારિત્ર્ય છે, એ પણ હવે બરોબર આપણી શાળા–મહાશાળાઓમાં ઊતરવું જોઈએ. તે કરવું હોય તો, શિક્ષણમાં સેવા અને ઉદ્યોગ તથા જાતમહેનતના ગૌરવની ભાવના વણાવી જોઈએ. તો ચારિત્ર ખીલશે, અને તો જ સ્વરાજની લોકશાહીને યોગ્ય નાગરિક પેદા કરી શકીશું, આ મંત્ર ગાંધીજીએ વિદ્યાપીઠ દ્વારા આપ્યો છે. ગુજરાતને આંગણે પોતાની નવી યુનિવર્સિટી હવે થાય છે, ત્યારે એ તરફ ખાસ લક્ષ અપાવું જોઈએ.

વિદ્યાપીઠનો માર્ગ એ પરંપરામાં પડેલો છે. તેણે હવે ગુજરાતની એક સ્વતંત્ર શિક્ષણસંસ્થા તરીકે પોતાનાં કામો ખીલવવાં જોઈએ.

હવે પરદેશી સરકારની કૂડી નજર રહી નથી. વિદ્યાપીઠ હવે નિર્વિઘ્ને પોતાનું ધાર્યું કામ કરી શકે છે. સરકારોએ અને પ્રજાએ એમાં તેને મદદ કરવી જોઈએ. તે મદદ તેને મળશે. અત્યાર સુધી કર્યું તેમ તેણે પોતાના કામથી જવાબ મેળવવો જોઈએ. હવે સરકાર-માન્યતા વિષે પણ ચિંતા સેવવાની નથી રહેતી. સાચું કામ દેનાર હરકોઈને માટે આપણા દેશનાં સેવાક્ષેત્રોનાં બધાં મેદાન ખુલ્લાં છે. આ ચોપડીના વાચકને મારી વિનંતી છે કે, તે ગુજરાતની એક પ્રાણવાન સંસ્થાનો ઇતિહાસ ધ્યાનથી વાંચે અને આજે ત્યાં જે કામ થાય છે તેને ચલાવવામાં, આગળ લેવામાં અને ખીલવવામાં રસ લઈ મદદ કરે.

ન્યૂ દિલ્હી,
૧૧-૮-'૫૦

વલ્લભભાઈ પટેલ

# મારી વિનંતી

ગુજરાત વિદ્યાપીઠમાં શિક્ષણ લેવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું નથી. પરંતુ ઈ. સ. ૧૯૨૦-૨૧ માં તે સ્થપાઈ ત્યારથી હું તેનાં કામો તથા પ્રગતિ રસપૂર્વક નિહાળતો આવ્યો છું. અને મારે માટે તે હમેશ એક ખાસ આકર્ષણ અને પ્રેરણાનું સ્થાન રહેલું છે. તેના કેટલાય સ્નાતકોને હું ઓળખું છું; કેટલાય જોડે જાહેરજીવનમાં મારા મોંઘા સાથીઓ તરીકે મને ૧૯૩૦ પછી કામ કરવાનો લહાવો મળ્યો છે. આ બધાથી મારી એ સંસ્થા પ્રત્યેની નિષ્ઠા અને શ્રદ્ધાભક્તિ હમેશ વધતી રહી છે. એની સંસ્થાના ૩૦ વર્ષના ઇતિહાસની આ ચોપડીની પ્રસ્તાવના લખવાનું મને તેના કુલનાયક તરીકે અત્યારે સાંપડે છે, તેને હું મારું સદ્‌ભાગ્ય સમજું છું.

ઈ. સ. ૧૯૨૦ માં ગાંધીજીએ આ સંસ્થાની સ્થાપના કરી. દેશમાં સ્વરાજ લાવવાને માટેની શાંતિમય અસહકારની લડતના એક અંગ તરીકે તેઓશ્રીએ તે શરૂ કરી.

આ પગલાને ગુજરાતે અને આખા દેશે કેવા પ્રેમભર્યા ઉત્સાહ અને ઉમંગથી વધાવી લીધું હતું, એ તો આજે ઇતિહાસનાં પાનાં પર અંકાયેલું છે. એક વાર તો એમ જ લાગતું હતું કે, કોંગ્રેસે ઉપાડેલો કેળવણીમાં અસહકારનો કાર્યક્રમ ગુજરાત સફળ કરી બતાવશે. પરંતુ એને માટે આપણામાં જે શ્રદ્ધા અને ખંત તથા ધૈર્ય, ત્યાગ અને આદર્શ-ભક્તિ જોઈએ, તે લાંબાં ટકે એવાં ન નીવડ્યાં, અને રાષ્ટ્રીય શાળાઓમાં ઓટ બેઠી. પરંતુ ગાંધીજી તેથી ઓછા જ શ્રદ્ધા જતી કરે એમ હતા! રાષ્ટ્રીય શિક્ષણનો મંત્ર એમનો એક જીવનમંત્ર હતો. તે દ્વારા એમને રાષ્ટ્રની નવશક્તિનું પુનરુત્થાન કરવું હતું. દક્ષિણ આફ્રિકાથી તેમના મનમાં

આ વિષે એક ખ્યાલ અને અમૂર્ત છતાં ચોક્કસ વિચાર અને આદર્શ રચ્યા કરતા હતા, અને એને મૂર્ત સ્વરૂપ આપવાનું કામ તે ત્યારથી સતત કરતા જ આવ્યા હતા. સત્યાગ્રહાશ્રમની તેમની શાળા અને ત્યાર બાદ વિદ્યાપીઠની સ્થાપના એ જ એકધારા મનોરથની સિદ્ધિના મણકા હતા; અને એમાં જ અંતે તેના મેરુરૂપ એવી બુલંદ વસ્તુ તેમની પાયાની કેળવણીની વિચારસરણી અને યોજના છે, એમ આજે તો આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ. જે વિદ્યા મુક્તિ અપાવે તે સાચી; અને એ તો ત્યારે જ સંભવી શકે, જો વિદ્યાપ્રાપ્તિનો આદર્શ ચારિત્ર્યની ઉન્નતિ અને જીવનનું કલ્યાણ કરવાની ભાવના હોય. વિદ્યાપીઠની સ્થાપનામાં કેળવણીનો આ અવિચલ સિદ્ધાંત હતો. આપણા દેશના ચારિત્ર્યની કે કલ્યાણની આશા પરરાજ્ય, પરસંસ્કૃતિ અને પરભાષા વગેરેની ગુલામીમાંથી તો કેવી જ રીતે રાખી શકાય? એટલે જ તેમણે કહ્યું કે, રાષ્ટ્રમાં સાચું શિક્ષણ નિર્માણ કરવું હોય તો સ્વરાજપ્રાપ્તિને માટેની લડત અને લોકસેવા એ એક વિરલ કેળવણી છે, અને વિદ્યાપીઠને તેમણે હમેશ એ સલાહ આપી. અને એને વિદ્યાપીઠે માન્ય રાખી, તેનો આનંદ તેમણે બતાવ્યો હતો.

આથી કરીને ઈ. સ. ૧૯૨૪–૫ પછી વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓની સંખ્યામાં ઓટ આવતાં છતાં તે કહેતા રહ્યા કે, સંખ્યા ગમે તેટલી ઓછી હોય તોય આ વિદ્યાપીઠ ચાલશે ને કોઈ નહીં હોય તો વાંદરાંને પણ ભણાવીશું! આવી અમર શ્રદ્ધા અને અખૂટ ધૈર્યથી જ આ સંસ્થાએ જે કામ કરી બતાવ્યું તે એ કરી શકી છે અને એના ઉપર ગુજરેલી તડકીછાંયડીમાંથી પણ પસાર થઈને ૩૦ વર્ષનો પોતાનો ઇતિહાસ રચ્યો છે. આ ચોપડી તે ૩૦ વર્ષની શ્રદ્ધાગાથા છે. એટલું જ નહીં, તેણે કેવળ શિક્ષણ જ જેને કહેવાય છે તેમાં પણ ભારે મોટા સુધારાઓ સિદ્ધ કરી બતાવ્યા છે, ને તે બધાની ચર્ચા પણ આ ચોપડીમાં છે. તે તરફ પણ વાચકનું ધ્યાન દોરવા જેવું માનું છું.

પરંતુ મારે મન એથીય મોટો સુધારો તો આ સંસ્થાએ ગુજરાતના જાહેરજીવનમાં જે ક્રાંતિ આણી, જે તેજ પ્રગટાવ્યું, શિક્ષણ કોને કહેવાય તેનો નમૂનો રચી દેખાડ્યો — એ વસ્તુ વધારે મોટી ને મુખ્ય છે. હિંદના શિક્ષણ-જગતમાં જોઈએ તો એ વસ્તુ વિરલ હતી અને એણે નવગુજરાતને ઘડવામાં રસાયણ જેવું કામ દીધું છે. આ ચોપડીમાં આનું ચિત્ર પણ વાચકને જોવા મળશે એના તરફ હું ખાસ ધ્યાન દોરવા માગું છું, કેમ કે હવે સ્વરાજમાં એને આપણે સર્વગત કરવા માગીએ છીએ, તે વખતે ગાંધીજીએ એ વિદ્યાપીઠના અનેક સેવકો દ્વારા ચલાવેલો આ સફળ પ્રયોગ આપણને કીમતી માર્ગદર્શન આપી શકે છે.

વાચકને એક બીજી વસ્તુ તરફ પણ નજર રાખવા કહેવા જેવું માનું છું. અને તે છે વિદ્યાપીઠનાં કામોનો વિકાસ. બાપુએ આંકેલા તેને મારેના આદર્શને તથા ધ્યેયને નજરમાં રાખીને તેણે કામ કર્યું, એ વસ્તુ તો ઉપર કહી ગયો. એમ કરવામાં, દેશની પરિસ્થિતિ પ્રમાણે તેણે પોતાનાં કામોમાં તથા સ્વરૂપમાં જે ઘટતા ફેરફારો આણ્યા. તે પણ ધ્યાનપાત્ર છે. હું માનું છું કે, વિદ્યાપીઠ તેવા કાયાપલટથી અત્યાર સુધી ટકી રહી અને કામ દેતી રહી શકી છે. શરૂમાં તે બીજી યુનિવર્સિટીઓની પેઠે માન્યતા અર્પતી સંસ્થા તરીકે રહી જોકે ત્યારે પણ તેનું મહાવિદ્યાલય હતું, એટલે તે "ટીચિંગ" યુનિવર્સિટી પણ હતી. તેના અભ્યાસક્રમોમાં પણ મૌલિક નવીનતા નહોતી. શરૂમાં કદાચ એથી વધારે થઈ પણ ન શકે. ત્યારે પણ ગુજરાતી ભાષાનો ફરજિયાત વિષય અને બને તેટલા વિષયોમાં તેનું માધ્યમ તો રાખ્યું જ હતું. આમાં ચોખ્ખો અને મૌલિક ફેરફાર ૧૯૨૬ માં તેની પુનર્રચના ગાંધીજીએ સૂચવી તે હતો. તેમણે વિદ્યાપીઠને એક "ફાઉન્ડેશન ટ્રસ્ટ" કહેવાય તે ઢબની સંસ્થા રૂપે ફેરવી લીધી. તે "યુનિટરી" બની અને વળી વિશેષ વસાહતી — "રેસિડેન્શિયલ" અને "ટીચિંગ" બની. એટલું જ નહીં, કેળવણીનાં બધાં અંગોમાં જઈ સમગ્ર શિક્ષણ એકીકૃત રૂપે અને સમન્વિત દૃષ્ટિથી ચલાવવાનું શરૂ કર્યું. અને આવો તેનો કાયાપલટ આજે સુધી ચાલુ છે. વાચક જોશે કે, ગમે તેવા

નાનકડા રૂપે પણ, યુનિવર્સિટી-સંગઠનની નવી ઢબનો એ અખતરો હતો. એવી ઢબને શિક્ષણ-જગત આજે આદર્શ રૂપે માને છે, એ સૌ જાણે છે. આજે જ્યારે આપણે નવી યુનિવર્સિટીઓ રચીએ છીએ ત્યારે આ બાબત ખાસ ધ્યાનપાત્ર ગણાય, તેથી અહીં તે વિષે લખું છું.

હવે ગુજરાત માટે પોતાની અલગ યુનિવર્સિટી રચાય છે. મને એમ હતું કે, ગાંધીજીએ વિદ્યાપીઠ મારફતે જે અનુભવો ગુજરાતને ચરણે ધર્યા છે, તેને પાયામાં લઈને આપણે ગુજરાતની નવી યુનિ૰ રચી શકીશું; માધ્યમનો ફેરફાર તો કરી જ લઈશું; યુનિ૰ શિક્ષણનું ધ્યેય તો પલટી જ ગણીશું, અને સ્વરાજને શોભે તેવી નવસંસ્થા રચી શકીશું. પરંતુ એ આશા ફળવા બાબતમાં શંકા છે, અને તેમાં હું કેવળ આપણી શ્રદ્ધા તથા આદર્શ-ભક્તિની ઊણપ માનું છું. આપણા દેશમાં જે કેળવણી અત્યાર સુધી અપાઈ છે, તેનાં દૃષ્ટિબિંદુમાં અને આદર્શમાં ભારે ફેરફાર થવાની આવશ્યકતા છે, એ વિષે બે મત નથી. છતાં એમાં જરૂરી ક્રાંતિ આવી નથી, એ સૌ અનુભવે છે. આ જરૂરી ક્રાંતિ કરવાનાં કામમાં ગુજરાત વિદ્યાપીઠ જેટલો ફાળો બીજી સંસ્થા નહીં આપી શકે, એમ મને લાગ્યા કરે છે. એટલું જ નહીં, પરંતુ પાયાની કે બાળકેળવણીથી માંડીને ઉચ્ચ શિક્ષણ, હિંદી પ્રચાર, સંશોધન તથા પ્રકાશન કામોમાં કયા આદર્શ ગણીને ચાલવું જોઈએ, એની સ્પષ્ટતા અને માર્ગદર્શન કરવાનું કામ પણ હવે એનું છે, અને એ તે કરી શકે એમ છે, એવો મારો મત છે. અને તેથી જ મારું માનવું છે કે, નવી સ્થપાયેલી ગુજરાત યુનિવર્સિટી વિદ્યાપીઠના આ ઇતિહાસમાંથી પ્રેરણા લેશે તો તેને પોતાનું સાચું સ્વરૂપ મળી રહેશે.

વાચકને અત્યારે વિદ્યાપીઠમાં ચાલતા કામ વિષે પણ માહિતી આ ચોપડીમાં મળશે. તે પરથી તેને હવે પછીના સ્વરાજ-યુગમાં વિદ્યાપીઠ પોતાનું કામ કઈ ઢબે ચલાવશે તેની પણ રૂપરેખા મળશે. આખા દેશને માટે રાષ્ટ્રીય કેળવણી કઈ ઢબે રચવી તેની પ્રયોગશાળા તરીકે તેણે આજ સુધી કામ કર્યું છે. તે કામ આજેય ઊભું છે.

પ્રકાશનકામ, પુસ્તકાલય–પ્રવૃત્તિ, હિંદી–પ્રચાર, પ્રૌઢશિક્ષણ ઉપરાંત ત્યાં પાયાની કેળવણીની દૃષ્ટિએ કુમાર મંદિર ચાલે છે. આગળ વિનય મંદિર પણ હવે શરૂ કરવામાં આવશે, જેથી માધ્યમિક કહેવાતા શિક્ષણમાં સુધારાની દિશા મળતી રહે. ગાંધીજીના સિદ્ધાંતો મુજબની સમાજસેવાનું શિક્ષણ આપવા માટે મહાવિદ્યાલય ખોલવામાં આવ્યું છે. સ્વ. મહાદેવ દેસાઈના નામ જોડે તેને જોડવામાં આવ્યું છે. એમાંથી ગુજરાતને સ્નાતક કક્ષાની તાલીમ પામેલા કાર્યકર્તાઓ ને સેવકો મળી શકશે. કેળવણીમાં રસ લેતાં ભાઈબહેનો આ ચોપડીનો અભ્યાસ કરશે તો તેમાં ગુજરાતની એક જીવંત શિક્ષણસંસ્થાના ગૌરવભર્યા ઇતિહાસમાંથી પ્રેરણા મળશે અને શિક્ષણની સાચી શક્તિનાં દર્શન થશે, એમાં મને શંકા નથી હવે પછીના તેના વિકાસમાં સૌ પોતાનો યથાશક્તિ ભાગ ભજવે, એવી મારી વિનંતી છે.

# ૧

# ઇતિહાસ

## (૧) રાષ્ટ્રીય શિક્ષણની શરૂઆત

ઇ. સ. ૧૮૩૫ થી હિંદમાં પ્રચલિત કેળવણીનું મંડાણ થયું.
તે કેળવણી મેકાલે સાહેબે જે રીતે અને જે રૂપમાં દાખલ કરી,
તેનું સ્વરૂપ હજી મોટે ભાગે બદલાયું નથી. તેનાં અનિષ્ટો આજે
આપણને દેખાય છે તેનાં ૧૯ મી સદીમાં દેખાતાં નહોતાં એમ કહી
શકાય. છતાં તે વખતે પણ તે કેળવણી પ્રત્યે અસંતોષ તો હતો.
તેમાંથી જ હિંદમાં રાષ્ટ્રીય શિક્ષણની શરૂઆત થઈ. શરૂઆતમાં
સરકાર સાથે સંબંધ ચાલુ રાખીને કેળવણીમાં બને તેટલા સુધારા
કરવાનો અને વિદ્યાર્થીઓને રાષ્ટ્રપ્રેમી બનાવવાનો પ્રયત્ન થયો.
તેમાં નિષ્ફળતા મળતાં કેટલેક ઠેકાણે સ્વતંત્ર કેળવણીના અખતરા
થયા, જેને બંગભંગની ચળવળથી અને અસહકારના આંદોલનથી
ઘણો વેગ મળ્યો. આ રીતે રાષ્ટ્રીય શિક્ષણના યુગનો સ્વાભાવિક

સાથે સંબંધ ચાલુ રાખીને શક્ય તેટલા ધાર્મિક અને સાંસ્કૃતિક સુધારા કરવાનો હતો.

બીજા કાળમાં પ્રેમ મહાવિદ્યાલય, વૃંદાવન, અને ગુરુકુલ કાંગડી જેવાં ગુરુકુલો સ્થપાયાં હતાં. તેમનો હેતુ સરકારથી સ્વતંત્ર રહીને ધાર્મિક અને કેળવણીવિષયક સુધારા કરવાનો હતો. આ કાળમાં બંગભંગની ચળવળે અને થિયોસોફીની હિલચાલે પણ શિક્ષણના સ્વતંત્ર પ્રયોગમાં રસ લીધો હતો. બંગાળામાં અને બીજે રાષ્ટ્રીય શાળા-મહાશાળાઓ સ્થપાઈ. તેમાંની કેટલીક ધીમે ધીમે સરકાર સાથે સબંધ બાંધ્યો અગર બંધ થઈ અને કેટલીક ૧૯૨૦ સુધી ચાલુ રહી. રાષ્ટ્રીય શિક્ષણનો વ્યાપક પ્રયોગ ૧૯૨૦માં ગાંધીજીએ શરૂ કર્યો. તે દ્વારા તેમણે રાષ્ટ્રના સમગ્ર જીવનમાં ક્રાંતિનાં બીજ રોપ્યાં, જેનાં ફળ આજે જોઈએ છીએ.

ઈ. સ. ૧૯૨૦ એટલે અસહકારના યુગનો પ્રારંભ. તે સમયની સંસ્થાઓનું ધ્યેય અગાઉની ચળવળોમાં યોજાયેલા સુધારા ઉપરાંત સ્વતંત્રતાનું અને સ્વરાજપ્રાપ્તિનું હતું. તે સમયમાં અગાઉની કેટલીક સંસ્થાઓ ચાલુ રહી અને નવા ધ્યેયની નવી રાષ્ટ્રીય વિદ્યાપીઠોની સ્થાપના થઈ.

## (૨) ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના

"નવી રાષ્ટ્રીય વિદ્યાપીઠોમાં ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના સૌથી પહેલી થઈ હતી. કલકત્તાની રાષ્ટ્રીય મહાસભાએ ૧૯૨૦ના સપ્ટેમ્બરમાં ત્રિવિધ બહિષ્કારનો કાર્યક્રમ સ્વીકાર્યો ત્યાર પહેલાં ગુજરાતમાં રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થાપવાનો નિર્ણય થઈ ચૂક્યો હતો. ૧૯૨૦ ના ઓગસ્ટની આખરમાં અમદાવાદમાં મળેલી ચોથી ગુજરાત રાજકીય પરિષદે રાષ્ટ્રીય શિક્ષણ વિષે નીચે મુજબ ઠરાવ કર્યો હતો:

'(૧) આ પરિષદની એવી માન્યતા છે કે, અંગ્રેજ સરકારે દાખલ કરેલી કેળવણીની રાજ્યનીતિ આપણા દેશની સંસ્કૃતિ અને

પરિસ્થિતિને પ્રતિકૂળ તેમ જ અવ્યાવહારિક નીવડી છે અને તેથી વિદ્યાર્થીઓને સ્વદેશાભિમાની, સ્વાશ્રયી, ચારિત્ર્યવાન હિન્દીઓ બનાવવાની તાલીમ આપવાને સરકારથી સ્વતંત્ર ધોરણ પર રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ રચવાની જરૂર આ પરિષદ સ્વીકારે છે.

(૨) ઉપરનો હેતુ ખાસ કરીને ગુજરાતમાં સિદ્ધ કરવા માટે રાષ્ટ્રીય ધોરણ પર શાળાઓ, મહાપાઠશાળાઓ, ઉદ્યોગશાળાઓ, ઉર્દૂ શાળાઓ, આયુર્વેદિક આરોગ્યશાળાઓ, અને તે બધી સંસ્થાઓનો સમન્વય કરવાને ગુજરાત વિદ્યાપીઠ (યુનિવર્સિટી) સ્થાપવાની આ પરિષદને જરૂર જણાય છે.

(૩) ઉપર જણાવ્યા મુજબ રાષ્ટ્રીય શિક્ષણનો ગુજરાતમાં પ્રચાર કરવાને સારુ યોગ્ય ઉપાયો યોજવા આ પરિષદ નીચેના ગૃહસ્થોની એક સમિતિ, વધારે સભાસદો નીમવાની સત્તા સાથે, નીમે છે:

(૧) શ્રી. ગિરિજાશંકર ભગવાનજી બધેકા
(૨) ,, રામનારાયણ વિશ્વનાથ પાઠક
(૩) ,, દયાળજી નાનુભાઈ દેસાઈ
(૪) ,, કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા
(૫) ,, અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી
(૬) ,, ચંદુલાલ કાશીરામ દવે
(૭) ,, દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર
(૮) ,, શંકરલાલ ઘેલાભાઈ બેંકર
(૯) ,, કહાનજી દ્વારકાદાસ ધરમસી
(૧૦) ,, ભીખાભાઈ કુબેરદાસ પટેલ
(૧૧) ,, કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા } મંત્રીઓ
(૧૨) ,, ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક } મંત્રીઓ

આ પહેલા કેળવણી અને સાહિત્ય પરિષદોએ પણ રાષ્ટ્રીય શિક્ષણ વિષે જુદા જુદા ઠરાવો પસાર કરેલા પરંતુ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનાનો મૂળ આધાર તો ગુજરાતની રાજકીય પરિષદ છે એ રીતે પ્રથમથી જ કેળવણીની સાથે સ્વરાજની ભાવના આ વિદ્યાપીઠના બીજમા જ પડેલી છે ગુજરાતની સમક્ષ રાષ્ટ્રીય શિક્ષણનો પ્રશ્ન જેને શુદ્ધ શિક્ષણની દૃષ્ટિ કહે છે, કેવળ તે જ દૃષ્ટિથી નહોતો ખડો થયો પણ એમા સ્વરાજ અને સ્વતંત્રતા પણ હતા દેશની શિક્ષણપદ્ધતિને રાજકીય અંકુશથી સ્વતંત્ર કરવી એ એક મોટુ કાર્ય પ્રજા સમક્ષ હતું તે હેતુને બર લાવવા ઉપરની સમિતિ નિમાઈ હતી

આ રીતે નિમાયેલી રાષ્ટ્રીય શિક્ષણ સમિતિએ તા. ૧૯-૯-૧૯૨૦થી પોતાનું કામ શરૂ કર્યું અને બીજા વીસેક સભ્યોને પોતાની સાથે ઉમેરીને મહાત્મા ગાંધીજીને કાયમના પ્રમુખ તરીકે નીમ્યા ત્યાર પછી સરકારી મદદ લેતી તેમ જ સરકારી યુનિવર્સિટીની પરીક્ષા માટે તૈયાર કરતી શાળાઓના વ્યવસ્થાપકોને સરકાર તથા યુનિવર્સિટી સાથે સબધ તોડવાની સલાહ આપવા, તથા તેવી અને સરકારી શાળાઓના શિક્ષકો તથા વિદ્યાર્થીઓને તે શાળાઓ છોડવાની સલાહ આપવા એક પેટાસમિતિ નીમવામા આવી હતી. તે ઉપરાત ગુજરાતમા સ્થાપવા ધારેલી વિદ્યાપીઠની રૂપરેખા ઘડવા માટે એક સમિતિ નીમવામા આવી હતી. તે જ પ્રમાણે ભાવી વિદ્યાપીઠને અંગે અમદાવાદ શહેરમા પ્રાથમિક, માધ્યમિક, અને ઉચ્ચ કેળવણી રાષ્ટ્રીય ધોરણ પર આપવાની યોજના ઘડવા અને તે અનુસાર એક શાળા અને મહાવિદ્યાલય (કૉલેજ) સ્થાપવાની વ્યવસ્થા કરવા એક અનેરી સમિતિ નીમવામા આવી હતી

આ પ્રમાણે વિદ્યાપીઠની પુરોગામી શિક્ષણ સમિતિનું શરૂઆતનું કામ શિક્ષણમા અસહકાર કરવા શાળાના વ્યવસ્થાપકો,

શિક્ષકો અને માબાપોને સમજાવવાનું, ધનિકોને વિદ્યાપીઠની સ્થાપનામાં મદદ કરવા વિનંતી કરવાનું, મહાવિદ્યાલયની સ્થાપના માટે યોજના કરવાનું, અને વિદ્યાપીઠનું બંધારણ નક્કી કરવાનું હતું.

## બંધારણ

સદરહુ સમિતિએ ગૂજરાત વિદ્યાપીઠનું બંધારણ રચી સં. ૧૯૭૬ના આસો સુદ ૭, તા. ૧૮–૧૦–૧૯૨૦ને દિને એની સ્થાપના કરી અને એના પ્રથમ નિયામકો તરીકે એ સમિતિના ચાલુ સભ્યોની નિમણૂક કરી. સમિતિના પ્રમુખ મહાત્મા ગાંધીજીએ એ વિદ્યાપીઠનું કુલપતિ-પદ સ્વીકાર્યું અને શ્રી. ગિદવાણીજી કુલનાયક નિમાયા. सा विद्या या विमुक्तये એ વિદ્યાપીઠનો ધ્યાનમંત્ર થયો. એની સાથે 'અલ હિકમતો ઝાલ્લતૂલ મોમીને ફહૈસો વજદહા અહક્કો બેહા' (હિકમત મુસલમાનોની ગુમ થયેલી ચીજ છે, જ્યાંથી તે મળી આવે ત્યાંથી તેને લઈ લેવી એ તેમનો હક છે) એવું ઇસ્લામી સંસ્કૃતિનું સૂત્ર પણ ઉમેરાયું; અને આ રીતે મુક્તિની અને વિદ્યાની ઉપાસના એ વિદ્યાપીઠનું ધ્યેય નક્કી થયું.

વિદ્યાપીઠનું બંધારણ શરૂઆતમાં સં. ૧૯૭૭ના આસો વદી ૩૦ સુધીને માટે ટૂંકી મુદતને માટેનું કરવામાં આવ્યું હતું. તે મંડળે પછી સંવત ૧૯૭૮ના આસો વદ ૯, તા. ૧૫–૧૦–૧૯૨૨ને રોજ નવું કાયમનું બંધારણ ઘડીને તે મુજબ નવા ચૂંટાયેલા મંડળને સં. ૧૯૭૯માં સર્વ સત્તા સોંપી.

બંધારણ ઘડવામાં પહેલું કામ યુનિવર્સિટીને અંગે વપરાતા જુદા જુદા શબ્દોના ગુજરાતી પર્યાયો નક્કી કરવાનું હતું. પ્રાચીન વિદ્યાપીઠો માટે વપરાતા શબ્દોમાંથી એ પર્યાયો નક્કી કરવામાં આવ્યા. શરૂઆતમાં તે કાનને અપરિચિત હોવાથી કંઈક અનડા લાગતા, પણ હવે તે બરાબર રૂઢ થઈ ગયા છે. આ શબ્દો બંધારણની સાથે પરિશિષ્ટ ૧ માં આપ્યા છે.

નવા બંધારણ મુજબ નિયામક સભામાં ૫૦ સભ્યો લેવાના હતા અને તેમની નીચેનાં મંડળોમાંથી ચૂંટણી કરવાની હતી :

| | ચૂંટવાના સભ્યો |
|---|---|
| ૧. નોંધાયેલ સ્નાતકોનું મતદાર મંડળ | ૧૨ |
| ૨. ગુજરાત પ્રાંતિક સમિતિ | ૧૦ |
| ૩. મહાવિદ્યાલય મતદાર મંડળ | ૧૦ |
| ૪. દાતા મતદાર મંડળ | ૫ |
| ૫. વિનય મંદિરના મુખ્ય અધ્યાપકો અને નિરીક્ષકોનું મંડળ | ૩ |
| ૬. પૂર્ણ અને અપૂર્ણ વિનય મંદિરોમાં શીખવતા પાંચથી વધુ વરસના અનુભવવાળા શિક્ષકોનું મંડળ | ૨ |
| ૭. કુમાર મંદિરના શિક્ષકોનું મંડળ | ૧ |
| ૮. વિશિષ્ટ મંડળના શિક્ષકોનું મંડળ | ૧ |
| ૯. ઉપર પ્રમાણે ચૂંટાયેલા ૪૫ સભ્યોએ ચૂંટવાના | ૫ |

ઉપર મુજબ ચૂંટાયેલા સભ્યોની પહેલી સભા સં. ૧૯૭૯ના ફાગણ વદી ૮, તા. ૧૦–૩–૧૯૨૩ ને રોજ થઈ હતી. ત્યાર પછી તા. ૨૯–૧–૧૯૨૮ સુધી તે બંધારણ મુજબ કામ ચાલ્યું હતું.

અસહકારની હિલચાલની તેજીમંદીને પરિણામે રાષ્ટ્રની શક્તિ અશક્તિનો જેમ જેમ ખ્યાલ આવતો ગયો, તેમ તેમ વિદ્યાપીઠે પોતાના કાર્યની દિશા અધિકાધિક ચોક્કસ કરી. રાષ્ટ્રની શક્તિ ગામડાંમાં વસતી ગરીબ ખેડૂત પ્રજામાં જ સૂતેલી છે. સ્વરાજ્ય મેળવવાનો એકમાત્ર ઉપાય એ પ્રજાની સેવા કરી એને જગાડવામાં રહેલો છે. તે માટે કેળવણીમાં પણ ગરીબાઈ, સાદાઈ, ઉદ્યોગ અને ત્યાગ એ જ તત્ત્વો મુખ્ય હોવાં જોઈએ એટલી ખાતરી થવાથી, એ પ્રમાણે કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો. એ જાતનો ફેરફાર કરવા માટે નિયામક

સભાએ, શ્રી. કુલપતિજીની સૂચનાથી, સં. ૧૯૮૪ના મહા સુદ ૭, તા. ૨૯-૧-૧૯૨૮ ને દિવસે, વિદ્યાપીઠનું તંત્ર વધારે કાર્યક્ષમ કરવા માટે, વિદ્યાપીઠનાં ધ્યેયો નવેસર સ્પષ્ટ રૂપે નક્કી કર્યાં; અને તે ધ્યેયોનું વધારે એકાગ્ર પાલન થાય તે માટે પોતાની સર્વ સત્તા અને જવાબદારી તથા તમામ સંસ્થાઓ અને મિલકત નીચેના સભ્યોનું કાયમી ગૂજરાત વિદ્યાપીઠ મંડળ સ્થાપી તેને સોંપી દીધાં; અને તે મંડળમાં નીચેના સભ્યો નીમ્યા :

૧. શ્રી વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ
૨. ,, નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ
૩. ,, દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર
૪. ,, શંકરલાલ ઘેલાભાઈ બૅન્કર
૫. ,, મહાદેવ હરિભાઈ દેસાઈ
૬. ,, ઇમામ અબદુલ કાદર બાવઝીર
૭. ,, મણિલાલ વલ્લભજી કોઠારી
૮. ,, કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા
૯. ,, નરહરિભાઈ દ્વારકાદાસ પરીખ
૧૦. ,, વાલજીભાઈ ગોવિંદજી દેસાઈ
૧૧. ,, હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ
૧૨. ,, જુગતરામ ચીમનલાલ દવે
૧૩. ,, ગોકુળભાઈ દોલતરામ ભટ્ટ
૧૪. ,, સુખલાલજી પંડિત
૧૫. ,, પરીક્ષિતલાલ લલ્લુભાઈ મજમુદાર
૧૬. ,, ગોપાલરાવ રામચંદ્ર કુલકર્ણી
૧૭. ,, વિઠ્ઠલ લક્ષ્મણ ફડકે
૧૮. ,, મણિબહેન વલ્લભભાઈ પટેલ

આ મંડળને પોતાની સંખ્યામાં ૨૫ સુધી વધારો કરવાની સત્તા હતી.

સને ૧૯૪૯ના માર્ચની આખરે સભ્યોની સંખ્યા ૧૬ છે અને મૂળ સભ્યોમાં કેટલાક ફેરફાર થયા છે. ઉપરની યાદીમાં સભ્ય નં. ૨થી ૯ ૧૪ અને ૧૬, અવસાન થતાં કે રાજીનામું આપવાથી, છૂટા થયા છે. તેમની જગ્યાએ નીચેના નવા સભ્યો હાલ મંડળમાં છે:

૧. શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ
૨. „ ગોપાળદાસ જીવાભાઈ પટેલ
૩. „ વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
૪. „ દિલખુશ બ. દીવાનજી
૫. „ મોરારજી રણછોડજી દેસાઈ
૬. „ જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
૭. „ ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
૮. „ ખંડુભાઈ કરસનજી દેસાઈ

આ ૧૬ માંથી ૮ સભ્યો વિદ્યાપીઠમાંથી પસાર થયેલા સ્નાતકો છે. વિદ્યાપીઠનું મૂળ બંધારણ તથા નવેસર નક્કી થયેલું બંધારણ અને ધ્યેયો પરિશિષ્ટ ૧ માં આપેલાં છે.

આ બધા ફેરફારો અને તેમાંથી ફલિત થતી ધ્યેયની સ્પષ્ટતા એ વિદ્યાપીઠનો સ્વાભાવિક વિકાસ સૂચવે છે. અથવા ગાંધીજીના શબ્દોમાં કહીએ તો, એ મેઘધનુષના રંગોની વિવિધતા છે. દરેક વખતે થયેલા ફેરફારો પૂર્વકાળની પૂર્તિરૂપે થયેલા છે અને તેથી એમાં એકતા છુપાયેલી જ છે. પણ ફેરફારો કરવામાં આવ્યા ત્યારે કેટલાક લોકોમાં અસંતોષ થયો હતો. તે સર્વની જવાબદારી ગાંધીજીએ પોતાને માથે લઈને તેમને કહ્યું હતું કે:

'કાકાસાહેબના હાથમાં સુકાન આવવાથી વિદ્યાપીઠ પડી ભાંગી છે એમ કોઈ કહે છે. જો એ પડી ભાંગી છે તો તેનું કારણ કાકાસાહેબ નહીં પણ હું છું. કેમ કે જ્યાં લગી પ્રજાને મારે વિષે મોહ કહો કે પ્રેમ છે ને મુખ્ય ભાગે મારી સલાહ માન્ય રાખે છે ત્યાં સુધી જે ફેરફારો થયા છે તેનો પ્રેરક હું

રહ્યો છું. સરકારી શાળાઓનો બહિષ્કાર કરાવવામાં ને રાષ્ટ્રીય કેળવણીનું સ્વરૂપ ઘડાવવામાં મુખ્ય હાથ મારો હતો,' એ મારે નમ્રપણે કહેવું કે કબૂલ કરી લેવું જોઈએ.'

આ પ્રમાણે ગાંધીજીએ જ મૂળથી વિદ્યાપીઠના બધા ફેરફારોમાં પ્રેરણા આપેલી છે અને તેઓ તેના આજીવન પ્રેરણાદાયી કુલપતિ રહ્યા છે.

### પચીસીના ફેરફારો

વિદ્યાપીઠની પચીસીમાં વખતોવખત જે ફેરફારો થયા તેના સ્વાભાવિક રીતે નીચે પ્રમાણે ૭ ખંડ પડે છે:

(ક) ઈ. સ. ૧૯૨૦–'૨૭ આક્ટોબર, અસહકારના આંદોલનની ભરતી અને ઓટને લીધે શાળા મહાશાળાની સંખ્યામાં ચડઊતર, પ્રતિનિધિત્વવાળી નિયામક સભા અને સંસ્કૃતિના અધ્યયન તરફ વિશેષ લક્ષ.

(ખ) ૧૯૨૮–'૩૦ માર્ચ, કાયમી વિદ્યાપીઠ મંડળની સ્થાપના અને શિક્ષણમાં બૌદ્ધિક અને ઔદ્યોગિક શિક્ષણને સરખું મહત્ત્વ તથા ગ્રામકેળવણી પર વિશેષ ભાર.

(ગ) ૧૯૩૦–'૩૪ સ્વરાજની લડતને લીધે ચાલુ શિક્ષણકામ બંધ અને ૧૯૩૨થી'૩૪ સુધી વિદ્યાપીઠ સરકારના કબજામાં.

(ઘ) '૧૯૩૫–'૪૨ ઑગસ્ટ, ફરી કામની શરૂઆત. વિનય મંદિર અને પ્રકાશનની મુખ્ય પ્રવૃત્તિ.

(ઙ) ૧૯૪૨–'૪૫ સ્વરાજની લડતને લીધે ચાલુ શિક્ષણકામ બંધ.

(ચ) '૪૫ પછીની પ્રવૃત્તિ.

આ રીતે પચીસ ઉપરાંત વર્ષોના ગાળામાં બે વખત સ્વરાજ્યની લડતને લીધે વિદ્યાપીઠનું ચાલુ કામ બંધ રહ્યું અને વિદ્યાપીઠના શિક્ષકો અને મોટા વિદ્યાર્થીઓએ તેમાં ઉત્સાહપૂર્વક ફાળો આપ્યો. વિદ્યાપીઠે પ્રથમથી જ દેશની જાગૃતિ સાથે અનુસંધાન રાખેલું હોવાથી તેમાં વખતોવખત આવા પ્રસંગો આવ્યા કરે એ સ્વાભાવિક

છે. કેળવણીની સંસ્થામાં એમ બને એ કેવળ કેળવણીની દૃષ્ટિએ કોઈને કદાચ ઇષ્ટ ન લાગે. પણ વિદ્યાપીઠની તો એ વિશેષતા અને ગૌરવ છે. અને તેથી જ ૧૯૩૦ની લડતમાં વિદ્યાપીઠના માણસોએ જે જ્વલંત ફાળો આપ્યો તે જોઈને ૧૯૩૧માં ગાંધીજીએ લખ્યું હતું કે, 'વિદ્યાપીઠ સ્થાપીને આપણે કશું ખોયું નથી. તેને માટે જે પૈસા આપેલા તે આપણે વ્યાજ સુધ્ધાં વસૂલ કર્યા છે.' અને વિદ્યાર્થીઓને ઉદ્દેશીને તેમણે કહેલું કે, 'સરકારી શાળા અને આપણી શાળા વચ્ચેનો ભેદ સમજવા જેવો છે. આપણા કેટલાક વિદ્યાર્થીઓ જેલ ગયા અને બીજા જશે, એ વિદ્યાપીઠનું ભૂષણ છે.'

આ ભેદને લીધે ગાંધીજી હંમેશાં સંખ્યા કરતાં ગુણ ઉપર વધારે ભાર મૂકતા હતા અને સાચી રાષ્ટ્રીય દૃષ્ટિએ વિદ્યાર્થીઓ તૈયાર થવા જોઈએ એવો આગ્રહ રાખતા હતા, ભલે તેઓ મૂઠી-ભર હોય કે એક હોય. ૧૯૨૬ના પાંચમા પદવીદાન વખતે તેમણે કહેલું કે, 'તમે સર્વે જોઈ શકો છો કે સંખ્યાની દૃષ્ટિએ વિદ્યાપીઠની સ્થિતિ કંગાલ થતી જાય છે. પરંતુ હું તેથી લેશમાત્ર ગભરાતો નથી. ૧૯૨૦માં જ્યારે મેં આ વિદ્યાપીઠની સ્થાપના કરી ત્યારે એના કાર્યમાં મને જે શ્રદ્ધા હતી તે જ શ્રદ્ધા આજે છે. હું તો એ પણ કહેવાની હિંમત કરું છું કે મારી શ્રદ્ધા તો વિશેષ દૃઢ થતી જાય છે. જગતમાં સંખ્યાબળને સ્થાન છે, પરંતુ આપણી ચળવળમાં તો ગુણબળ પર જ વધારે આધાર રાખવાનો રહ્યો. સંખ્યાબળ ઓછું હોય ત્યાં મૂંઝાવાની જરૂર નથી; પરંતુ વિશેષ સાવધાની તો ખાસ રાખવી પડે. . . . . . હું તો તમને ખાતરી આપું છું કે, 'વિદ્યાપીઠના ભાવિ વિષે મને લેશમાત્ર ચિંતા નથી. જો તમે તમારા કાર્યમાં સાવધાન રહેશો તો ભવિષ્ય ઉજ્જ્વલ જ છે. વિદ્યાપીઠ તો એક વિદ્યાર્થી હશે છતાં પોતાનું કામ કરશે જ. અને એ એક વિદ્યાર્થી સારુ — હું કાશ્મીર હઈશ તો ત્યાંથી પણ પદવી આપવા અહીં આવીશ. તમે એમ કદી ન માનતા કે તે વખતે મારો ઉત્સાહ

લેશમાત્ર ઓછો હશે. હું તો એમ કહી શકું કે, એ એક જ વિદ્યાર્થીને પદવી આપતાં મને વિશેષ ઉત્સાહ રહેશે અને તેમાં હું વધારે અભિમાન લઈશ — જો એ અભિમાનને 'હું લાયક હોઉં તો.'

ત્યાર પછીના છઠ્ઠા પદવીદાન વખતે તો એમણે એટલે સુધી કહેલું કે, 'એક દિવસ એવો આવે કે અહીં કોઈ ન રહે. કુલપતિ જ બેઠો હોય. શિક્ષક પણ એ જ હોય અને શિષ્ય પણ એ જ હોય. એની સામે એનો રેંટિયો પડ્યો હોય તો કોક તો જોવા આવશે. કોઈ ન આવે તો વાંદરા તો આવશે. અને એનામાં શ્રદ્ધા હશે તો તેની સાથે તે વૈદર્ભીની જેમ વાતો કરશે, અને આશ્વાસન મેળવશે. . . . . . એટલી શ્રદ્ધા તમારામાં હોય તો એન્ડ્રૂઝ કહે છે કે તમે એક નહિ પણ એક હજાર પેમ્બ્રોક પેદા કરશો. ક્યાં ઇંગ્લંડ અને ક્યાં હિંદ જેમાં કેટલાયે ઇંગ્લંડ સમાઈ જાય ! પણ આપણામાં એટલી વીરતા છે ? ધીરજ છે ? વીરતા અને ધીરજ વિના શ્રદ્ધાનો પાક નથી ઊતરતો. આપણે આપણા સિદ્ધાંતો પર કાયમ રહીએ અને વિશ્વાસ રાખીએ '

આવી વીરતા અને શ્રદ્ધા ગાંધીજીએ વિદ્યાપીઠ માટે રાખ્યાં હતાં અને એ બે ગુણો તેઓ વિદ્યાર્થીઓમાં મૂર્તિમંત થયેલા જોવા ઇચ્છતા હતા વત્તીઓછી સંખ્યાની તેમને પડી નહોતી, જોકે શરૂઆતનાં વર્ષોમાં તો સંખ્યાનો પણ તોટો નહોતો. પણ તે રાજકીય વાતાવરણની ગરમીનુ મોજું હતું. ગરમી ઊતરી જતાં હવા ઠંડી થઈ ગઈ અને મોજું ઊતરી ગયુ. તેના પુરાવા આપણને તે સમયના વિદ્યાપીઠના ઇતિહાસમાંથી મળે છે.

### (ક) ૧૯૨૦ થી ૨૭
### મહાવિદ્યાલયની સ્થાપના

ઉપર બતાવેલા ઐતિહાસિક ખંડોમાંથી પ્રથમ ખંડમાં વિદ્યાપીઠનું પહેલું મહત્ત્વનું કાર્ય શ્રીમાન કુલપતિજીને હાથે ગુજરાત મહાવિદ્યાલયની સ્થાપનાનું થયું. પ્રતિકાને દિવસે ૫૮ વિદ્યાર્થીઓએ

સરકારી કૉલેજોમાંથી અભ્યાસ છોડી મહાવિદ્યાલયમાં નામ નોંધાવ્યાં હતાં. થોડા વખત બાદ સુરત અને મુંબઈમાં પણ રાષ્ટ્રીય મહાવિદ્યાલયોની સ્થાપના થઈ અને તેઓ આ વિદ્યાપીઠ સાથે જોડાયાં. મહાવિદ્યાલયનો ઉદ્દેશ વિદ્યાર્થીઓને જુદા જુદા વિષયોમાંથી કોઈ એકમાં નિષ્ણાત કરવાનો હતો. તેને લગતી વિગતો આગળ ઉપર જુદા વિભાગમાં આપવામાં આવી છે.

વાસ્તવિક રીતે મહાવિદ્યાલય એ શિક્ષણ-મંદિરનો કળશ ગણાય. કળશ ગમે તેટલો મૂલ્યવાન અને પ્રકાશમાન હોય તોપણ એના પાયારૂપે તો પ્રાથમિક કેળવણી જ હોઈ શકે. પણ આ વિદ્યાપીઠને પોતાની શરૂઆત મહાવિદ્યાલયથી કરવાની આવી અને પ્રાથમિક શાળાઓ પછીથી તેને મળી, એ તે વખતની રાજકીય પરિસ્થિતિને કારણે હતું. એ જ કારણે મહાવિદ્યાલયમાં શરૂઆતનો અભ્યાસક્રમ સરકારી યુનિવર્સિટી પ્રમાણે જ હતો. સરકારી યુનિવર્સિટીના બહિષ્કારમાંથી આ વિદ્યાપીઠની સ્થાપના થઈ, એટલે શરૂઆતનું વર્ષ બન્ને શિક્ષણસંસ્થાઓની રાષ્ટ્રીય, અરાષ્ટ્રીય ભાવનાની વચ્ચે સાંધારૂપ હતું. આમ છતાં વિદ્યાપીઠના સિદ્ધાન્તોને અનુસરી માતૃભાષાનું જ્ઞાન બધાને માટે ફરજિયાત કરવામાં આવ્યું હતું.

### ભારતવર્ષીય પરીક્ષાઓ

મહાવિદ્યાલયની સ્થાપના સાથે જ વિદ્યાપીઠ ઉપર તાત્કાળિક અગત્યનું કામ પરીક્ષાઓ લેવાનું આવી પડ્યું. અનેક વિદ્યાર્થીઓએ ઠેક પરીક્ષાને ટાંકણે જ — કેટલાકે પરીક્ષા માટે અરજીઓ પણ કરી ચૂક્યા બાદ — અસહકાર કર્યો હતો. પૂ૦ ગાંધીજીએ અને કલકત્તાની મહાસભાએ અસહકારનું આહ્વાન આખા ભારતવર્ષના વિદ્યાર્થીઓને કર્યું હતું; પણ વિદ્યાપીઠની તાબડતોબ સ્થાપના તો કેવળ ગુજરાતમાં જ થઈ હતી. ગુજરાત વિદ્યાપીઠનું કાર્યક્ષેત્ર મુખ્યત્વે ગુજરાત અથવા ગુજરાતીઓ પૂરતું અંકાયેલું હતું; પણ આખા હિંદમાંથી અનેક વિદ્યાર્થીઓ પોતે પરીક્ષા માટે કરેલી

મહેનત ફોકટ ન જાય એ વિષે ઇંતેજાર હતા. તેથી શ્રી. કુલનાયક ગિદવાણીને હિંદુસ્તાનમાં ફરતાં ફરતાં આ વિદ્યાર્થીઓ માટે પરીક્ષા લેવાની સગવડ ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા થવી જ જોઈએ એમ લાગ્યું, અને એમની સૂચના સ્વીકારાઈ. ત્યાર પછીના, એટલે સં. ૧૯૭૭ના ઉનાળામાં, આખા ભારતવર્ષના અસહકારી વિદ્યાર્થીઓની પરીક્ષા પોતપોતાના વિષયોમાં તેમની યુનિવર્સિટીઓના અભ્યાસક્રમ પ્રમાણે જ લેવાનું ઠરાવવામાં આવ્યું. તાજેતરમાં જ સ્થપાયેલ વિદ્યાપીઠને આ બોજો ઉપાડવો અઘરો પડત; પણ બોજો ઉપાડયા પછી થોડા સમયમાં જ પૂનામાં ટિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠ અને પંજાબમાં રાષ્ટ્રીય કેળવણી મંડળ સ્થપાયાં, અને તેમણે પરીક્ષાની સર્વે વ્યવસ્થા વિદ્યાપીઠની વતી કરી, તથા સ્નાતકોને પદવીદાન આપ્યાં. મદ્રાસના વિદ્યાર્થીઓને માત્ર, ત્યાંથી પદવીદાન પ્રમાણપત્ર આપનાર કોઈ રાષ્ટ્રીય સંસ્થા અસ્તિત્વમાં આવેલી ન હોવાથી, ગૂજરાત વિદ્યાપીઠમાંથી પ્રમાણપત્રો આપવામાં આવ્યાં હતાં.

સં. ૧૯૭૭માં ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા લેવાયેલી ભારતવર્ષીય પરીક્ષાઓમાં નીચે મુજબ વિદ્યાર્થીઓ બેઠા હતા.

| યુનિવર્સિટી | વિનીત પરીક્ષા ઉમેદવાર | મધ્યમા પરીક્ષા ઉમેદવાર | સ્નાતક પરીક્ષા ઉમેદવાર |
|---|---|---|---|
| મુંબાઈ | ૫૪૭ | ૧૦૫ | ૫૦ |
| અલ્હાબાદ | ૧૧૨ | ૪૨ | ૨૫ |
| મદ્રાસ | ૬૯ | ૧૬ | ૧૬ |
| પંજાબ | ૨૫ | ૭ | ૧૪ |
| બનારસ હિંદુ | ૩ | ... | ... |
| કલકત્તા | ... | ... | ૩ |
| પટના | ૧ | ... | ૨ |
| કુલ | ૭૫૭ | ૧૭૦ | ૧૧૦ |

જુમલે ૧૦૩૭

તે સાથે જ ગુજરાત વિદ્યાપીઠમાં અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓની સ. ૧૯૭૭ અને '૭૮માં પરીક્ષાઓ થઈ. આ પરીક્ષાઓ લગભગ મુબઈ યુનિવર્સિટીના અભ્યાસક્રમ મુજબ જ લેવાઈ હતી; કારણ કે જે વિદ્યાર્થીઓ વિદ્યાપીઠનાં મહાવિદ્યાલયોમાં જોડાયા હતા, તેમણે પોતાનો ઘણોખરો અભ્યાસ એ યુનિવર્સિટીની પદ્ધતિ પ્રમાણે કર્યો હતો. વધારામા ગુજરાતી અને હિંદુસ્તાનીના ફરજિયાત વિષયો દાખલ કરવામાં આવ્યા હતા. સદરહુ વિદ્યાર્થીઓનો પ્રથમ પદવીદાન સમારંભ સં. ૧૯૭૮ના જેઠ વદ ૩, તા. ૧૨–૬–૧૯૨૨ને રોજ શ્રી. વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલના પ્રમુખપણાથી થયો હતો. તે વખતે ૬૬ ઉમેદવારોને પદવીઓ આપવામાં આવી હતી. તેમાં મુંબઈ યુનિવર્સિટીના ૫૦ સ્નાતક પરીક્ષાના ઉમેદવારો ઉપરાંત ગુજરાત મહાવિદ્યાલય મારફતે બેઠેલા વિદ્યાર્થીઓનો પણ સમાવેશ થતો હતો.

### સેવાર્થે પદવીદાન

પરીક્ષા લેવા માટેની આટલી વ્યવસ્થા પૂરતી જણાઈ નહિ. અસહકારનો સંદેશો આપવામાં મહાત્મા ગાંધીજીનો ઉદ્દેશ વિદ્યાર્થીઓને સરકારી સંસ્થાઓનો ત્યાગ કરાવી રાષ્ટ્રસેવામાં લેવાનો હતો. અસહકારને અંગે રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓ જ સ્થાપવી અને વિદ્યાર્થીઓને કેવળ શિક્ષણ કે પદવી પ્રાપ્ત કરવાનું સાધન કરી આપવું, એવો જ ઉદ્દેશ ન હતો. જોકે આ વસ્તુને પ્રજાનો ઘણો ઓછો ભાગ સમજતો હતો છતાં કેટલાક વિદ્યાર્થીઓ ગાંધીજીની આ વસ્તુ બરાબર સમજી ગયા હતા અને તેથી છેક પરીક્ષાની ઘડીએ અસહકાર કરી, કોઈ પણ મહાવિદ્યાલયની કે પદવીની અપેક્ષા રાખ્યા વિના તેમણે રાષ્ટ્રીય કાર્યમાં ઝંપલાવી દીધું હતું. આમાંના કેટલાકની કૉલેજની કારકિર્દી ઝળકતી હતી; રાષ્ટ્રીય કાર્યમાં પણ એમણે ભારે ભાગ ભજવ્યો હતો; કેટલાકને તેને માટે વારંવાર સજાઓ સહન કરવી પડી હતી; કેટલાક માટે એમના પ્રાંતના કાર્યકર્તાઓએ એવાં પ્રમાણ-

પત્ર આપ્યાં હતાં કે, એમને સોંપેલા કાર્યક્ષેત્રમાં એમના ઉપર જ કાર્ય ટકી રહેલું હતું. એ વિદ્યાર્થીઓને કોઈ પરીક્ષાના વિધિમાંથી પસાર થવા કહેવું, એટલે એમને રાષ્ટ્રીય કાર્ય કેટલોક સમય સુધી બંધ કરવા જ કહેવું પડે આ સર્વ વસ્તુઓનો વિચાર કરી તથા તેમની સેવાની કદર કરવાની ઇચ્છાથી સ. ૧૯૭૮ના મહા સુદ ૧૫ ને દિવસે નિયામક સભાએ નીચે પ્રમાણે એક ઠરાવ કર્યો :

> "જે વિદ્યાર્થીઓએ સિનિયર બી. એ માંથી મહાસભાના આમંત્રણને લીધે ચળવળના કાર્યમા પડવા અભ્યાસ મુલતવી રાખ્યો છે, તેમને પરીક્ષા લીધા સિવાય સ્નાતકની પદવી આપવી."

આ ઠરાવની રૂએ ૧૬ વિદ્યાર્થીઓને ઈ. સ. ૧૯૨૨ના પ્રથમ પદવીદાન સમારંભ વખતે વિશારદ પદવી આપવામાં આવી હતી. ત્યાર બાદ બીજા સમારંભમા ૧૫ વધુ વિદ્યાર્થીઓ માટે ભલામણ કરવામાં આવી હતી.

## બીજી પરીક્ષાઓ

સ્નાતકની મુખ્ય પરીક્ષા ઉપરાંત તથા વિદ્યાપીઠ તરફથી ઉપર જણાવેલી પરપ્રાંતીય પરીક્ષાઓ સિવાય બીજી ગૌણ પરીક્ષાઓ નીચે મુજબ લેવામાં આવી હતીઃ—

| પરીક્ષા | સં. ૧૯૭૭ | | સં. ૧૯૭૮ | |
|---|---|---|---|---|
| | ઉમેદવાર | ઉત્તીર્ણ | ઉમેદવાર | ઉત્તીર્ણ |
| વિનીત | ૫૪૭ | ૩૬૯ | ૩૯૩ | ૨૯૩ |
| પ્રથમા | ૧૦૪ | ૭૪ | ૧૩૧ | ૧૧૧ |
| | (મધ્યમા) | (મધ્યમા) | | |
| સ્નાતક | ૫૦ | ૪૦ | ૮ | ૭ |
| પ્રથમા વૈજ્ઞાનિક | .. | ... | ... | .. |
| શાળાન્ત | ... | ૧૮ | ... | ૮૫ |

| પરીક્ષા | સં ૧૯૭૯ ચૈત્ર માસ | | સં. ૧૯૭૯ ભાદ્રપદ | |
|---|---|---|---|---|
| | ઉમેદવાર | ઉત્તીર્ણ | ઉમેદવાર | ઉત્તીર્ણ |
| વિનીત | ૨૮૦ | ૧૪૮ | ... | ... |

| | | | | |
|---|---|---|---|---|
| પ્રથમા | ૧૧૦ | ૭૮ | ૧૮ | ૯ |
| સ્નાતક | ... | ૨૫ | ... | ૧ |
| પ્રથમા વૈજ્ઞાનિક | ૧૩ | ૬ | ... | ... |
| શાળાન્ત | ... | ... | ... | ... |

### ગુજરાત પુરાતત્ત્વ મંદિર

ગુજરાત મહાવિદ્યાલયની સ્થાપના પછી થોડા જ વખતમાં ગુજરાત પુરાતત્ત્વ મંદિરની સ્થાપના થઇ. નામ પ્રમાણે આ મંદિરનો ઉદ્દેશ પ્રાચીન હકીકતોનું સંશોધન કરવાનો હતો. એ મંદિરના કામની હકીકત આગળ જુદા વિભાગમાં આપી છે.

### અધ્યાપન મંદિર

ત્યાર બાદ સં. ૧૯૭૭ના વૈશાખ વદિ ૧૦ને દિવસે, પ્રાથમિક શિક્ષકોને તૈયાર કરવા માટે, એક અધ્યાપન મંદિર સ્થાપવામાં આવ્યું હતું. એ મંદિરમાં ૪૦ શિક્ષકોને એક એક સત્રમાં તૈયાર કરવાની યોજના રાખી હતી. તે પ્રમાણે ચાર સમૂહ વડે ૧૧૪ શિક્ષકો તૈયાર થયા. પરંતુ એ રીતની યોજના સંતોષકારક ન જણાવાથી એ મંદિર ૧૯૭૭ના મહા સુદ ૧૫ને રોજ બંધ કરવામાં આવ્યું.

આ ઉપરાંત તે સમયમાં સીધાં વિદ્યાપીઠ તરફથી જ અમદાવાદમાં નવી ગુજરાતી શાળા (કુમાર મંદિર), નવા વાડજમાં રાષ્ટ્રીય કુમાર મંદિર, અને કોચરબમાં રાત્રિશાળાઓ ચાલતાં હતાં; તથા માંગરોળના રાષ્ટ્રીય કુમાર મંદિરની વ્યવસ્થા તેના ફંડમાંથી વિદ્યાપીઠની દેખરેખ નીચે થતી હતી.

### પુસ્તક પ્રકાશન

વિદ્યાપીઠની એક બીજી પ્રવૃત્તિ પાઠ્યપુસ્તકોની પ્રસિદ્ધિ વિષે હતી. વિદ્યાપીઠનો ઉદ્દેશ ગુજરાતી ભાષા દ્વારા જ સર્વ શિક્ષણ આપવું એવો છે. મહાવિદ્યાલયમાં કેટલાંક મંદિરોમાં એ ઉદ્દેશ ફળીભૂત થયો હતો. કેટલાંક મંદિરોમાં પુસ્તકોને અભાવે, અથવા ગુજરાતી પર પૂરો કાબૂ ધરાવનાર અધ્યાપકોને અભાવે, શરૂઆતમાં એ તદ્દન ફળીભૂત નહોતો થયો; પરંતુ વિનય મંદિરોમાં ગુજરાતીને કેળવણીનું

વાહન કરાવવાની રીતિ સારી રીતે અમલમાં આવતી હતી, અને તેને માટે પાઠયપુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કામ પણ ઠીક ઝપાટાબંધ ચાલતું હતું.

### શાળાઓનો અસહકાર

સરકાર સાથે પૂર્વે સંબંધ ધરાવતી હાઇસ્કૂલો પૈકી, ચોથી ગુજરાત રાજકીય પરિષદ અને ત્યાર બાદની કલકત્તાની તથા નાગપુરની હિંદી મહાસભાના ઠરાવોને માન આપી, આશરે ૧૦ હાઇસ્કૂલો અસહકાર કરી વિદ્યાપીઠ સાથે જોડાઈ ગઈ હતી. અસહકાર વખતે એ શાળાઓમાં વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૩૦૦૦થી ઉપર હતી.

તે સાથે જ કેટલાંક રાષ્ટ્રીય કુમાર મંદિરો અને વિનય મંદિરો નવાં સ્થપાયાં અને કેટલાંકે સરકાર સાથે સંબંધ છોડીને વિદ્યાપીઠ સાથે સંબંધ જોડ્યો. આની શાળા મહાશાળાઓની સંખ્યા ૧૯૨૧ની શરૂઆતમાં નીચે મુજબ હતી:

| जिल्लो | महाविद्यालयो | पूर्ण विनय मंदिरो | अपूर्ण विनय मंदिरो | कुमार मंदिरो |
|---|---|---|---|---|
| અમદાવાદ | ૧ | ૨ | ૪ | ૧૦૧ |
| ખેડા | – | ૫ | ૯ | ૨૯ |
| પંચમહાલ | – | ૧ | ૩ | ૨ |
| ભરૂચ | – | ૧ | ૬ | ૯ |
| સુરત | ૧ | ૧ | ૫ | ૮૦ |
| કાઠિયાવાડ | – | ૨ | – | ૫ |
| મુંબઈ | ૧ | ૧ | – | – |
| બીજે | – | – | ૨ | – |
| કુલ | ૩ | ૧૩ | ૨૯ | ૨૨૬ |

આ બધી શાળાઓમાં થઈને ૨૯,૦૦૦ વિદ્યાર્થીઓ ભણતા હતા. લગભગ બે વરસ પછી ૧૯૨૩ની આખરે આ શાળાઓની સ્થિતિ નીચે મુજબ હતી:

| मंदिरनो प्रकार | मंदिरनी संख्या | विद्यार्थी संख्या (आशरे) | शिक्षकोनी संख्या | आशरे वार्षिक आवक रू. | आशरे वार्षिक खर्च रू. | विद्यापीठनी मदद रू. | प्रान्तिक समितिनी मदद | फुटकळ वगेरे |
|---|---|---|---|---|---|---|---|---|
| મહા વિદ્યાલયો | ૨ | ૨૭૭* | ૩૮ | ૨૭,૯૦૦ | ૮૯,૮૫૦ | ૪૨,૧૨૦ | ૨૨,૬૦૦ | ... |
| પૂર્ણ વિનય મંદિરો | ૧૩ | ૪૫૦૬+ | ૧૯૬ | ૧,૩૬,૦૩૬ | ૧,૮૬,૩૩૦ | ૧૮,૧૦૦ | ૩૨,૫૦૦ | .. |
| અપૂર્ણ વિનય મંદિરો | ૧૫ | ૧૩૮૬‡ | ૮૧ | ૨૭,૯૦૫ | ૩૯,૫૯૫ | ૩,૪૦૦ | ૫,૫૨૫ | ૮,૧૪૫ |
| કુમાર મંદિરો | ૪૩ | ૨૭૦૦† | ૧૨૦ | ૨૨,૦૦૦ | ૨૭,૦૦૦ | ૬,૮૦૦ | ૧,૮૦૦ | ૧૦,૩૦૦ |
| કુલ | ૭૩ | ૮,૮૬૯ | ૪૩૫ | ૨,૧૩,૮૪૧ | ૩,૪૨,૭૭૫ | ૭૦,૪૨૦ | ૫૮,૯૨૫ | |

* કન્યાઓ ૬ + કન્યાઓ ૪૩ ‡ કન્યાઓ ૧૪ † કન્યાઓ આશરે ૪૫૦

### શહેરોની પ્રાથમિક શાળાઓ

આ ઉપરાંત અમદાવાદ, સુરત અને નડિયાદની મ્યુનિસિપાલિટીઓએ સરકારની ગ્રાન્ટ ન લેવાનો ઠરાવ કરવાથી, અમદાવાદ અને સુરતની મ્યુનિસિપાલિટીઓને બરતરફ કરવામાં આવી. તેને લીધે અમદાવાદમાં પ્રજાકીય પ્રાથમિક કેળવણી મંડળ, અને સુરત તથા નડિયાદનાં રાષ્ટ્રીય કેળવણી મંડળોએ એ શહેરોની પ્રાથમિક કેળવણીનું કાર્ય પોતાના હાથમાં લઈ લીધુ હતું.

### બીજી રાષ્ટ્રીય શાળાઓ

આ ઉપરાંત વિદ્યાપીઠ પાસેથી માન્યતા ન મેળવેલી એવી પણ કેટલીક છૂટીછવાઈ રાષ્ટ્રીય શાળાઓ હતી. ગુજરાત બહાર વસતા દૂર દૂરના ગુજરાતીઓ પણ પોતપોતાનાં ગામોમાં રાષ્ટ્રીય શાળાઓ ચલાવતા હતા. એવી સમગ્ર શાળાઓમાં ઓછામાં ઓછા ૭૦૦–૮૦૦ વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય કેળવણી લેતા હશે. એવી શાળાઓમાં મુખ્ય વઢવાણ કેળવણી મંડળનાં મંદિરો હતાં. તેમાં આશરે ૩૦૦ વિદ્યાર્થીઓ શીખતા હતા.

આ રીતે સમગ્ર ગુજરાતી રાષ્ટ્રીય વિદ્યાર્થીઓની સંખ્યા આશરે ત્રીસ હજારની ઉપર થતી હતી. અને તેમને અંગે વાર્ષિક ખર્ચનો અંદાજ રૂ. ૩ થી ૪ લાખનો થતો હતો. આવકમાં ઘણીખરી સંસ્થાઓનો આધાર દાનો કે સ્વરાજફાળા ઉપર જ હતો. પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ સિવાય બીજી કોઈ પણ શાળા કેવળ ફીની આવક પર પોતાનો નિર્વાહ કરી શકતી નહોતી.

### શિક્ષકો

આ સર્વ નાની મોટી સંસ્થાઓના શિક્ષકોની સંખ્યાનો અંદાજ ૮૦૦નો હતો. આ પૈકી-જૂજ શિક્ષકોના પગારનું ધોરણ સંતોષકારક હતું. ઘણી જગ્યાએ તો શિક્ષકોના ત્યાગ ઉપર જ શાળાઓ ટકી રહી હતી એમ કહેવું જોઈએ. શિક્ષકોને પેટ દાબી

બેસી રહેવા ઉપરાંત કેટલીક વાર અનેક બીજા પ્રકારની મુશ્કેલીઓમાં કામ કરવું પડતું હતું. કોઈક ઠેકાણે ગામના લોકો એટલા અજ્ઞાન હોય કે શિક્ષણમાં રસ જ લઈ શકે નહિ. કેટલીક જગ્યાએ શહેર કે ગામના લોકો શક્તિવાળા અને સમજદાર હોવા છતાં શિક્ષણ અથવા રાષ્ટ્રીય શિક્ષણ વિષે એમની ભાવના ખેડાયેલી ન હોવાથી શાળાઓ વિષે બેપરવા હોય. કોઈ ઠેકાણે જગ્યાની તો કોઈ ઠેકાણે સાધનોની અગવડ વેઠવી પડે. કોઈ જગ્યાએ એ બધું સાનુકૂળ હોય ત્યારે વિદ્યાર્થીઓના વાલીઓ ટૂંકી દૃષ્ટિવાળા હોય. આ બધામાં કોઈક જગ્યાએ સુશિક્ષણ વિષેના પ્રજાના ગજા ઉપરાંત લાગે એવા મહત્ત્વાકાંક્ષી આદર્શો પણ મુશ્કેલીઓ ઉત્પન્ન કરે.

આ પ્રમાણે ૧૯૨૩ના આખરની સ્થિતિ હતી. તે દરમિયાન રાજકીય વાતાવરણની ગરમી ઓછી થઈ હતી અને કેટલીક શાળાઓએ તે કારણે કે બીજાં કારણોને લીધે ફરી સરકાર સાથે સંબંધ જોડ્યો હતો, અને બીજી કેટલીક જોડવાની તૈયારીમાં હતી. ૧૯૨૩ની અધવચમાં જ વિદ્યાપીઠના મહામાત્રે નિયામક સભામાં કહ્યું હતું કે, 'મંદિરો અને વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘટાડો થતો જાય છે. એ વિષે ગંભીરપણે નિયામકો તેમ જ પ્રજાએ વિચાર કરવો ઘટે છે.' વિશેષમાં જણાવ્યું હતું, 'પ્રજાના કેળવણી વિષેના ખ્યાલો અને વિદ્યાપીઠના ખ્યાલો તથા કેળવણીનું ધ્યેય એ ત્રણ વિષે ચોખ્ખો વિચાર ન થાય ત્યાં સુધી મહેનત કરતાં છતાં મનનો વસવસો દૂર નહિ થાય.'

### રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ

આ બધી બાબતનો ખ્યાલ કરીને ૧૯૨૪ની શરૂઆતમાં નિયામક સભાએ 'ગૂજરાત વિદ્યાપીઠની દેખરેખ નીચે રાષ્ટ્રીય કેળવણીની જે સંસ્થાઓ ચાલે છે, તેમને સુવ્યવસ્થિત કરવા, રાષ્ટ્રીય શિક્ષણ વિષે પ્રજામતને બરાબર ખીલવવા, સારા શિક્ષકો માટે વાજબી અનુકૂળતાઓ ઊભી કરવા શું કરવું જોઈએ તેનો વિચાર કરવા,

ગુજરાતનાં રાષ્ટ્રીય શિક્ષણમંદિરોના શિક્ષકોનું અને તેમની વ્યવસ્થાપક સમિતિના સભ્યોનું એક સંમેલન જેમ બને તેમ જલદી એકત્ર કરવામાં આવે' એવો નિર્ણય કર્યો હતો. તે મુજબ ઑગસ્ટ ૧૯૨૪ની શરૂઆતમાં કુલપતિ શ્રી. ગાંધીજીના પ્રમુખપદ હેઠળ અમદાવાદમાં રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ મળી હતી. તેમાં ગુજરાતની રાષ્ટ્રીય શાળાઓના લગભગ ૮૦૦ શિક્ષકોમાંથી લગભગ ૫૦૦ શિક્ષકોએ ભાગ લીધો હતો. પરિષદે ખૂબ ચર્ચા પછી શિક્ષણ અને શિક્ષકોને લગતા ૧૦ ઠરાવો પસાર કર્યા હતા. તે મુખ્યત્વે અસહકાર, કાંતણ, અસ્પૃશ્યતાનિવારણ, કોમી એકતા, અને શિક્ષકો માટેના અભ્યાસક્રમ અને શાળાનાં પાઠ્ય-પુસ્તકોને લગતા હતા. (વિગતવાર ઠરાવો માટે જુઓ પરિશિષ્ટ) તેમનો મૂળ ખરડો ગાંધીજીએ ઘડયો હતો. તે અહીં તહીં ફેરફારો સાથે પરિષદમાં પસાર થયો હતો. અને તે ઠરાવોને જૂજબાજ ફેરફારો સાથે નિયામક સભાએ અમલી સ્વરૂપ આપ્યું હતું.

અસહકારનું આંદોલન નરમ થતાં, ગાંધીજીનું વલણ રાષ્ટ્રીય જીવનના સિદ્ધાંતોને દૃઢ કરવાનું હતું અને તે માટે તેઓ રાષ્ટ્રીય શાળાઓને અમુક નક્કી સિદ્ધાંતો અનુસાર ચલાવવા માગતા હતા. પરિષદના ઠરાવોથી ગાંધીજીએ શિક્ષકો સાથે કામ કરવાની શરતો સૂચવી. તેમણે તેમને કહ્યું કે, "તમારે મારી સેવા લેવી હોય તો આ જ કાર્યક્રમ દ્વારા હું સેવા કરી શકીશ. એ કાર્યક્રમને તમે રાજકારણનો કાર્યક્રમ કહો કે સ્વરાજનો કાર્યક્રમ કહો, અસહયોગનો કાર્યક્રમ કહો કે રાષ્ટ્રીય શિક્ષણનો કાર્યક્રમ કહો, કે તમારે જોઈએ તે બીજું નામ આપો. મારી પાસે આટલી ત્રણ વસ્તુમાં બધું આવી જાય છે: અસ્પૃશ્યતાનિવારણ, રેંટિયો અને હિંદુ–મુસલમાન ઐક્ય. એ ત્રણ વસ્તુનું સ્થાન કાઢી નાખો તો પછી તમે ગમે તેવું બીજું અદ્‌ભુત જ્ઞાન આપતા હો, તોપણ મને તેમાં ઊભા રહેવા લલચાવી નહિ શકો. તમે એ ત્રણેને છોડીને પુષ્કળ

વિદ્યાનો પ્રચાર કરતા હશો કે બીજી સેવા કરતા હશો, તો મને તમારો દ્વેષ નહિ થાય; હું તમને આશીર્વાદ પણ આપીશ; પણ તમે મને તમારા કામમાં રસ લેતો નહિ કરી શકો. . . . . તમે આ ત્રણ મુદ્દાઓ સ્વીકારો, તો તેનો અમલ કરવા તમારે ગમે તે ભોગે તૈયાર રહેવું જોઈશે. માબાપ રિસાશે, છોકરાં ચાલી જશે, વ્યવસ્થાપકો કાઢી મૂકશે, નિર્વાહના સાધન ભાંગી પડશે, શાળા તૂટશે, થોડું ઘણું શિક્ષણ આપતા તે પણ અટકી જશે, વગેરે એક પણ દલીલ હું નહિ સાંભળી શકું. તમારે આ મુદ્દાનો અમલ કરવા માટે બાવા થવું પડે, લાડકવાયા બાળકની માફક ઉછેરેલી તમારી સુંદર સંસ્થાને ધૂળમાં મળતી જોવી પડે, છોકરાંને ભૂખે મરતાં જોવાં પડે, તોપણ હું દિલગીર નહિ થાઉં, પણ કહીશ કે 'વાહ, ઠીક કર્યું;' એમાં જ આપણો પુરુષાર્થ છે. . . . આપણે વિસ્તારનું કામ કરી લીધું. હવે શક્તિ અને ગુણ વધારવાનું કરી લેવું જોઈએ."

આવી સ્પષ્ટ વાત સાંભળીને પરિષદે ઠરાવો કર્યો અને નિયામક સભાએ તેમને અનુમતિ આપી. પછી તેનો અમલ શરૂ થયો, એટલે કેટલીક શાળાઓ ખરવા લાગી. એક શિક્ષકે લખ્યું કે, 'શાળાઓમાં અંત્યજપ્રવેશની બાબત કડક થઈને તમે શાળાઓને બંધ કરવાનો વિચાર કર્યો છે કે શું?' જાણે પરિષદે અંત્યજોની બાબતમાં કરેલો ઠરાવ નવો હોય, તેમ કેટલીક શાળાઓ તે ઉપરથી ભડકી ઊઠી હતી. પણ વિદ્યાપીઠની એ ચાલુ નીતિ હતી. તદ્દન શરૂઆતથી જ રાષ્ટ્રીય શાળાઓમાં અંત્યજોને દાખલ કરવાનો નિયમ વિદ્યાપીઠે પોતાની હસ્તીને જોખમે કર્યો હતો. તે જ પ્રમાણે કાંતણકામના અમલમાં પણ શિથિલતા જણાતી હતી. શિક્ષકોને માટે અભ્યાસક્રમ ઘડીને પરીક્ષાઓ લેવાની વિગતવાર યોજના કરવામાં આવી. પણ ૧૯૨૫ની આખરમાં મહામાત્રે જણાવ્યું હતું કે, 'સાંપ્રત પરિસ્થિતિ જોતાં એનો કેટલો ઉપયોગ થશે તે કહી શકાતું નથી.' અને ખરેખર તેનો ખાસ ઉપયોગ થઈ શક્યો નહિ.

## રાષ્ટ્રીય શાળાની વ્યાખ્યા

આ ગાળામાં ૧૯૨૪ની આખરે બેલગામમાં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન થયું. તેણે રાષ્ટ્રીય શાળાની વ્યાખ્યા કરી બતાવી કે:

'મહાસભા એવી કોઈ પણ સંસ્થાને રાષ્ટ્રીય ગણતી નથી કે જેમાં,

(૧) હિન્દુસ્તાનની કોઈ ભાષા કેળવણીના વાહન તરીકે વપરાતી ન હોય;

(૨) હિન્દુ મુસલમાન ઐક્ય, અસ્પૃશ્યોની કેળવણી અને અસ્પૃશ્યતાનિવારણને સક્રિય ઉત્તેજન મળતું ન હોય;

(૩) કાંતણ, પીંજણ, વ્યાયામ અને આત્મરક્ષણની તાલીમ ફરજિયાત ન હોય;

(૪) શિક્ષકો અને બાર વર્ષની ઉપરની ઉમરના વિદ્યાર્થીઓ શાળાના દિવસોમાં દરરોજ અડધો કલાક કાંતતા ન હોય; અને

(૫) વિદ્યાર્થીઓ અને શિક્ષકો સામાન્ય રીતે હંમેશાં ખાદી પહેરતા ન હોય.'

વિદ્યાપીઠને માટે આ વ્યાખ્યા નવી નહોતી. રાષ્ટ્રીય શિક્ષણ પરિષદના ઠરાવો એ જ ધોરણે થયેલા હતા. એટલે નિયામક સભાએ ઠરાવ કરીને ઉપરની વ્યાખ્યાને અનુમોદન આપ્યું અને જે શાળાઓમાં તેના પાલન વિષે કચાશ લાગતી હોય, તેમને એક વર્ષમાં તે મુજબ તૈયાર થઈ જવાની મહેતલ આપી. તેનો કડકાઈથી અમલ થાય તે પહેલાં જ શાળાની સંખ્યામાં ઘટાડો થતો જતો હતો. ૧૯૨૫ની આખરે તેની સ્થિતિ નીચે મુજબ હતી:

૨ મહાવિદ્યાલયો
૯ પૂર્ણ વિનય મંદિરો
૧૨ અપૂર્ણ વિનય મંદિરો
૩૨ કુમાર મંદિરો
૫૫ કુલ મંદિરો
૫૩૨૯ કુલ વિદ્યાર્થીઓ

### વિદ્યાપીઠ તપાસ સમિતિ

આ પરિસ્થિતિનો વિચાર કરીને યોગ્ય સુધારાવધારા સૂચવવા માટે, ૧૯૨૫ની આખરે, આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવના પ્રમુખપદે એક તપાસ સમિતિ નીમવામાં આવી, અને 'વિદ્યાપીઠનાં તથા તેની સંસ્થાઓનાં બંધારણ, શિક્ષણક્રમ અને કાર્યની દિશામાં સુધારાવધારા કરવાની જરૂર જણાવાથી એ કામની વ્યવસ્થિત તપાસ' કરવાનું કામ એ સમિતિને સોંપવામાં આવ્યું. આ શબ્દોમાં દર્શાવેલું કાર્યક્ષેત્ર જોતાં તે કામ બહુ વિશાળ હતું. પરંતુ સમિતિએ શ્રી. કુલપતિજી સાથે વિચાર કરીને એમ નક્કી કર્યું કે, 'હાલ તુરત ઉચ્ચ શિક્ષણને મધ્ય સ્થાને રાખીને માધ્યમિક શિક્ષણ, પ્રાથમિક શિક્ષણ વગેરેનો એ ઉચ્ચ શિક્ષણને અંગે ઘટતો વિચાર કરવો.' આથી કરીને વિદ્યાપીઠમાં માધ્યમિક અને પ્રાથમિક શિક્ષણનું મહત્ત્વ ઓછું આંકવાનો ઉદ્દેશ નહોતો, પણ કામની દૃષ્ટિએ એ મર્યાદા આંકી હતી. તે મુજબ સમિતિએ તા. ૧૫–૮–૧૯૨૬ ને રોજ પોતાનો રિપોર્ટ કર્યો અને મહાવિદ્યાલય તથા પુરાતત્ત્વ મંદિરની રચના, અધ્યાપક મંડળનું બંધારણ, પુસ્તક પ્રકાશન જેવી બાબતો ઉપર ભલામણો કરવા ઉપરાંત વિદ્યાપીઠના કાર્યને અંગે જણાવ્યું કે, 'સરકારથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર રહીને આપણી પોતાની કેળવણીનું નવનિર્માણ કરવાનો વિદ્યાપીઠનો મનોરથ આદરણીય છે. દેશના સર્વતોમુખી સ્વાતંત્ર્યનો આ નાનો જેવો અખતરો આજે ગમે તેવો ક્ષીણદેહ જણાય પરંતુ એ વિચારમાં જ તેની ખરી કિંમત છે.' આ માટે તેમણે આદર્શની ઉપાસનાને વળગી રહેવા સૂચવ્યું અને અસ્પૃશ્યતાનિવારણ, કાંતણ વગેરે રાષ્ટ્રીય કામોની ઉપાસનાને દૃઢતર બનાવવાનું કહ્યું. શિક્ષકોને ખાસ આગ્રહ કર્યો કે, તે બાબતો તેમના જીવનમાં બરાબર વણાઈ જવી જોઈએ. તેનો ચુસ્તતાથી અમલ કરવા જતાં વળી કેટલીક શાળાઓ ખરી પડી. ત્યાર પછી તરત જ અમદાવાદની પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ વિદ્યાપીઠથી છૂટી પડી અને તેની પરંપરા આગળ ચાલી.

આમ ઉત્તરોત્તર ઠરાવો અને તપાસો કરવા છતાં સંખ્યાની દૃષ્ટિએ વિદ્યાપીઠ તૂટતી જતી હતી. તેનાં કારણો આંતરિક કરતાં બાહ્ય વિશેષ હતાં. રાજકીય વાતાવરણ બદલાતાં લોકોને રાષ્ટ્રીય કેળવણીમાં જોડી રાખવાનું મુશ્કેલ હતું. આપણે ત્યાં આધુનિક કેળવણીની શરૂઆત સરકારી ખાતાં ભરવા માટે થયેલી હોવાથી લોકો ભણતરની કિંમત સરકારી નોકરીના ગજથી જ કરતા હતા, અને કરે છે. એટલે રાષ્ટ્રીય કે સ્વતંત્ર શિક્ષણની ઉપયોગિતા પ્રજાના દિલમાં ઊતરેલી નથી. આથી સંખ્યાની પરવા કર્યા વિના, અગાઉ ગાંધીજીના ટાંકેલા શબ્દોમાં, શ્રદ્ધાપૂર્વક સિદ્ધાંતની ઉપાસના કરવી એ જ વિદ્યાપીઠનું કામ હતું અને છે. ગાંધીજીને લાગ્યું કે, તે માટે વખતોવખત બદલાતા એવા ચૂંટેલા સભ્યોની નિયામક સભાને બદલે અમુક સિદ્ધાંતોને વરેલા કાયમી સભ્યોના મંડળને તે વ્યવસ્થા સોંપવી જોઈએ. તે પ્રમાણે તેમણે નિયામક સભાને સૂચના કરી અને તે મુજબ તા. ૨૯–૧–૧૯૨૮ ને રોજ કાયમી વિદ્યાપીઠ મંડળ નિમાયું. તે વખતના મહાવિદ્યાલયના આચાર્યશ્રી કૃપાલાનીજી શ્રી. કાકાસાહેબના હાથમાં સુકાન સોંપી પોતાના ખાદીપ્રચાર કામે યુક્ત પ્રાંતમાં પાછા ફર્યા.

આ વખતે, એટલે સને ૧૯૨૮ની શરૂઆતમાં રાષ્ટ્રીય શાળાઓ આ સ્થિતિએ પહોંચી હતી :

૨ મહાવિદ્યાલય
૫ પૂર્ણ વિનય મંદિરો
૬ અપૂર્ણ „ „
૯ કુમાર મંદિરો
૨૨ કુલ મંદિરો
૧૦૨૯ કુલ વિદ્યાર્થીઓ

સર્વે માન્ય શાળાઓની વર્ષવાર હકીકત પરિશિષ્ટ ૮ માં આપી છે.

### (ગ) ૧૯૨૮–'૩૦ પુનર્ઘટના

૧૯૨૮ની શરૂઆતમાં કાયમી વિદ્યાપીઠ મંડળને વિદ્યાપીઠની નિયામક સભાના સર્વ અધિકાર, સત્તા અને મિલકત સોંપી દીધા પછી પણ આ ઓટ ચાલુ રહી. પણ શ્રી. કાકાસાહેબની દોરવણી હેઠળ સિદ્ધાંતોની ચાંપ ઉપાસના દ્દઢતર બની. ખાસ કરીને અક્ષર-જ્ઞાન અને ઔદ્યોગિક શિક્ષણને સરખું મહત્ત્વ આપવાનો પ્રયોગ નિષ્ઠાપૂર્વક શરૂ થયો અને પાછળથી શરૂ થયેલી વર્ધા શિક્ષણ યોજનાનો પાયો નંખાયો. કેટલાકને લાગ્યું કે, આથી વિદ્યાપીઠની કેળવણીની દિશા બદલાઈ ગઈ અને વિદ્યાપીઠને ભાંગી પાડવાનો પ્રયોગ થયો. તેમાં એવું કંઈ નહોતું અને બધું એકબીજાને પૂરક હતું, તથા રાષ્ટ્રીય શિક્ષણના વિકાસની દૃષ્ટિએ જ હતું, એમ સમજાવતાં અને ફેરફારની જવાબદારી પોતાને માથે લેતાં ગાંધીજીએ લખ્યું કે :—

'આચાર્ય ગિડવાણીને લાવનાર હું. તેમને પાછા ખેંચી લેનાર હું. કાકાસાહેબનો વિદ્યાપીઠ સાથેનો સંબંધ તેના આરંભકાળથી હતો. દરમ્યાન તેમને ખેંચી લેનાર પણ હું જ હતો. આચાર્ય ગિડવાણીની કારકિર્દીમાં વિદ્યાપીઠે વિદ્યાર્થીઓને આકર્ષ્યા. વિદ્યાપીઠની જમીન લેવાઈ, મકાન બંધાયાં. આચાર્ય ગિડવાણી ન હોત તો કદાચ વિદ્યાપીઠ જ ન હોત . . . આચાર્ય કૃપાલાની તો પોતાની કૃતિ કાશી આશ્રમમાંથી ઊછીના આવ્યા, તેમની સાથે વચનથી બંધાયેલો હતો તે પ્રમાણે તેમને મુક્ત કર્યા. એમના હાથમાં પણ વિદ્યાપીઠે પાછું પગલું નથી ભર્યું. . . . . હવે કાકાસાહેબના હાથમાં સુકાન છે. તે વિદ્યાપીઠને ઘડી રહ્યા છે. વિદ્યાપીઠ પડી નથી, આગળ ચાલી રહી છે. . . . . ત્રણે આચાર્ય જેમ એકબીજાની પૂર્તિરૂપે છે, તેમ ત્રણેના યુગ એકબીજાની પૂર્તિરૂપે છે. ત્રણે એક જ વૃક્ષનાં ફળ છે, તેથી ત્રણેની કૃતિમાં એકના છુપાયેલી જ છે. એક પણ આચાર્યે પાછળના કામને ભૂસ્યું નથી; પણ સરવાળે વધાર્યું છે.'

આ જાતની ગાંધીજીની દોરવણી શ્રી. કાકાસાહેબે પોતાનું કામ આગળ ચલાવ્યું અને સંસ્થાને ટકાવી રાખવાનો ખોટો પ્રયત્ન કરવાને બદલે કેળવણીને રાષ્ટ્રીય દૃષ્ટિએ ઘડવાનો પ્રયત્ન કર્યો. વિનય-મંદિર, મહાવિદ્યાલય, છાત્રાલય વગેરેને નવું રૂપ આપ્યું. ઉદ્યોગો ચલાવવા માટે નવાં મકાનો સાદી ઢબે બંધાવ્યાં અને શિક્ષકો વિદ્યાર્થીઓની સાથે રહી શકે તે માટે શિક્ષકો સારુ પણ મકાનો બંધાવ્યાં, અને સાદાઈ અને ઉદ્યોગનું વાતાવરણ સ્થાપ્યું. ખાસ કરીને ગ્રામશિક્ષણ પર વધારે ભાર મૂકવો અને તે અનુસાર આખાય અભ્યાસક્રમમાં ફેરફારો કર્યો. સ્વ. શ્રી. નગીનદાસ અમુલખરાય પાસેથી તે નિમિત્તે મળેલા ૧ લાખના દાનમાંથી ગ્રામસેવા મંદિરની યોજના કરી અને તે મારફત માતર તાલુકાની આર્થિક તપાસ કરાવી. તે અરસામાં વિદ્યાપીઠ તરફથી રાષ્ટ્રીય શિક્ષણ સંમેલન ભરવામાં આવ્યું અને ત્રીજું છાત્રાલય સંમેલન તથા બીજું છાત્ર સંમેલન પણ ભરવામાં આવ્યાં. એ રીતે કેળવણીના ક્ષેત્રમાં વિદ્યાપીઠ આગેવાની લેવાનું ચૂકી નહોતી. તેવામાં '૩૦ની પ્રખ્યાત દાંડીકૂચ વિદ્યાપીઠના બારણેથી શરૂ થઈ, અને સ્વરાજની લડત શરૂ થઈ. તેમાં વિદ્યાપીઠના મોટા વિદ્યાર્થીઓ અને શિક્ષકો કૂદી પડયા, અને તે પ્રયોગ ત્યાંથી અટકયો; તથા વિદ્યાપીઠ મંડળે લડતના સમયને માટે કાર્યવાહક સમિતિની સર્વ સત્તા શ્રી. કુલનાયકને સોંપીને લડતમાં જોડાયાનું જાહેર કર્યું.

વિદ્યાપીઠ તરફથી ચાલતાં મહાવિદ્યાલય અને વિનય મંદિર ઉપરાંત તે વખતે વિદ્યાપીઠને માન્ય એવાં ૩ વિનય મંદિરો અને ૩ કુમાર મંદિરો ચાલતાં હતાં તે સર્વેએ પોતાનું ચાલુ કામ બંધ કરીને લડતમાં સાથ આપ્યો.

### (ग) ૧૯૩૦–'૩૪ સ્વરાજ્યની લડત

આ રીતે ૧૯૩૦ના માર્ચમાં ચાલુ કામ અટકાવવામાં આવ્યું, પણ તુરત જ બધા શિક્ષકો કે કાર્યવાહકો પકડાયા નહોતા, તેમ વિદ્યાપીઠ

જન્મ નહોતું થયું. એટલે લડતને પોષક થાય એવી રીતે શિક્ષણપ્રવૃત્તિ જુદા રૂપમાં ચાલુ રાખવામાં આવી હતી.

વિદ્યાપીઠમાંથી શિક્ષકો અને વિદ્યાર્થીઓની કેટલીક ટુકડીઓને લડતના પ્રચાર માટે વિદાય કર્યા પછી વિદ્યાપીઠમાં સૈનિકોને તાલીમ આપવા માટે વર્ગો ચલાવ્યા હતા. ત્યાર બાદ શહેરમાં ખાદી શિક્ષણ માટે વર્ગો ચલાવ્યા હતા,

દાંડીકૂચના સમય દરમિયાન તા. ૩૧–૩–૧૯૩૦ના રોજ અખિલ ભારત મહાસમિતિની બેઠક વિદ્યાપીઠની ભૂમિ ઉપર રાખવામાં આવી હતી.

૧૯૩૧ની શરૂઆતમાં સરકાર સાથે કામચલાઉ સંધિ થયા પછી બોચાસણમાં તા. ૮–૬–૧૯૩૧થી મુખ્યત્વે બારૈયા કોમના વિદ્યાર્થીઓ માટે વલ્લભ વિદ્યાલયની સ્થાપના કરવામાં આવી હતી. અને વિદ્યાપીઠમાં પાંચ માસના અભ્યાસક્રમવાળી 'સ્વરાજ વિદ્યાલય'ની યોજના કરવામાં આવી હતી. તેનો હેતુ ૧૬ વર્ષથી ઉપરના સ્વરાજ-પ્રેમી વિદ્યાર્થીઓને કેટલુંક સામાન્ય જ્ઞાન અને તાલીમ આપવાનો હતો. (અભ્યાસક્રમની રૂપરેખા માટે જુઓ પરિશિષ્ટ ૫ ગ) તેનો એક વર્ગ તા. ૧૬–૪–૧૯૩૧થી અને બીજો તા. ૧૬–૧૧–૧૯૩૧થી ચલાવવામાં આવ્યો હતો. બીજો વર્ગ પૂરો થાય તે પહેલાં જ ફરી લડત ઊપડી સરકારે વિદ્યાપીઠના મુખ્ય કાર્યવાહકોને પકડી લીધા અને તા. ૫–૧–૧૯૩૨ને રોજ વિદ્યાપીઠને ગેરકાયદેસર જાહેર કરીને તા. ૧૦–૧–૧૯૩૨ને રોજ તેનાં મકાનોનો કબજો લીધો અને રાતદિનનો પોલીસ પહેરો ગોઠવી દીધો.

આ સ્થિતિ ૧૯૩૪ના લગભગ અંત સુધી ચાલી. દરમિયાન મકાનો સીલબંધ પોલીસના કબજામાં રહ્યાં. જમીનમાં બાવળનું વન થયું અને મકાનોને ઊધઈ લાગી. એટલું સારું હતું કે, ગાંધીજીએ જેલમાંથી પણ ચિંતા કરીને સરકારનું ધ્યાન ખેંચ્યું હતું તે પરથી

વિદ્યાપીઠના ગ્રંથાલયને અઠવાડિયામાં એક વાર સાફસૂફ કરી જવાની સરકારે ખાસ પરવાનગી આપી હતી. બાકી તે કીમતી પુસ્તકસંગ્રહનું શું થાત તે કોણ જાણે! તા. ૨૫-૧૦-૧૯૩૪ને રોજ સરકારે વિદ્યાપીઠ ઉપરનો પ્રતિબંધ ઉઠાવી લીધો અને તેમને અંતે મકાનો પાછાં સોંપ્યાં.

### (૫) ૧૯૩૫–'૪૨ વિનય મંદિર ઇ૦

મકાનો પાછાં સોંપાયા પછી જમીન વગેરેની સાફસૂફીનું કામ ચાલ્યું અને જે સેવકો વિદ્યાપીઠ પાસે હતા તેમનો ગ્રામકેળવણીમાં ઉપયોગ કરવાનું નક્કી થયું. ગામડાંમાં નવી શાળાઓ ન થાય તોપણ સેવકો ગામડાંમાં જઈને રહે અને ખાદીકામ મારફત અને બીજી રીતે શક્ય તે ગ્રામસેવા કરે, એવો ખ્યાલ રાખવામાં આવ્યો હતો. એટલે બીજા શબ્દોમાં જંગમ વિદ્યાપીઠની કલ્પના કરવામાં આવી. એ રીતે કેટલાક સેવકો ગામડાંમાં ગોઠવાયા. તે કામ વિદ્યાપીઠ અંતર્ગત ગ્રામસેવા સમિતિ મારફત ગોઠવાયું. તેવામાં સ્વરાજની લડતમાં ખુવાર થયેલા સત્યાગ્રહી ખેડૂતોનાં બાળકોની કેળવણીનો પ્રશ્ન આવ્યો. તે બાળકોને એડન રાહત ફંડમાંથી શિષ્યવૃત્તિઓ

તે સ્વીકારતા વિનયમંદિર શરૂ કરતાં મહામાત્ર શ્રી. નરહરિભાઈએ જણાવ્યું હતું કે, 'આજે ગ્રામવાસીઓ પોતાના જીવનમાં રહેલી ખૂબીઓ તથા સગવડો ભૂલી ગયા છે, એ તેમને બતાવી શકે એવા ગ્રામસેવકો આ વિનયમંદિરમા ભણેલા વિદ્યાર્થીઓમાંથી ઉત્પન્ન થાય એ અમારી આકાંક્ષા છે. આજે તો ગામડાંમાંથી ખેડૂતોના છોકરાઓને અમે શહેરની નજીક લાવીને બેસાડ્યા છે, એટલે અમે કેટલું જોખમ ખેડી રહ્યા છીએ અને કેટલી જવાબદારી ઉપાડી લીધી છે તેનું અમને ભાન છે. અમારી એ જવાબદારી સફળતાથી ઉપાડી લેવાનું ઈશ્વર અમને બળ આપો એટલી પ્રાર્થના છે.'

વિનય મંદિરની શરૂઆત પહેલાં ચાલતા વિનય મંદિરના ધોરણે કરવામાં આવી હતી. અનુભવથી તેના અભ્યાસક્રમમાં ફેરફાર કરવાની જરૂર જણાતાં વિદ્યાપીઠ મંડળે તે બાબત વિચાર કરવા એક અભ્યાસક્રમ સમિત નીમી હતી. તેની સૂચનાઓ અનુસાર અભ્યાસક્રમ ગોઠવવામાં આવ્યો હતો. ૧૯૩૭ને અંતે ઉદ્યોગ દ્વારા શિક્ષણનો વર્ધા કેળવણીનો વિચાર રજૂ થયા પછી તે મુજબ અભ્યસક્રમને ગોઠવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. તેની સાથે-સાથ જોડણીકોશ અને બીજાં પ્રકાશનોનું કામ, ખાદીકામ અને હિન્દુસ્તાની પ્રચારનું કામ ચાલતાં હતાં.

વિનય મંદિર શરૂ થયા પછી થોડા જ વખતમાં તા. ૧૫–૮–૩૫થી પં. નારાયણ મોરેશ્વર ખરેની દેખરેખ હેઠળ સંગીત વિશારદ સુધીની તાલીમ આપવા માટે સંગીત વિદ્યાલય ત્રણ વર્ષ માટે શરૂ કરવામાં આવ્યું. ૧૯૩૮ની હરિપુરા મહાસભાની બેઠક વખતે પં. ખરેનું અવસાન થયું. અને ૧૯૩૮ના મૂળ ઠરાવ મુજબ સંગીત વિદ્યાલયની ત્રણ વરસની મુદત પણ પૂરી થઈ; એટલે તા. ૩૦-૪-'૩૮થી તે વિદ્યાલય બંધ કરવામાં આવ્યું.

વિનય મંદિરના કામની જુદી હકીકત આગળ આપી છે તે મુજબ ૧૯૪૨ના ઓગસ્ટ સુધી વિનય મંદિરનું કામ ચાલુ રહ્યું.

'૪૨ની ૮મી ઓગસ્ટે રાષ્ટ્રના માનીતા આગેવાનોની ધરપકડના સમાચાર આવ્યા તે જ દિવસે વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ કામ બંધ કરીને રાષ્ટ્રની 'ચલે જાઓ'ની લડતમાં જોડાવાનું નક્કી કર્યું અને તે મુજબ વિદ્યાપીઠ મંડળની સંમતિ મેળવીને શાળા બંધ કરવામાં આવી.

(ङ) ૧૯૪૨-'૪૫ બીજી લડત

આ લડત ઓચિંતી ઊપડી. તેથી બે ત્રણ દિવસમાં જ કામ આટોપીને તા. ૧૨-૮-'૪૨ ના રોજથી કામ રીતસર બંધ કરવામાં આવ્યું. સંસ્થાની મિલકતની ભાળવણી માટે જરૂરી કામ પૂરતા સેવકોને રાખીને બાકીના સેવકોને છૂટા કરવામાં આવ્યા. નાના વિદ્યાર્થીઓને પોતપોતાને ઘેર મોકલી આપવામાં આવ્યા અને મોટા વિદ્યાર્થીઓ તથા છૂટા થયેલા સેવકો પોતાની ઇચ્છા અનુસાર લડતને કામે લાગી ગયા. સંસ્થામાં રોકી રાખેલા સેવકોએ ગ્રંથાલય, ખાદીકામ અને ખેતીકામ સંભાળ્યાં અને ત્યારની વિશિષ્ટ પરિસ્થિતિમાં થાય તેટલી પ્રકાશનકામની વ્યવસ્થા કરી.

૧૯૪૪ના મે માસમાં ગાંધીજી બહાર આવ્યા પછી તેમની સલાહ લઈને તા. ૧૦-૬-'૪૪ને રોજ વિદ્યાપીઠ મંડળની બેઠકમાં નવેસર વિચાર કરીને જૂના સેવકોમાથી બહાર રહેલા કે છૂટીને આવેલા સેવકોની મદદથી પ્રકાશનકામ અને હિંદુસ્તાની પ્રચારનું કામ વ્યવસ્થિત રીતે ચલાવવાનું નક્કી થયું અને તે મુજબ ગુજરાતમાં હિન્દુસ્તાનીના પ્રચારનું કામ તા. ૧૪-૩-'૪૬થી ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર સંસ્થા પાસેથી વિદ્યાપીઠે સંભાળી લીધુ.

ત્યાર બાદ બીજે વરસે દેશ સ્વતંત્ર થયો, અંગ્રેજ 'ચલે જાઓ'ની લડત સફળ થઈ, અને વિદ્યાપીઠને માટે નવા કાર્યનો યુગ શરૂ થયો.

(च) આઝાદી પછીની પ્રવૃત્તિ

દેશ સ્વતંત્ર થતાં વિદ્યાપીઠમાં ઉપરનાં કામો ઉપરાંત નવાં કામો આપોઆપ ઉમેરાતાં ગયાં, એ નીચે મુજબ છે:

### ૧. મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય

સ્વ. શ્રી. મહાદેવભાઈના સ્મરણાર્થે સ્થપાયેલા ટ્રસ્ટની સૂચના પ્રમાણે, સરકારી અને બિન-સરકારી પ્રજાસેવકોને માટે સ્નાતકની કક્ષાનો અભ્યાસ કરાવવાના હેતુથી, આ મહાવિદ્યાલયની સ્થાપના કરવાનું નક્કી થયું અને તે તા. ૨૮–૬–૧૯૪૭થી શરૂ કરવામાં આવ્યું. તેનો અભ્યાસક્રમ ત્રણ વરસનો છે અને વિનીત અગર મેટ્રિક પરીક્ષા પસાર થયેલ વિદ્યાર્થીને તેમાં દાખલ કરવામાં આવે છે.

### ૨. વિનીત પરીક્ષા

વિદ્યાર્થીઓ ઘેર બેઠાં તૈયારી કરીને ઉપરના મહાવિદ્યાલયમાં દાખલ થઈ શકે તે માટે, તેમ જ ધંધામાં પડેલા યુવાનો આપમેળે તૈયારી કરીને પોતાનો અભ્યાસ વધારી શકે તે માટે વિદ્યાપીઠે સ્વતંત્ર વિનીત પરીક્ષા લેવાનું ૧૯૪૮ના જૂન માસથી શરૂ કર્યું છે.

### ૩. પ્રાથમિક શિક્ષક ઉદ્યોગ તાલીમ વર્ગ

વર્ધા શિક્ષણ યોજનાના આરંભથી વિદ્યાપીઠે તે કાર્યને પોતાનું માન્યું છે અને તેના પ્રચારને માટે પોતાનાથી બનતું કર્યું છે. તેને માટે જરૂર પ્રમાણે તાલીમ વર્ગો ૧૯૪૨ પહેલાં ચલાવ્યા હતા. મુંબઈ સરકારે તે યોજનાને સાર્વત્રિક કરવાની નીતિ સ્વીકારી, એટલે એવા તાલીમ વર્ગો ફરી ચલાવવાની જરૂર ઊભી થતાં વિદ્યાપીઠે તા. ૨૩–૭–'૪૭થી સાડા ત્રણ માસના વર્ગો શરૂ કર્યા. અમદાવાદ શહેરની સ્કૂલ બોર્ડના શિક્ષકોને સામાન્ય રીતે તેમાં લેવામાં આવે છે અને સગવડ પ્રમાણે બીજી સંસ્થાઓના શિક્ષકોને પણ લેવામાં આવે છે.

### ૪. પાયાની તાલીમ માટે પ્રાથમિક શાળા

વિદ્યાપીઠની સીધી દેખરેખ નીચે વર્ધા શિક્ષણ યોજના અનુસાર પાયાની કેળવણીનો પ્રયોગ થવો જોઈએ એ હેતુથી

૧૯૪૨ પહેલાં વિનય મંદિરની સાથે કુમાર મંદિરના વર્ગો પણ શરૂ કરવામાં આવ્યા હતા. તે કામ તા ૧૪-૬-'૪૮થી ફરી ઉપાડવામાં આવ્યું અને પહેલાં પાંચ ધોરણના વર્ગો શરૂ કરવામાં આવ્યા તેમાં દર વરસે એકેક વર્ગ વધારીને તેને પૂર્ણ કુમાર મંદિર અને પછી વિનય મંદિર કરવાની યોજના છે. આ શાળાને પાયાની કેળવણીની પ્રાયોગિક શાળા તરીકે મુંબઈ સરકારે માન્ય કરેલી છે. હાલની પ્રવૃત્તિની વધારે વિગતો પરિશિષ્ટ ૧૧માં આપી છે.

### ગાંધીજીનું નિર્વાણ

આ સમય દરમિયાન, વિદ્યાપીઠની ઉત્પત્તિ જેને માટે કરવામાં આવી હતી તે સ્વતંત્રતાની પ્રાપ્તિ થઈ, પણ તા. ૩૦-૧-'૪૮ને રોજ વિદ્યાપીઠના સ્થાપક અને કુલપતિ પૂ૦ ગાંધીજી દેવલોક પામ્યા. સમસ્ત દેશની જેમ વિદ્યાપીઠનાં સૌને તેથી ઊંડો આઘાત થયો. તે નિમિત્તે તા. ૧૨-૨-'૪૮ને રોજ વિદ્યાપીઠના જૂના નવા વિદ્યાર્થીઓ, નિયામકો, કાર્યકરો અને અધ્યાપકો સૌ ભેગા મળ્યા હતા અને નીચે મુજબ તેઓશ્રીને શ્રદ્ધાંજલિ આપી હતી :—

"ગુજરાત વિદ્યાપીઠના જન્મદાતા તથા આજીવન કુલપતિ, આપણા રાષ્ટ્રપિતા પૂ. બાપુજીના શ્રાદ્ધદિને, ગુજરાત વિદ્યાપીઠના જૂના તથા નવા અધ્યાપકો, કાર્યકર્તાઓ તથા વિદ્યાર્થીઓની આ સભા પોતાના એ પૂજ્યજનને શ્રદ્ધાભક્તિની અંજલિ આપે છે. તેઓશ્રી રાષ્ટ્રીય શિક્ષણના મંત્રદાતા હતા. સ્વરાજ કે રામરાજ્ય અને રાષ્ટ્રીય શિક્ષણનો વિકાસ એ એમને મન પર્યાય જેવાં હતાં. એના વિકાસને અર્થે ઈ. સ. ૧૯૨૦માં, સ્વરાજપ્રાપ્તિની લડતના એક અંગ તરીકે તેમણે આ વિદ્યાપીઠ સ્થાપી અને ત્યારથી આજ સુધી તેઓશ્રી તેના માર્ગદર્શક અને અધિષ્ઠાતા રહ્યા છે; અને તેનાં નાનાં મોટાં બધાં કામોમાં તથા તેના આખાય ઘડતરની રજેરજમાં, એક કુટુંબના વડીલને છાજે એવી પ્રેમભરી નજર અને ચીવટ રાખી, દોરવણી આપી છે. એમની પ્રેરણા સંસ્થાના આખા જીવનમાં

ઓતપ્રોત ભરેલી છે. તેઓશ્રીને આ એના મકાનમાં, તેની અગાશી પર, એની ભૂમિ પર રહેતા અને હરતા ફરતા જોયેલા આજે આપણને યાદ આવે છે. એમનાં પદવીદાનસમારંભનાં તથા બીજાં વ્યાખ્યાનો તથા પ્રવચનો આપણા કાનમાં અત્યારે પણ ગુંજે છે. એ બધાથી એમણે આપણને સ્વરાજ અને સ્વતંત્રતાની દીક્ષા આપી અને આપણા શિક્ષણને તથા જીવનને તેજસ્વી બનાવ્યું. ઉપરાંત છેલ્લા ત્રણ દાયકામાં દેશને એમણે જે આપ્યું, તેમાંથી આપણું જીવન ઘડાયું છે. આમ આપણાં જન્મદાતા માતાપિતા કરતાં એમની પાસેથી આપણે અધિક જીવનભાથું અને મોટો વારસો મેળવ્યાં છે.

"આથી કરીને તે એવા તો આપણા તથા પ્રાંત અને દેશના જીવન સાથે જડાયેલા છે કે, તે ગયા છે એમ માનતાં પણ એક વાર તો મન ખચકાય છે. પરંતુ તે ગયા અને એ એક આપણા જ દેશભાઈના હાથથી ગોળી ખાઈને, એથી આ સભાને અતિ દુઃખ થાય છે અને ગ્લાનિ તથા શરમથી હૃદય ગળગળું થઈ આવે છે. છતાં બાપુ તો અમર છે. એમનો આત્મા તથા અમર સંદેશ આપણને જ નહિ, આખા દેશને તથા માનવજાતને સદાકાળ પ્રેરણા અને બોધ આપશે. તે કેવળ રાજદ્વારી પુરુષ નહોતા; પરંતુ આ વિદ્યાપીઠને સ્થાપતી વખતે પોતે નમ્રભાવે કહ્યું હતું એમ, તે ઋષિ હતા, ધર્મદ્રષ્ટા હતા, અર્વાચીન કાળના વિરલ યુગપ્રવર્તક હતા. તેમનો સંદેશો સમગ્ર માનવજાતને માટે તે મૂકી ગયા છે. એ તેમના સંદેશાને તથા તેનો અમલ કરવાને માટે શરૂ કરેલાં સેવાકાર્યો અને સિદ્ધાંતોને વધારે ધગશ અને લગનીથી આગળ ચલાવવાનું કામ તેમના અવસાનથી દુઃખી થનાર સૌને માથે આવે છે. એમનું ખરું સ્મારક આ તેમણે સોંપેલા કામને અપનાવવું એ છે. અને એ જ એમને આપણી સાચી શ્રદ્ધાંજલિ હોઈ શકે. એમાં એ મહાપુરુષ માટેની સાચી ભક્તિ અને આ દેશની ખરી સેવા રહેલી છે. આ સભા માને છે કે, ગુજરાત વિદ્યાપીઠ સદ્ગત રાષ્ટ્રપિતાનું એવું એક

સાચું અને મૂર્તિમંત સ્મારક છે, અને તે તરીકે તેને ગુજરાતે અને દેશે હવે ખીલવવું જોઈએ. આ કામમાં આપણે સૌ સાથ અને ફાળો આપીએ તો જ આપણે આપણા કુલપતિજી પ્રત્યેનું ઋણ યત્કિંચિત્ પણ અદા કર્યું ગણાય.

"આ સભા સ્નાતક સંઘને સૂચના કરે છે કે, ઉપરની બાબત ધ્યાનમાં લઈને તેને અમલમાં આણવાને માટે ઘટતાં પગલાં ભરવા તે પ્રબંધ કરે; અને વિદ્યાપીઠ મંડળને તે વિનંતી કરે છે કે, વિદ્યાપીઠને હવે બાપુજીના જીવંત સ્મારક તરીકે ગણી તેમણે દર્શાવેલા સિદ્ધાંત અનુસાર ખરી કેળવણીના ધામ તરીકે તેને ગુજરાતની સેવા માટે ખીલવવાનો નિરધાર કરે."

આ રીતે દેશ આઝાદ થયા પછી અને ગાંધીજીના નિર્વાણ બાદ વિદ્યાપીઠ માટે કેળવણી વડે એક ક્રાંતિ પૂરી કરી નવી ક્રાન્તિ કરવાનો નવો યુગ શરૂ થાય છે.

વિદ્યાપીઠની પહેલી પચીસીના મુખ્ય બનાવોનો આ ટૂંક ઇતિહાસ છે. વિદ્યાપીઠની સીધી દેખરેખ નીચે ચાલેલી જુદી જુદી સંસ્થાઓ, તેનાં પ્રકાશનો, ગ્રંથાલય, પદવીદાન સમારંભો અને બીજા ખાસ પ્રસંગોની હકીકત વિદ્યાપીઠના ઇતિહાસની દૃષ્ટિએ અને કેળવણીવિષયક તેના ફાળાની દૃષ્ટિએ ઉપયોગી હોઈ, તે હવે પછી જુદા જુદા વિભાગોમાં જોઈશું

## ૨
# સંસ્થાઓ

### ૧. ગુજરાત મહાવિદ્યાલય

અસહકારનું આંદોલન શરૂ થયું ત્યારે કેટલીક પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ આખી ને આખી અસહકારમાં ભળતી હતી, એટલે કોઈ વિદ્યાર્થી સરકારી શાળામાંથી છૂટો થાય તો તેને રાષ્ટ્રીય શાળામાં જોડાવાની સગવડ મળી રહેતી. કૉલેજના વિદ્યાર્થીઓને માટે તેવી સગવડ નહોતી. કોઈ આખીય કૉલેજ અસહકારમાં ભળે એમ હતું નહિ. એટલે વિદ્યાપીઠનું પહેલું કામ તા. ૧૫–૧૧–૧૯૨૦ના રોજ મહાત્મા ગાંધીજીને હસ્તે અમદાવાદમાં નદી પાર ભાડાના મકાનમાં મહાવિદ્યાલયની સ્થાપના કરવાનું થયું. સરકારી કૉલેજોની સામે ઊભા રહી શકે એવા તેના પહેલા આચાર્ય કોણ થાય તે સવાલ હતો. તેને માટે શોધ ચાલતી હતી. તેને અંગે ગાંધીજીએ પોતે વર્ણન કરતાં લખ્યું છે કે, 'આચાર્ય ગિદવાણી ન હોત તો કદાચ વિદ્યાપીઠ જ ન હોત. તેમણે મને બે વાર કોલ આપ્યો હતો કે જ્યારે બોલાવું ત્યારે તે હાજર થશે. વલ્લભભાઈનો તાર મને ભવાનીમાં મળ્યો, ને આચાર્ય ગિદવાણીને વિદ્યાપીઠનું સુકાન હાથ લેવાનું સૂચવ્યું. તેમણે તે તત્ક્ષણે કબૂલ રાખ્યું. ને થોડા જ દિવસમાં હિન્દુસ્તાનમાં પહેલી અસહકારી વિદ્યાપીઠનો આરંભ થયો.'

પહેલે દિવસે મહાવિદ્યાલયમાં ૫૯ વિદ્યાર્થીઓ દાખલ થયા હતા. તેમાંના ઘણાખરા કૉલેજની જ્વલંત કારકિર્દી છોડીને આવ્યા હતા. અધ્યાપકોમાંથી પણ ઘણાખરા કૉલેજોમાંથી અસહકાર કરીને આવેલા હતા. તેના વાતાવરણની વિશિષ્ટતા મકાનોમાં નહોતી પણ રાષ્ટ્રીય વાતાવરણમાં હતી, એ ગાંધીજીએ પ્રારંભના ભાષણમાં સ્પષ્ટ

કરતાં જણાવ્યું હતું કે, 'કયાં ગુજરાત કૉલેજ અને એવી બીજી કૉલેજો, અને કયાં આપણું આ નાનું મહાવિદ્યાલય! મારા મનમાં તો એ મહાન જ છે. પણ મને ધાસ્તી છે કે, તમારી દૃષ્ટિથી હિન્દુસ્તાનમાં પહેલી કૉલેજો સામે આ મહાવિદ્યાલય અણુમહાવિદ્યાલય લાગતું હશે. આ વિદ્યાલયનો વિચાર કરતાં તમારા મનમાં ઈંટો અને ચૂનાની સરખામણી થતી હશે. ઈંટો અને ચૂનો હું ગુજરાત કૉલેજમાં વધારે જોઉં છું. . . હિન્દુસ્તાનની આજની પરિસ્થિતિમાં આપણે જે કાર્ય કરી રહ્યા છીએ તે જ શોભે છે. મકાનોની શી સરખામણી? . . . આપણે આ વિદ્યાલયની પ્રતિષ્ઠા વિદ્યાની દૃષ્ટિથી નહિ પણ રાષ્ટ્રીય દૃષ્ટિથી કરીએ છીએ. વિદ્યાર્થીઓને બળવાન અને ચારિત્ર્યવાન બનાવવાને માટે કરીએ છીએ. . . વિદ્યાર્થીઓને મારી વિનંતી છે કે, મારી ઉપર જેટલી તમારી શ્રદ્ધા છે તેટલી જ શ્રદ્ધા તમારા અધ્યાપકોમાં રાખજો. પણ જો તમે તમારા આચાર્યને કે અધ્યાપકોને બલહીન જુઓ, તો તે સમયે તમારા પ્રહ્‌લાદના જેવા અગ્નિથી એ આચાર્યને અને એ અધ્યાપકોને ભસ્મ કરી નાખજો અને તમારું કામ આગળ ચલાવજો. એ જ મારી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે અને એ જ મારો વિદ્યાર્થીઓને આશીર્વાદ છે.'

આવા જ્વલંત આશીર્વાદથી મહાવિદ્યાલયની સ્થાપના થઈ. તેનું તેજ મહાવિદ્યાલય ચાલ્યું ત્યાં સુધી ચાલ્યું, અને ૧૯૩૦માં તે બંધ થયું ત્યારે સ્વરાજ્યયજ્ઞમાં પોતાના દેહની આહુતિ આપીને જ બંધ થયું. તે વરસો દરમિયાન તેની સંખ્યા ફૂલીફાલી ને ઘટી પણ ખરી (વર્ષવાર સંખ્યાનો કોઠો જુઓ પરિશિષ્ટ ૬માં.) પણ તેમાંથી જે વિદ્યાર્થીઓ નીકળ્યા તેમણે, ગાંધીજીના શબ્દોમાં, ગુજરાતને 'વ્યાજ સાથે પૈસા વસૂલ કરી આપ્યા.'

આ વિદ્યાલયના પહેલા આચાર્ય ગિદવાણીજી થયા. ૧૯૨૩થી કૃપાલાનીજી થયા અને ૧૯૨૮થી કાકાસાહેબ કાલેલકર થયા. ત્રણે વિદ્વાનો આ મહાવિદ્યાલયના આચાર્ય થયા એટલું જ નહિ, પણ

આખી વિદ્યાપીઠ પ્રવૃત્તિના આચાર્ય થયા અને સારાયે દેશમાં કાયમનું આચાર્યપદ પામ્યા. તેમના સમયમાં અભ્યાસક્રમના અને બીજા અવનવા ફેરફારો થયા. ત્રણેયે પોતપોતાની રીતે રાષ્ટ્રીય શિક્ષણનું કામ આગળ ધપાવ્યું અને તે બધું એકબીજાને પૂરક અને સળંગસૂત્ર હતું. આથી એકંદરે તેની પ્રગતિ અને વિકાસ થયાં હતાં.

શરૂઆતમાં સરકારી કૉલેજો છોડીને આવેલા વિદ્યાર્થીઓ માટે તેમના ચાલુ અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા લેવાનો મોટો સવાલ હતો. તે મુજબ અભ્યાસક્રમો ચલાવવા શરૂઆતના ત્રણ ચાર માસમાં વ્યવસ્થા કરવામાં આવી. તેમાં પણ એક સુધારો તો કર્યો હતો તે સ્વભાષાનો ઉમેરો. ત્યાર બાદ અભ્યાસક્રમોને નવું રૂપ આપવામાં આવ્યું અને ખાદી, કાંતણને સ્થાન મળ્યું. અસ્પૃશ્યતાનો સવાલ બીજી રાષ્ટ્રીય શાળામાં ઉદ્ભવ્યો તેવો આ વિદ્યાલયમાં તો મૂળથી જ નહોતો. હરિજન, ખ્રિસ્તી, મુસલમાન, પારસી બધા ભેગા છૂટથી ભણી શકતા હતા. અધ્યાપકો તો જુદી જુદી કોમના અને જુદા જુદા પ્રાંતના હતા જ. પટાવાળાઓ મિસ કરીને અંત્યજોને રાખવામાં આવતા. વિદ્યાર્થીઓ પણ જુદે જુદે પ્રસંગે બધી કોમના આવી ગયા હતા. સહશિક્ષણ પણ ચાલતું હતું.

અધ્યાપકોના પગારને તેમની પ્રતિષ્ઠા સાથે સંબંધ નહોતો. વિદ્યાપીઠમાં કામ કરતા અધ્યાપકો વગેરે કાર્યકર્તાઓની પ્રતિષ્ઠા કે કદર ઠરાવવામાં તેમના પગાર ઉપર ધ્યાન ન અપાય એ વિદ્યાપીઠે સ્વીકારેલો એક સિદ્ધાંત હતો. (જુઓ પરિશિષ્ટ ૧– સિદ્ધાંતો, કલમ ૧૦.) આથી આચાર્ય કરતાં સામાન્ય અધ્યાપક કે કારકુનને વધારે પગાર મળતો હોય એમ બનતું. આ કારણે કોઈના મોભાને વાંધો આવતો નહોતો. ઊલટું તેમના આપભોગની કદર થતી હતી અને તેમનું માન વધારે અંકાતું હતું. વિદ્યાલયના વાતાવરણમાં એ મહત્ત્વનું તત્ત્વ હતું.

અધ્યાપકો અને વિદ્યાર્થીઓ સાથે મળીને પ્રચારકામ કરતા એ પણ એક વિશિષ્ટ તત્ત્વ હતું.

રાષ્ટ્રીય કાર્યમાં સક્રિય ભાગ લેવો એ આ વિદ્યાલયની મૂળથી જ વિશેષતા હતી. તે વખતે ખાદીની શરૂઆત થઈ હતી, એટલે તેના પ્રચારની જરૂર હતી. કેટલાક વિદ્યાર્થીઓએ તે જ કામ માથે લીધું અને તેમને માટે આચાર્ય ગિદવાણીજીની દોરવણી હેઠળ 'સ્વરાજ આશ્રમ' સ્થાપવામાં આવ્યો. તેવી રીતે કામ કરનાર વિદ્યાર્થીઓમાંના ઘણાખરા બી. એ.ના છેલ્લા વરસમાં પરીક્ષાના ટાંકણે કૉલેજો છોડીને આવેલા હતા. એટલે તેમનો અભ્યાસ તો સરકારી અભ્યાસક્રમ પ્રમાણે લગભગ પૂરો થયેલો હતો. તેમાંના કેટલાક તો પહેલા બીજા વર્ગમાં પસાર થનાર હતા. તેઓ પરીક્ષા આપીને પદવી લેવાને બદલે આવા કામમાં પડ્યા, એટલે વિદ્યાપીઠે તેમને પોતપોતાના વિષયમાં વિશારદ ગણીને સેવાર્થે પદવી એનાયત કરી. જેઓ એકાદ વરસ પાછળ હતા તેમનાં સત્રો મંજૂર કરવામાં આવ્યાં. જેઓએ અભ્યાસ ચાલુ રાખ્યો તેઓ પણ ખાદીફેરી જેવાં કામો દર રવિવારે અને બીજા દિવસોએ કરતા હતા. આચાર્ય અને બીજા અધ્યાપકો તેમાં સાથે જોડાતા હતા. એ રીતે આખું વાતાવરણ રાષ્ટ્રીય અને સેવામય હતું. જ્યારે જ્યારે રાષ્ટ્રીય જરૂર ઊભી થતી કે કંઈ પ્રજાકીય આપત્તિ આવી પડતી ત્યારે બધા વર્ગશિક્ષણની પરવા કર્યા વિના તેમાં પોતાનો ફાળો આપતા. તે પ્રમાણે નાગપુર, બોરસદ અને બારડોલીના સત્યાગ્રહ વખતે અને ગુજરાતના રેલસંકટ વખતે વિદ્યાપીઠના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ તેમાં દોડી ગયા હતા. તે માટે જે ઉત્તેજન અહીં મળતું તે બીજે ભાગ્યે જ મળતું. તેથી જ ગાંધીજીએ કહેલું કે, 'સરકારી શાળાના વિદ્યાર્થીઓની મગદૂર છે ખરી કે તે વલ્લભભાઈને મદદ કરી શકે? અથવા તો મદદ કર્યા પછી શિક્ષકને છેતર્યા વિના કૉલેજમાં રહી શકે?'

વિદ્યાપીઠના બંધારણમાં એક સિદ્ધાન્ત પહેલેથી છે કે,

'શરૂથી આખર સુધીની કેળવણીનું વાહન ગુજરાતી જ હોવું જોઈએ'. આ સિદ્ધાન્તના પાલનમાં આજે જેવી મુસ્કેલી કેટલાકને લાગે છે તે કરતાં વિશેષ પચીસ વરસ ઉપર હતી. છતાં વિદ્યાપીઠે તે નિયમ સિદ્ધાન્તરૂપે શરૂથી સ્વીકાર્યો હતો અને તેનો અમલ કરવા પ્રયત્ન ચલાવ્યો હતો. બિનગુજરાતી અધ્યાપકોને ગુજરાતીમાં શીખવવાની મુસ્કેલી હતી એટલું જ નહિ, પણ હિંદી કે હિન્દુસ્તાનીમાં શીખવવાની પણ મુસ્કેલી હતી. અરે, ગુજરાતી અધ્યાપકોને પણ પોતાના વિષયો સ્વભાષા દ્વારા શીખવતાં મુસ્કેલી નડતી હતી. તેવી સ્થિતિમાંથી ધીમે ધીમે માર્ગ થયો. જેમને હિંદી કે ગુજરાતી એમાંથી એકે શીખી લેવાની અશક્તિ લાગી તેઓ છૂટા પણ થયા. બાકીનાએ હિંદી-ગુજરાતી-અંગ્રેજીમાં મિશ્ર શિક્ષણ આપ્યું અને તે પ્રયત્નમાંથી કેટલીક પરિભાષા ઊભી થઈ અને શાળામહાશાળાને માટે પુસ્તકો પણ નિર્માણ થયાં. તે બધા પ્રયત્નનું ફળ વિદ્યાપીઠ તરફથી પ્રગટ થયેલાં પુસ્તકોની યાદી (પરિશિષ્ટ ૧૩) માં જોઈ શકાય છે. વિદ્યાર્થીઓના ભાષાવિકાસની દૃષ્ટિએ તેમનું દ્વૈમાસિક 'સાબરમતી' સારાય ગુજરાતનાં માસિકોમાં અનોખી છાપ પાડતું હતું. શ્રી. મહાદેવભાઈએ તેને વિષે લખેલું કે, 'ગુજરાતી ભાષાના આ યુગમાં આ વિદ્યાર્થીઓએ ભાષાને કેટલી કેળવી છે, એ જોવું હોય તો આ 'દ્વૈમાસિક'નો ઉત્તમોત્તમ નહિ પણ ગમે તે એક લેખ લઈ જુઓ.'

વિદ્યાર્થી-સ્વરાજની દૃષ્ટિએ યોજવામાં આવેલી 'વિદ્યાર્થી-પંચાયત' એ પણ વિદ્યાલયની વિશેષતા હતી. આજે વિદ્યાર્થી-મંડળો ઘણી શાળાઓમાં કામ કરે છે તેવાં તે વખતે નહોતાં. આજે તેનો પ્રચાર ઘણે ઠેકાણે થયો છે; સ્વતંત્ર વિદ્યાર્થીમંડળો પણ કામ કરે છે. તેવું કાંઈ તે વખતે નહોતું. આ વિદ્યાર્થી- પંચાયત દ્વારા મહાવિદ્યાલયની ઘણી પ્રવૃત્તિ ચાલતી હતી : વાર્ષિક ઉત્સવો ઊજવાતા હતા, હસ્તલિખિતો અને સામયિકો ચાલતાં હતાં, અને વિદ્યાર્થીભંડાર તથા ચર્ચાસભા વગેરે ચાલતાં હતાં. તે કામ અધ્યાપકોની દેખરેખ

નીચે થતું. તેમાં અધ્યાપકોની સ્થિતિ ઘણી વાર તંગ પણ થતી. આચાર્યશ્રીને એકાદ વાર પંચાયતને ફરજિયાત કામબંધી પણ કરાવવી પડેલી. પણ તેવા અનુભવ સામાન્ય ગણવા જોઈએ. તેથી આ પ્રવૃત્તિ બંધ કરવામાં નહોતી આવી. નવા અધિકારની છાયા હેઠળ ફરજ અને હકનો મેળ સહેજે કે જલદી બેસતો નથી. એટલે કોઈ કોઈ વાર નાજુક પરિસ્થિતિ થઈ આવે છે. પણ તેમાંથી જ જો પ્રગતિ થાય છે. પરસ્પર પ્રેમ અને સદ્‌ભાવ હોય તો વધારાપડતું હોય તે કાળબળે ઘસાઈ જાય છે. આવી વિદ્યાર્થી-સ્વરાજ્યની પ્રવૃત્તિ આ સંસ્થાનો એક આકર્ષક પ્રયોગ ગણાયો હતો.

શિક્ષણમાં રાષ્ટ્રીય દૃષ્ટિ કાયમ રાખીને અભ્યાસક્રમો ઘણીય વાર બદલાયા હતા અને કેટલાય ફેરફારો થયા હતા. તેની વિગતોમાં ઊતરવાની જરૂર ન હોય. પણ એટલું તેમાં નોંધવું જોઈએ કે, સંગીત અને ચિત્રકળા માટે ઉચ્ચ પદવી સુધીની વ્યવસ્થા કરવામાં આવી હતી અને વિદ્યાર્થી અંગ્રેજી કક્કો પણ જાણ્યા સિવાય સ્નાતક થઈ શકતો હતો. તેમ જ અંગ્રેજી ન જાણનાર પોતાના વિષયના તદ્વિદ હોય તો અધ્યાપક પણ થઈ શકતા હતા. તેનો અર્થ એવો નથી કે, અંગ્રેજી શીખવાતું નહોતું કે અંગ્રેજી પુસ્તકો વસાવવામાં આવતાં નહોતાં. જેને અંગ્રેજી ભાષા અને સાહિત્ય શીખવું હોય તેને માટે તે શીખવાની સારામાં સારી વ્યવસ્થા હતી, પણ તે ફરજિયાત ભાષા તરીકે નહિ પણ અર્વાચીન ભાષા તરીકે. તેનું સ્થાન રાજભાષા તરીકે ફરજિયાત નહોતું, પણ અર્વાચીન ભાષા તરીકે મરજિયાત હતું. ફરજિયાત તો સ્વભાષા અને રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની હતી. હિન્દુસ્તાની એટલે હિંદી નહિ પણ બન્ને લિપિવાળી ઉત્તર હિંદમાં સામાન્ય રીતે બોલાતી હિન્દુસ્તાની — એ પહેલેથી જ વિદ્યાપીઠે સ્વીકારેલી રાષ્ટ્રભાષા હતી, અને સ્વભાષા સાથે બધાને માટે એ ફરજિયાત હતી. ચાર વરસના અભ્યાસક્રમમાં એક વર્ષ સામાન્ય હતું અને સ્નાતક પદવી માટે જુદા જુદા વિષયોનાં મંદિરોનો ત્રણ

વર્ષનો અભ્યાસક્રમ હતો. પૂર્વ અને પશ્ચિમના તત્ત્વજ્ઞાનનો તુલનાત્મક અભ્યાસ કરવા માટે આર્યવિદ્યા મંદિર હતું. તે ઉપરાંત અર્વાચીન ભાષા તરીકે બંગાળી અને મરાઠી ભાષાનાં મંદિરો હતાં. સમાજ-વિદ્યા મંદિરમાં ઇતિહાસ, રાજનીતિશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો અભ્યાસ થતો હતો. ગણિતવિદ્યા મંદિરમાં ઉચ્ચ ગણિતનો અભ્યાસ થતો હતો. વાણિજ્યવિદ્યા મંદિરમાં ગુજરાતને અનુરૂપ વાણિજ્ય વિદ્યાનો અભ્યાસ થતો હતો.

ઉપર જણાવેલા મહાવિદ્યાલયની અંતર્ગત વિષયો માટે નીચે પ્રમાણે મંદિરોમાં વહેંચણી થઈ હતી :

| મંદિર | પદવી | અન્તર્ગત વિષયો |
|---|---|---|
| ૧ આર્યવિદ્યા મંદિર | આર્યવિદ્યા વિશારદ (આ. વિ.) | ૧ પુરાતત્ત્વ અને આર્ય સંસ્કૃતિ<br>૨ ધર્મ અને તત્ત્વજ્ઞાન<br>૩ સાહિત્ય અને કલા<br>૪ સમાજશાસ્ત્ર |
| ૨ સમાજ-વિદ્યા મંદિર | સમાજવિદ્યા વિશારદ (સ. વિ.) | ૧ રાજકારણ<br>૨ ઇતિહાસ<br>૩ સંપત્તિશાસ્ત્ર |
| ૩ વાગ્વિદ્યા અથવા ભાષા મંદિર | ભાષા વિશારદ (ભા. વિ.) | સંસ્કૃત, પાલિ, માગધી, હિંદુસ્તાની, (હિંદી અથવા ઉર્દૂ) બંગાળી, મરાઠી, ગુજરાતી, અરબ્બી, ફારસી, અંગ્રેજી, ફ્રેન્ચ. |
| ૪ ગણિતવિદ્યા મંદિર | ગણિત વિશારદ (ગ. વિ.) | |
| ૫ વાણિજ્ય-વિદ્યા (અથવા વ્યાપાર) મંદિર | વાણિજ્ય વિશારદ (વા. વિ.) | |
| ૬ તત્ત્વજ્ઞાન મંદિર | તત્ત્વજ્ઞાન વિશારદ (ત. વિ.) | |

| | | |
|---|---|---|
| ૭ ઔદ્યોગિક રસાયન મંદિર | ઔદ્યોગિક રસાયન વિશારદ (ઔ. ર. વિ.) | |
| ૮ લલિતકલા મંદિર | લલિતકલા વિશારદ (લ. વિ.) | ૧ સંગીત<br>૨ ચિત્રકળા |

દરેકને માટે કાંતણ અને ખાદી આવશ્યક માનવામાં આવ્યાં હતાં. તે મુજબ કાંતણકામ ચાલતું હતું. પણ તેને શાસ્ત્રીય ઉદ્યોગ તરીકે વ્યવસ્થિત સ્થાન ૧૯૨૮થી મળ્યું અને તેને અનુરૂપ અભ્યાસક્રમમાં કેટલાક ફેરફારો કરવામાં આવ્યા. તે પ્રમાણે ૧૯૩૦ સુધી કામ ચાલતું હતું. તે સમયે જે અભ્યાસક્રમ અમલમાં હતો તેની રૂપરેખા પરિશિષ્ટ ૫માં આપી છે. ત્યાર પછી મહાવિદ્યાલયની પ્રવૃત્તિ ૧૯૪૧ સુધી બંધ રહી. તે ફરીથી 'મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય'ના રૂપમાં ૧૯૪૭થી શરૂ કરવામાં આવી છે, જેનો ઉલ્લેખ આગળ કરવામાં આવ્યો છે.

### ૬. ગ્રામસેવા મંદિર

મહાવિદ્યાલયની સાથે ૧૯૨૯–૩૦ના પહેલા સત્રથી 'ગ્રામસેવા મંદિર' શરૂ કરવામાં આવ્યું હતું. તેમાં ખાસ શિષ્યવૃત્તિ આપીને ગ્રામસેવકો તૈયાર કરી તેમને ગામડાંમાં ગોઠવી દેવાની યોજના હતી. આ સેવકો દ્વારા મહાસભાનું કામ, ખાદીમથકો, ગામડાંને અનુકૂળ એવી રાષ્ટ્રીય શાળાઓ અને રાત્રિશાળાઓ, સુધરાઈ સફાઈનું કામ, માંદાંઓને દવાની મદદ, અખાડાઓ, ભજનમંડળીઓ, ધર્મ-પ્રચાર અને સુધાર, ગામડાંની આર્થિક તેમ જ સામાજિક તપાસ અને લવાદી ઇત્યાદિ કામો કરાવવાની અપેક્ષા હતી. તેનો અભ્યાસક્રમ બે વરસનો હતો. પણ એક વરસ પૂરું થાય તે પહેલાં જ સ્વરાજની સખ્ત લડત ઊપડી અને કામ બંધ થયું. વિદ્યાર્થીઓને એક સત્ર વર્ગ-શિક્ષણ અને છાત્રજીવનનું શિક્ષણ આપ્યા પછી બીજા સત્રમાં તેમને

માટે 'માતર તાલુકાની આર્થિક તપાસ' કરવાની યોજના કરવામાં આવી હતી અને તેમાં તેઓ અધ્યાપકોની સાથે ફરીને તે કામ કરવામાં રોકાયા હતા. તે તપાસ પૂરી થઈ તેવામાં જ ઉપર પ્રમાણે કામ બંધ થયું એટલે તે વિદ્યાર્થીઓ લડતમાં પડ્યા. બે વિદ્યાર્થીઓ તપાસની તારવણી કાઢવામાં રોકાયા અને બીજા વિદ્યાર્થીઓ લડતના કામમાં જોડાયા, તે ૧૯૩૧ સુધી તે જ કામમાં હતા. તેમને વિદ્યાપીઠ મંડળે ગ્રામસેવા દીક્ષિતનાં પ્રમાણપત્રો આપવાનું નક્કી કર્યું અને તેવા પાંચ વિદ્યાર્થીઓને ૧૯૩૧ના પદવીદાન વખતે પ્રમાણપત્રો આપવામાં આવ્યાં.

આ મંદિરના અભ્યાસક્રમની રૂપરેખા પરિશિષ્ટ ૫ માં આપી છે.

### ૩. ગુજરાત પુરાતત્ત્વ મંદિર

મહાવિદ્યાલયની સાથે પુરાતત્ત્વ મંદિરની સ્થાપના એ આ વિદ્યાપીઠની એક વિશેષતા હતી. એનો અર્થ એવો કરી શકાય કે, રાષ્ટ્રીય ઉત્થાનના કામમાં પ્રાચીન સંસ્કૃતિનાં ઝરણાં વિદ્યાપીઠ સતેજ કરવા માગતી હતી અને તે માટે જુદા જુદા ધર્મોનાં તત્ત્વો અને સાહિત્ય વગેરેના સમભાવપૂર્વક સંશોધન અને અભ્યાસ થાય એમ ઇચ્છતી હતી. આ કામ માટે શ્રીમદ્ રાજચંદ્રના સ્મરણાર્થે એક પુરાતત્ત્વ પુસ્તકાલય ઊભું કરવા માટે શેઠ શ્રી. પૂંજાભાઈ હીરાચંદ મારફત રૂ. ૩૦૦૦૦)નું દાન મળ્યું, એને લીધે આ મંદિરની યોજના જલદી થઈ શકી. તેને માટે તા. ૨૮–૧૧–૧૯૨૦ ને રોજ મુનિ શ્રી જિનવિજયજીની આચાર્ય તરીકે નિમણૂક કરવામાં આવી અને મંદિરની રીતસર સ્થાપના સં. ૧૯૭૭ના માગશર સુદ ૧૨, તા. ૨૨–૧૨–૧૯૨૦ ને રોજ કરવામાં આવી હતી. તેનો હેતુ એવો જણાવવામાં આવ્યો હતો કે,

(૧) સાધારણ રીતે તો આખા હિંદુસ્તાનનાં અને ખાસ કરીને ગુજરાતનાં પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય, સ્થાપત્ય, કળા, વિજ્ઞાન,

ધર્મ, સમાજ અને તત્ત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી અને તેનાં પરિણામો પ્રકાશિત કરવાં.

(૨) હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું, તેમ જ સંસ્કૃત, પ્રાકૃત અને પાલિ આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

(૩) આ માટે પ્રાચ્ય વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રગટ થયેલું સમગ્ર સાહિત્ય સંગૃહીત કરવું.

(૪) સંસ્કૃત, પ્રાકૃત, પાલિ, અપભ્રંશ અને જૂની ગુજરાતી, ફારસી, અરબી આદિ ભાષાઓમાં લખાયેલા અલભ્ય દુર્લભ ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત–મુદ્રિત કરીને પ્રગટ કરવા કરાવવા.

(૫) દેશ પરદેશની જુદી જુદી ભાષાઓમાં લખાયેલા પુરાતત્ત્વ વિષયક સાહિત્યને ગુજરાતી ભાષામાં ઉતારવુ.

આ કામ માટે એક પ્રબંધ સમિતિ દર વરસે નીમવામાં આવતી હતી. તેના મંત્રી તરીકે શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ હતા અને બીજા સભ્યો મહાવિદ્યાલયના અધ્યાપકોમાંથી લેવામાં આવતા હતા. કેટલાક અધ્યાપકોને આ કામ માટે ખાસ લેવામાં આવ્યા હતા. તેઓમાં નીચેના મુખ્ય હતા:—

૧. પંડિત સુખલાલજી સંઘવી
૨. „ બેચરદાસ દોશી
૩. શ્રી. ધર્માનંદ કોસમ્બી

આ મંદિર મારફત મહાવિદ્યાલયનું આર્યવિદ્યા મંદિર ચલાવવામાં આવતું હતું. તે ઉપરાંત આ મંદિરના અધ્યાપકો જરૂરિયાત પ્રમાણે મહાવિદ્યાલયમાં વર્ગો લેતા હતા. પણ તેમનું મુખ્ય કામ સંશોધનનું હતું. તેમના પ્રયત્નથી પુરાતત્ત્વ વિષયક એક ત્રૈમાસિક સને ૧૯૨૨ના ઑક્ટોબરથી શરૂ કરવામાં આવ્યુ હતું. તે ૫ વરસ સુધી ચાલ્યું હતું તે ત્રૈમાસિક વિષે શ્રી. મહાદેવભાઈએ લખ્યું હતું કે, 'આવું પત્ર ગુજરાતીમાં એક જ છે. એટલું જ નહિ પણ મુંબઈ

પ્રાંતમાં અને દેશમાં એક જ છે એમ કહીએ તો ચાલે. . . . આ ત્રૈમાસિક રાષ્ટ્રીય પ્રવૃત્તિમાંથી રાષ્ટ્રીય પ્રવૃત્તિને અંગે અને તેની વૃદ્ધિને અર્થે નીકળેલું હોઈ જનસમાજને સંપૂર્ણ રીતે ધ્યાનમાં રાખીને પ્રગટ કરવામાં આવે છે, એ તેનો વિશેષ ગુણ છે.'

ગુજરાતના સાક્ષરો અને વિદ્વાનોમાં આ ત્રૈમાસિકની પ્રતિષ્ઠા સારી હતી. તે જ પ્રમાણે તેનાં પ્રકાશનો પણ સારી પ્રતિષ્ઠા પામ્યાં હતાં. તેમાંનાં કેટલાક પ્રકાશનો તો સામાન્ય વાચકોને ઉદ્દેશીને તૈયાર કરવામાં આવ્યાં હતાં. તે સર્વેની યાદી પરિશિષ્ટ ૧૩માં આપી છે.

આ મંદિરમાં કોઈ બ્રાહ્મણધર્મનો જાણકાર વિદ્વાન નથી એવી ઊણપ સને ૧૯૨૫ મા નિમાયેલી વિદ્યાપીઠ તપાસ સમિતિને જણાઈ હતી, અને તેણે જણાવ્યું હતું કે, 'આવી સંસ્થામાં બ્રાહ્મણ ધર્મના આચારવિચાર અને તત્ત્વજ્ઞાનના ખાસ અભ્યાસી એકાદ સારા શાસ્ત્રીની પણ જરૂર છે. પણ એની પસંદગી બહુ સૂક્ષ્મ દૃષ્ટિથી યોગ્યતા વિચારીને કરવી જોઈએ'.

આ ખોટ ૧૯૩૦ પછી બધું કામ અટકી ગયું ત્યાં સુધી પૂરી શકાઈ નહોતી. ત્યાર પછી અને તે દરમિયાન મંદિરના જુદા જુદા વિદ્વાનો જુદા જુદા કારણે છૂટા થયા અને પુરાતત્ત્વ ત્રૈમાસિક ૧૯૨૮થી બંધ કરવામાં આવ્યું; તેના પુસ્તકાલયને મહાવિદ્યાલયના પુસ્તકાલય સાથે જોડી દેવામાં આવ્યું અને તેના પ્રાચીન બાબતોને લગતા વિભાગને 'શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનભંડાર' એવું નામ આપવામાં આવ્યું.

આ મંદિરના પૂર્વકાળના અનુસંધાનમાં શ્રી. પુંજાભાઈ હીરાચંદે જૈન સાહિત્ય સંશોધન અને પ્રકાશન માટે તા. ૯–૧૦–૧૯૨૮ ને રોજ રૂ. ૨૫૨૦૦) ની રકમ વિદ્યાપીઠને સોંપી, તેમાંથી 'શ્રી પુંજાભાઈ જૈન ગ્રંથમાળા' શરૂ કરવામાં આવી છે અને તે માળામાં કુલ ૨૨ પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે. તેની યાદી પરિશિષ્ટ ૧૩ માં આપી છે. આ માટે એક સમિતિ નીમવામાં આવી હતી. ૧૯૩૫માં વિદ્યાપીઠ ફરી શરૂ થયા પછી તે કામને માટે તા. ૮–૬–'૩૫ ને રોજ

એક સ્વતંત્ર ટ્રસ્ટ સમિતિ બનાવવામાં આવી હતી અને તે મુજબ તે સમિતિએ કામ કર્યું હતું. તા. ૨૫-૧૨-'૪૭ ને રોજ એ સમિતિએ શ્રી. કુલપતિની સંમતિથી તે ટ્રસ્ટ વિદ્યાપીઠને પાછું સોંપવાનો ઠરાવ કર્યો અને તે મુજબ તા. ૧૩-૬-'૪૮ થી વિદ્યાપીઠે તે ટ્રસ્ટ પાછું સંભાળી લીધું છે અને તેને માટે નીચે મુજબ પ્રબંધ સમિતિ નીમી છે:

- શ્રી. મગનભાઈ દેસાઈ (પ્રમુખ)
- " પરમાનંદ કાપડિયા
- " રમણિકલાલ મોદી
- " મણિભાઈ ચતુરભાઈ શાહ
- " પન્નાલાલ ઝવેરી
- " ગોપાલદાસ જીવાભાઈ પટેલ (મંત્રી)

### ૪. ગૂજરાત વિનય મંદિર અને કુમાર મંદિર

અમદાવાદમાં વિદ્યાપીઠની સીધી દેખરેખ નીચે પ્રાથમિક શિક્ષણ માટે નવી ગૂજરાતી શાળા અને ઉચ્ચ શિક્ષણ માટે ગૂજરાત મહાવિદ્યાલય ચાલતાં હતાં. માધ્યમિક શિક્ષણ માટે વિદ્યાપીઠનું પોતાનું વિનય મંદિર નહોતું. પણ શહેરમાં વિદ્યાપીઠની માન્ય પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ ચાલતી હતી, એટલે વિનય મંદિરની ખોટ લાગતી નહોતી. પરંતુ ૧૯૨૬ના ઑક્ટોબરમાં પ્રોપ્રાયટરી હાઇસ્કૂલે પાછો સરકાર સાથે સંબંધ શરૂ કરતાં, નવી ગૂજરાતી શાળા અને મહાવિદ્યાલય વચ્ચેની સાંકળ સાંધવાની જરૂર લાગી અને તે માટે વિનય મંદિરની શરૂઆત કરવામાં આવી. શરૂઆતમાં નવી ગૂજરાતી શાળા સાથે કેટલાક વર્ગો ચલાવવામાં આવતા હતા. ત્યાર પછી તા. ૨૭-૩-'૨૭ને રોજ મળેલી નિયામક સભામાં વિદ્યાપીઠની સીધી દેખરેખ નીચે શહેરમાં વિનય મંદિર શરૂ કરવાની યોજના મંજૂર કરવામાં આવી. તેની રૂએ તા. ૧૩-૬-૧૯૨૭થી શહેરમાં ભદ્ર પાસે ભાડાના મકાનમાં

પૂર્ણ વિનય મંદિર શરૂ કરવામાં આવ્યું તે વખતે તેમાં ૭૯ વિદ્યાર્થીઓ દાખલ થયા હતા. વિનય મંદિરની વ્યવસ્થા માટે એક જુદી સમિતિ નીમવામા આવી હતી અને મહાવિદ્યાલયના અધ્યાપકો તેમા વર્ગો લેવા જતા હતા. એ રીતે એક વરસ શહેરમા વિનય મંદિર ચલાવ્યા પછી, વાતાવરણ અને સગવડની દૃષ્ટિએ તેને વિદ્યાપીઠનાં મકાનોમા મહાવિદ્યાલયની સાથે ચલાવવાનું નક્કી કરવામાં આવ્યું, અને તા ૧૧-૬-૧૯૨૮થી વિનય મંદિરની જગ્યા બદલવામાં આવી. સ્થાનાન્તરને કારણે વિનય મંદિર તૂટી જશે એવી બીક શરૂઆતમાં કેટલાકને હતી પણ તેમ ન થતા ઊલટી તે કામમાં વિશેષ સ્થિરતા આવેલી જણાઈ હતી. એ પ્રમાણે ૧૯૩૦ની પ્રખ્યાત દાંડીકૂચ સુધી કામ એકધારું ચાલ્યા કર્યું. ત્યાર બાદ અધ્યાપકો અને મોટા વિદ્યાર્થીઓ બધા સ્વરાજની લડતમાં જોડાયા, એટલે તે શિક્ષણકામ બંધ થયું ૧૯૩૨ના જાન્યુઆરીમા તો વિદ્યાપીઠને ગેરકાયદેસર ઠરાવીને સરકારે તેના મકાનોનો કબજો લીધો, એટલે ૧૯૩૨થી ૧૯૩૪ સુધી તે કામ બંધ રહ્યું હતું.

૧૯૩૪ના નવેમ્બરમા વિદ્યાપીઠનાં મકાનો પાછાં સોપાયાં ત્યારે શિક્ષણકામ ફરી શરૂ કરવાનો પ્રશ્ન ઊભો થયો સત્યાગ્રહી ખેડૂતોનાં બાળકોની કેળવણીની વ્યવસ્થા કરવાની જરૂર હતી તે બાળકો જુદી જુદી શિક્ષણ સંસ્થાઓમાં ભણતાં હતાં. તેમને એક સ્થળે રાખવાની સગવડ કરી તેમની કેળવણીનો પ્રબંધ કરવા માટે વિનય મંદિર તા. ૮-૬-૧૯૩૫ને રોજ ફરી શરૂ કરવામાં આવ્યું, ને તા. ૯મી ઓગસ્ટ ૧૯૪૨મા ફરી સ્વરાજની લડત ઉપડી ત્યાં સુધી તે ચાલ્યું. તા. ૯મીની વહેલી સવારે દેશના માનીતા આગેવાનોને સરકારે પકડી લીધા તે જ દિવસે વિનય મંદિરના શિક્ષકો અને વિદ્યાર્થીઓએ સ્વતંત્રતાની લડતમાં જોડાઈને સ્વરાજ્યનું શિક્ષણ લેવાનો નિર્ણય કર્યો. તદનુસાર શિક્ષકો અને મોટા વિદ્યાર્થીઓ, જુદે જુદે ઠેકાણે કામે લાગી ગયા અને નાના વિદ્યાર્થીઓને પોતપોતાને ઘેર મોકલી

આપવામાં આવ્યા. આ રીતે તા. ૧૨–૯–'૪૨ના રોજ વિનય મંદિરની શિક્ષણપ્રવૃત્તિ ફરીથી સંકેલી લેવામાં આવી ત્યાર સુધીમાં અને ત્યાર પછી થયેલા વિનીતોની યાદી પરિશિષ્ટ ૧૧માં આપી છે.

૧૯૩૫માં વિનય મંદિર ફરી શરૂ કરવામાં આવ્યું ત્યારે સાથે કુમાર મંદિરના વર્ગો પણ શરૂ કરવામાં આવ્યા હતા. વિદ્યાપીઠના સેવકોનાં બાળકો અને આજુબાજુની સોસાયટીનાં બાળકોને તેનો લાભ મળતો હતો. કુમાર મંદિર પૂરતો આ પ્રયોગ ફરીથી પાયાની કેળવણીની શાળાના રૂપમાં ૧૯૪૮ના જૂનથી શરૂ કરવામાં આવ્યો છે.

## હેતુ

વિનય મંદિર અને કુમાર મંદિરની પ્રવૃત્તિનો હેતુ વિદ્યાપીઠનાં ધ્યેયોથી ભિન્ન હોઈ શકે નહિ. પણ તે કેળવણીનું વિશેષ લક્ષ રાખવામાં આવ્યુ હતું, તે જુદે જુદે પ્રસંગે જુદા જુદા રૂપમાં બહાર આવ્યું હતું.

વિનય મંદિરની શરૂઆત કેવા સંજોગોમાં કરવામાં આવી હતી તે ઉપર જણાવેલું છે. તે પ્રવૃત્તિ શરૂ કરતા આચાર્ય કૃપાલાનીએ, જણાવ્યું હતુ કે :

> "અમને મિત્રવર્ગ હંમેશા પૂછે છે કે, રાષ્ટ્રીય કેળવણી કોઈ જગ્યાએ ફળીભૂત નથી થઈ અને વિદ્યાર્થીઓની સંખ્યા દિન પ્રતિદિન ઘટતી જાય છે, એવા સમયમાં એક નવું વિનય મંદિર સ્થાપવાની શી જરૂર છે? હું માનું છું કે, રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન આપણે વહેલો મોડો ઉકેલવો જ પડશે. જ્યારે જ્યારે આપણે આપણા રાષ્ટ્રીય જીવનનો વિચાર કર્યો છે, ત્યારે ત્યારે રાષ્ટ્રીય કેળવણીનો પ્રશ્ન આપણી સમક્ષ અચૂક રીતે ઊભો થયો છે. રાષ્ટ્રીય કેળવણી વિના રાષ્ટ્રીય જીવન સંભવતુ નથી. જ્યારે જ્યારે રાષ્ટ્રીય જીવન બળવાન થયુ છે, ત્યારે ત્યારે રાષ્ટ્રીય કેળવણી પણ પ્રાણવાન બની છે. આ બન્ને

વસ્તુનો એવો અભેદ્ય સંબંધ છે. . . . આ પ્રશ્ન અમારી સામે હરદમ ખડો છે અને તેનો ઉકેલ કર્યા વિના છૂટકો નથી. આ સિદ્ધાન્તનો પ્રશ્ન છે. આત્માનો પ્રશ્ન છે. . . . સિદ્ધાંતવાદી ઊંઘી શકતો જ નથી. અમારો અટલ વિશ્વાસ છે કે રાષ્ટ્રીય કેળવણી સાચા માર્ગ પર છે. અને અમે એમ પણ માનીએ છીએ કે સરકારી કેળવણી ખોટા માર્ગ પર છે. અમારા માર્ગમાં અમે સફળ ન થઈએ તો અમારા દોષને લઈને, વિદ્યાર્થીઓના દોષને લઈને, પ્રજાના દોષને લઈને—સિદ્ધાન્તના દોષને લઈને હરગિજ નહીં. એ દોષો કાઢવા અમે મથશું."

૧૯૩૫માં વિનય મંદિરની પ્રવૃત્તિ ફરી શરૂ કરતાં શ્રી. નરહરિભાઈ પરીખે જણાવ્યું હતું કે:

'સ્વરાજ્યપ્રાપ્તિને સારુ ચાલતી પ્રવૃત્તિઓને અર્થે ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સંસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ તૈયાર કરવાનું વિદ્યાપીઠનું એક ધ્યેય છે. એ કાર્યકર્તાઓને કયા પ્રકારનાં જ્ઞાન અને તાલીમની જરૂર છે, તે વિષે આપણને ઘણું વિચારવાનું મળ્યું છે. વિદ્યાપીઠમાં તાલીમ પામેલા અનેક ગ્રામસેવક ગામડામાં બેસી ગ્રામસુધારનું કામ કરી રહ્યા છે. છતાં જેટલાની જરૂર છે તેના પ્રમાણમાં તેમની સંખ્યા નજીવી છે. એટલે તાલીમ પામેલા ગ્રામ-સેવકોની સંખ્યા પણ વધારવાની જરૂર છે જ. આ બધું આ વિનય મંદિર દ્વારા સાધવાના હેતુથી રાષ્ટ્રીય શિક્ષણના આ પ્રયોગનો ફરી આરંભ થાય છે. . . .'

આ રીતે ફરી કામ શરૂ થયા પછી ૧૯૩૭ના અંતભાગમાં વર્ધા શિક્ષણ યોજનાનો જન્મ થયો, એટલે તે અનુસાર કામ ચલાવવાનો પ્રયત્ન થયો. તેની પાછળની કલ્પના એવી હતી કે, પાયાના શિક્ષણ માટે ગણાતાં પ્રથમ દસ અગિયાર વર્ષોની કેળવણીનો પ્રયોગ કરી જોવો અને તે શિક્ષણ કૉલેજના શિક્ષણની પૂર્વતૈયારી રૂપે નહિ પણ સ્વતંત્ર પર્યાપ્ત શિક્ષણ તરીકે આપવું. તેમાં દૃષ્ટિ એ હતી કે, દેશની સામાન્ય કેળવણીની પુનર્ઘટના કઈ દિશામાં કરવી ઘટે, તેનો ખ્યાલ રાખીને વિનય મંદિરનું કામ ચલાવવું.

આ જ દૃષ્ટિ પહેલાં પણ હતી. તે મુજબ અભ્યાસક્રમ વિચારવા ૧૯૩૬માં વિદ્યાપીઠ મંડળે એક સમિતિ નીમી હતી. તેને સૂચના રૂપે વિદ્યાપીઠ મંડળે ચોખવટ કરી હતી કે:

'સામાન્ય કેળવણીનું સ્વરૂપ જે આજે પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ એવા ત્રણ વિભાગમાં સમન્વય છે અને વિદ્યાર્થી ઉચ્ચ વિભાગ સુધી પહોંચે ત્યારે કંઈક કેળવાયો મનાય છે, તેને સ્વીકારીને ચાલવાની જરૂર નથી. પરંતુ વિદ્યાર્થીએ સામાન્ય શિક્ષણ તરીકે કેટલું જ્ઞાન મેળવવું જોઈએ તેનો ક્રમ ઘડવાનો છે, કે જે ક્રમમાં શીખ્યા પછી યા તો તે જીવનમાં પ્રવેશ કરે, અથવા પોતાની રુચિ કે લાયકાત પ્રમાણે વિશેષ શિક્ષણ મેળવવા જાય.

'આ ક્રમમાં ભાષા તથા વિજ્ઞાન અને સામાન્ય જ્ઞાનના વિષયો ઉપરાંત ઉદ્યોગશિક્ષણનો સમાવેશ હોય. તે શિક્ષણ કઈ દૃષ્ટિએ, કેટલું અને કયા કયા ઉદ્યોગનું આપવામાં આવે તેનો વિચાર પણ કરવામાં આવે.'

આ સમિતિએ જે સૂચનાઓ કરી અને સુધારાઓ સૂચવ્યા, તે મુજબ અભ્યાસક્રમ ગોઠવવામાં આવ્યો હતો. વર્ધા યોજનાનો ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાનો ખ્યાલ આવ્યા પછી તે મુજબ કુમાર મંદિરના નીચલા ધોરણથી શરૂ કરીને ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાનો પ્રયત્ન થતો હતો. અને ઉપલાં ધોરણોમાં કેટલાક ફેરફારો કરવામાં આવ્યા હતા. તેમાં વખતોવખત અનુભવથી કરવા જેવા સુધારા શિક્ષકમંડળ કરતું હતું. તે મુજબ ૧૯૪૨ના જૂનમાં જે અભ્યાસક્રમ અમલમાં હતો તેની મહત્ત્વની વિગતો પરિશિષ્ટ ૫માં આપી છે. હાલ તે પ્રયોગ બંધ છે, પણ તે અંગે જે અનુભવ થયો છે તે પ્રજા સમક્ષ મૂકવો જોઈએ. એટલે તેને લગતાં નિવેદનોમાંથી તે અનુભવ પરિશિષ્ટ ૫માં ઉતારવામાં આવ્યો છે. તે ઉપરથી આપણા શિક્ષણની પુનર્વિચારણામાં કંઈક મદદ થશે.

વર્ષવાર વિદ્યાર્થીઓની સંખ્યા પરિશિષ્ટ ૬માં આપી છે.

### ૫. ગ્રામશિક્ષણ—વલ્લભ વિદ્યાલય, બોચાસણ

વિદ્યાપીઠના શરૂઆતના બંધારણમાં એક કલમ એવી હતી કે, 'સર્વસામાન્ય જનતાને ઊંચે ચડાવવી છે એ બધા શિક્ષણનું દૃષ્ટિબિંદુ હોવું જોઈએ.' આમ ગ્રામશિક્ષણની અગત્ય પ્રથમથી સ્વીકારેલી હતી. તે હેતુને ૧૯૨૮માં નવેસર નક્કી કરેલાં ધ્યેયોમાં એમ સ્પષ્ટ મૂકવામાં આવ્યો કે, 'ભારતવર્ષનો ઉત્કર્ષ શહેરો ઉપર નહિ પણ ગામડાંઓ ઉપર અવલંબે છે, તેથી વિદ્યાપીઠના મોટા ભાગના દ્રવ્યનો અને વિદ્યાપીઠના શિક્ષકોનો મુખ્ય ઉપયોગ ગામડાંમાં રાષ્ટ્રપોષક કેળવણીનો પ્રચાર કરવામાં થશે.' વિશેષમાં 'કેળવણીનો ક્રમ ઘડવામાં ગ્રામવાસીઓની હાજતોને પ્રધાનપદ આપવામાં આવશે'.

ઈ. સ. ૧૯૨૮ માં શ્રી. નગીનદાસ અમુલખરાય આડતિયાએ રૂા. ૧ લાખની સખાવત ગ્રામકેળવણી માટે અંકિત કરીને આપી. તેમાંથી મહાવિદ્યાલયમાં ગ્રામસેવા મંદિરની યોજના થઈ, અને બોચાસણ જેવી જગ્યાએ વલ્લભ વિદ્યાલય ખોલવામાં આવ્યું. તેમાંથી ગુજરાતમાં ૪૦થી ૫૦ જેટલા સેવકો જુદા જુદા જિલ્લામાં ગોઠવવામાં આવ્યા અને તેમની મારફતે ગ્રામસેવાનું કામ થયુ.

ગ્રામસેવા મંદિર અને માતર તાલુકાની આર્થિક તપાસનો ઉલ્લેખ મહાવિદ્યાલયના કામની સાથે કરવામાં આવ્યો છે. અહીં બોચાસણના વલ્લભ વિદ્યાલયની હકીકત જોઈશું.

#### વલ્લભ વિદ્યાલય

૧૯૩૦ની લડત વખતે વિદ્યાપીઠના કેટલાક સેવકો બોરસદ તાલુકામાં કામ કરવા ગયા અને ત્યાંના લોકો સાથે સંબંધ બંધાયો. તેમાંથી તા. ૮–૬–૧૯૩૧ને રોજ બોચાસણમાં મુખ્યત્વે બારૈયા કોમના વિદ્યાર્થીઓ માટે શ્રી વલ્લભ વિદ્યાલયની સ્થાપના કરવામાં આવી. ગામલોકોએ તે માટે ઉત્સાહ બતાવ્યો અને તેમણે જમીનના ખર્ચ માટે રૂા ૫૦૦ આપ્યા. તેમાં બીજી રકમ ઉમેરીને રૂા. ૪૭૧૬ માં ૭૩/૪ વીઘાં જમીન ખરીદવામાં આવી અને તે ઉપર રૂા. ૨૬૦૦૦

નાં ખરચે મકાનો બાંધવામાં આવ્યાં. હાલ ત્યાં એક વિદ્યાલય, સાર્વજનિક દવાખાનું અને ગૌશાળા ચાલે છે.

વિદ્યાલયનો ઉદ્દેશ એવો હતો કે, ગુજરાતી પાંચ છ ચોપડી સુધી ભણ્યા હોય તેવા મોટા વિદ્યાર્થીઓને ત્યાં રાખવા અને તેમને એકેક વરસની ઉદ્યોગની અને સામાન્યજ્ઞાનની તાલીમ આપીને પોતાની કોમની સેવા માટે મોકલી આપવા. આ હેતુથી સામાન્ય રીતે નીચે મુજબ અભ્યાસક્રમ રાખવામાં આવ્યો હતો :

૧. ગુજરાતી

૨. રાષ્ટ્રભાષા હિંદુસ્તાની

૩. ગણિત અને સાદું નામું

૪. જુદા જુદા ધર્મો તથા આપણી સમાજરચનાનો પરિચય

૫. મહાસભા તથા બીજી રાષ્ટ્રીય સંસ્થાઓ અને દેશની સ્થિતિ વિષે સામાન્ય જ્ઞાન

૬. ભજનો, લોકગીતો અને ધૂનો

૭. ખાદીકામ—ખાદીઉત્પત્તિનુ મથક ચલાવવા માટેની સર્વ તાલીમ સાથે

૮. સામાન્ય ફળઝાડ અને શાકભાજીની ખેતી

આ અભ્યાસક્રમમાં વખતોવખત ઘટતા ફેરફારો કરવામાં આવતા હતા. વિદ્યાર્થીઓ અને તેમના વાલીઓની વખતોવખત માગણી થતી હતી કે, તેમને અંગ્રેજીનું શિક્ષણ આપવું અને શહેરી ઉદ્યોગોની તાલીમ આપવી. પછાત કોમોમાં આભાપોનુ આ વલણ સામાન્ય હોય છે. પણ વિદ્યાલયનો હેતુ જુદો હતો, એટલે તેણે પોતાના ધ્યેયને વળગી રહીને મળી શકે તેટલા વિદ્યાર્થીઓને તાલીમ આપી. અને ખાદીસેવકો તૈયાર કરવાના પ્રધાન ઉદ્દેશથી જ વિદ્યાર્થીઓને તૈયાર કર્યા. વિદ્યાર્થીઓ તૈયાર થાય એટલે તરત જ તેમને ખેડા જિલ્લાનાં ખાદીકેન્દ્રોમાં કામ સોંપવામાં આવતું હતું. ૧૯૪૨ સુધીમાં ૧૩ વિદ્યાર્થીઓને પૂરી તાલીમ આપવામાં આવી હતી; અને

કેટલાક તાલીમ પૂરી કર્યા વિના પણ કામે ચઢી ગયા હતા. આ બધામાંથી ૧૬ વિદ્યાર્થીઓ જાહેર સેવાની સંસ્થાઓમાં કામ કરે છે અને બાકીના બીજા ધંધાઓમાં જોડાયા છે. તેઓ જ્યાં ગયા છે ત્યાં પોતાના મહેનતુ સ્વભાવથી સારી અસર પાડી શક્યા છે અને સામાન્યજ્ઞાનમાં પણ પાછળ પડ્યા નથી.

૧૯૪૨ની સ્વરાજ્યની લડત બાદ ફરી કામ શરૂ કર્યું ત્યાર પછી ૧૯૪૫ની મહાદેવ જયંતીથી સમગ્ર ગ્રામસેવા તાલીમ વર્ગ શરૂ કરવામાં આવ્યો હતો. તેમાં ૮ વિદ્યાર્થીઓ જોડાયા હતા અને અભ્યાસક્રમ બે વરસનો હતો. ૧૯૪૭ના ફેબ્રુઆરીથી આ વર્ગ બંધ કરીને ૧૯૪૭ના માર્ચની શરૂઆતથી પ્રાથમિક શાળાના શિક્ષકો માટે કાંતણ અને વણાટ વિદ્યાના તાલીમ વર્ગો શરૂ કરવામાં આવ્યા છે; અને તા. ૧૫–૬–'૪૭થી ગુજરાતી ચાર ધોરણ પસાર થયેલા માટે ૫–૬–૭ ધોરણની વર્ધાપદ્ધતિની શાળા શરૂ કરવામાં આવી છે.

આ ઉપરાંત વિદ્યાલયની ભૂમિ ઉપર તેની સાથે સરંજામ પ્રયોગ કેન્દ્ર, ગૌશાળા અને સાર્વજનિક ઔષધાલય ચાલે છે. તેની બધી વ્યવસ્થા સ્વતંત્ર છે.

વિદ્યાલયની વર્ષવાર સંખ્યા અને ખર્ચની હકીકત પરિશિષ્ટ ૭ માં આપી છે.

### ૬. શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય

૧. હેતુ — મહાત્મા ગાંધીજીએ ગુજરાતમાં સમાજસેવાની એક નવી પરંપરાને જન્મ આપ્યો છે. ગુજરાતના જાહેર જીવનમાં આ એમણે એક કાયમી અને અમૂલ્ય ઉમેરો કર્યો છે. એ પરંપરા ગુજરાતના જાહેર જીવનમાં ચિરંજીવી થવી જોઈએ.

આ પરંપરાનું જન્મદાયી બળ, રાષ્ટ્રની સ્વતંત્રતાનો પ્રેમ અને તેને માટે લડવાની વીરતાભરી ત્યાગવૃત્તિ, એ હતું. એ ભાવનાને જીવનમાં પ્રત્યક્ષ મૂર્તિમંત કરવાને તેમણે રચનાત્મક કાર્યક્રમ આપ્યો. તે કાર્યક્રમની ખૂબી એ છે કે, જાહેર જનતાની

વ્યાપક સેવાની સાથેસાથ દેશના સ્વાતંત્ર્યની સત્ય—અને—અહિંસાની લડતનું કાર્ય પણ થઈ શકયું છે.

સ્વરાજ સ્થપાતાં ઉપરનું પ્રેરકબળ જુદું જ સ્વરૂપ પકડે છે. છતાં તેનો આત્મા નૈષ્ઠિક સેવાની ભાવના છે. તે વગર સ્વરાજ અને સ્વતંત્ર પ્રજાજીવન પ્રગતિશીલ અને પ્રાણવાન ન રહી શકે. બલ્કે, આ ભાવના, આજ સુધી સરકારી 'નોકરો' કહેવાતા લોકમાં પણ હવે ઊતરવી જોઈએ. તેઓ શબ્દોમાં પ્રજાસેવક કહેવાય છે; હવે સ્વરાજ સરકારે રોકેલા ખરેખરા પ્રજાસેવક તેમણે થવાનું છે. તેમનામાં પણ પ્રજાસેવાનો ભાવ હોવો જોઈશે. એટલે કે, ગુલામી અને સ્વાતંત્ર્ય-યુદ્ધના જમાનામાં સરકારી 'નોકર' અને પ્રજાસેવક એવા બે જુદા અને વિરોધી વર્ગો હતા, એ વસ્તુ હવે નાબૂદ થવી જોઈશે. જોકે, તે થવા છતાં બિનસરકારી પ્રજાસેવક જેવો નાગરિકોનો વર્ગ નવા યુગમાં પણ ચાલુ રહેવો જોઈએ.

એટલે રાષ્ટ્રને માટે સેવકો તૈયાર કરવાનું કામ હવે ઊલટું વિશેષ ધ્યાનપૂર્વક ચલાવવું જોઈએ. અને સ્વરાજમાં પણ જાહેર પ્રજાસેવકોનાં જાત-જાતનાં મંડળો ચાલવાં જોઈએ. એવાં મંડળો માટે કામો અત્યારે પણ છે, અને ભવિષ્યમાં વધ્યે જ જવાનાં.

સ્વ. મહાદેવભાઈ દેસાઈનો સ્મારક ફાળો આ પ્રકારની કાંઈ મૂર્ત અમૂર્ત ભાવનામાંથી ઊભો થયો હતો. તેના ફળરૂપે આ મહાવિદ્યાલયની સ્થાપના થઈ છે. નવા યુગને માટે આવા સરકારી અને બિનસરકારી પ્રજાસેવકોને માટે સ્નાતકની કક્ષાનો અભ્યાસ યોજવો એ તેનો હેતુ છે.

ગૂજરાત વિદ્યાપીઠનાં ધ્યેયોમાં પહેલું ધ્યેય આ પ્રમાણે રહ્યું છે:

'વિદ્યાપીઠનું મુખ્ય કામ સ્વરાજપ્રાપ્તિને સારુ ચાલતી પ્રવૃત્તિઓને અર્થે ચારિત્ર્યવાન, શક્તિસંપન્ન, સસ્કારી અને કર્તવ્યનિષ્ઠ કાર્યકર્તાઓ તૈયાર કરવાનું છે.'

### ૭. બીજી સ્વતંત્ર સંસ્થાઓ

વિદ્યાપીઠની સીધી દેખરેખ હેઠળ નહિ, પણ વિદ્યાપીઠના ધોરણે રાષ્ટ્રીય કેળવણીની દૃષ્ટિ રાખીને કામ કરતી ગુજરાતમાં નીચેની સંસ્થાઓ છે, જેમણે ગુજરાતના રાષ્ટ્રીય શિક્ષણના ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે :

#### [क] સ્વરાજ આશ્રમ, વેડછી

આ સંસ્થા 'બારડોલી સત્યાગ્રહ'માંથી જન્મેલી છે; અને બોચાસણના વલ્લભ વિદ્યાલયની પેઠે જ ખાસ કરીને આદિવાસીઓમાં અને પછાત કોમોમાં કામ કરવા માટે ગ્રામસેવકો તૈયાર કરે છે. તે ઉપરાંત પાયાની કેળવણી માટે પ્રાયોગિક શાળા, તાલીમ વર્ગો અને અધ્યાપન મંદિર ચલાવે છે, આજુબાજુના પ્રદેશમાં ખાદીનું કામ કરે છે અને હળપતિઓમાં સંગઠન તેમ જ સહકારી મંડળીઓના પ્રચારનું કામ કરે છે. એ રીતે તે સંસ્થા શ્રી. જુગતરામ દવેની દોરવણી હેઠળ સમગ્ર ગ્રામસેવાનું કેન્દ્ર થઈ પડી છે.

#### [ख] વિઠ્ઠલ કન્યા વિદ્યાલય, નડિયાદ

આ વિદ્યાર્થિનીઓ માટેની શાળા છે અને સ્વતંત્ર રીતે મેટ્રિકના ધોરણ સુધીનું શિક્ષણ આપે છે અને સ્ત્રીશિક્ષિકાઓ માટે ખાદીવિદ્યાના તાલીમ વર્ગો ચલાવે છે. તે પોતાનું કામ પાયાની કેળવણીના સિદ્ધાંતો અનુસાર ચલાવે છે અને કન્યા-કેળવણીના ક્ષેત્રમાં તેણે પોતાનો નવો ચીલો પાડ્યો છે.

#### [ग] ગ્રામ દક્ષિણામૂર્તિ, આંબલા

બ્રિટિશ સરકાર સાથે અસહકારની ચળવળના પરિણામે દેશમાં રાષ્ટ્રીય કેળવણીનો યુગ શરૂ થયો તે અરસામાં ભાવનગરમાં દક્ષિણામૂર્તિની સંસ્થા શરૂ થઈ હતી અને તેણે બાળકેળવણીમાં નવી ભાત પાડી હતી. મોન્ટેસોરી પદ્ધતિના શિક્ષકો તૈયાર કર્યા હતા અને બાળકેળવણીનું સાહિત્ય બહાર પાડ્યું હતું. બીજું પણ ઉપયોગી સાહિત્ય તેના પ્રકાશન મંદિરે બહાર પાડ્યું હતું. પ્રૌઢ

આ ધ્યેય અનુસાર અત્યાર સુધી વિદ્યાપીઠની પ્રવૃત્તિ ચલાવવામાં આવી છે. આ વિદ્યાલય પણ, એ દૃષ્ટિથી તા. ૨૮–૬–૧૯૪૭થી શરૂ કરવામાં આવ્યું છે.

૨. શ્રી. મહાદેવ સ્મારક ફંડના ટ્રસ્ટીઓએ આવું મહાવિદ્યાલય ચલાવવાનું કામ ગૂ૦ વિદ્યાપીઠને સોંપ્યું છે. શ્રી. મહાદેવભાઈ વિદ્યાપીઠની શરૂઆતથી તેની નિયામક સભાના અને પછીથી તેના વ્યવસ્થાપક મંડળના સભ્ય હતા. તેમના સ્મારક તરીકે આ વિદ્યાલયનું નામ 'શ્રી. મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય' રાખવામાં આવ્યું છે.

૩. સંચાલન સમિતિ—મહાવિદ્યાલયના સંચાલન માટે નીચે મુજબ સંચાલન સમિતિ નીમવામાં આવી છે:

૧. સરદાર વલ્લભભાઈ પટેલ (પ્રમુખ)
૨. શ્રી. મોરારજીભાઈ દેસાઈ
૩. „ કહાનજીભાઈ દેસાઈ
૪. દરબાર ગોપાળદાસ દેસાઈ
૫. શ્રી. જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
૬. „ ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
૭. શ્રી. ગોપાળદાસ જીવાભાઈ પટેલ
૮. „ ખંડુભાઈ કસનજી દેસાઈ
૯. „ દિલખુશ દીવાનજી
૧૦ „ જુગતરામ દવે
૧૧. „ વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
૧૨. „ મગનભાઈ પ્રભુદાસ દેસાઈ (—મંત્રી — મહામાત્ર)

આચાર્ય —શ્રી. મગનભાઈ દેસાઈ
ઉપાચાર્ય — „ વિઠ્ઠલદાસ કોઠારી

૪. પ્રવેશ માટે લાયકાત—ગૂજરાત વિદ્યાપીઠની વિનીત પરીક્ષા જેટલી લાયકાત ધરાવનાર અથવા બીજી વિદ્યાપીઠોની મેટ્રિક પરીક્ષા પસાર કરી હોય, તેઓ આ મહાવિદ્યાલયમાં દાખલ થઈ શકે છે. આ મહાવિદ્યાલયના અભ્યાસક્રમની રૂપરેખા પરિશિષ્ટ ૫માં આપવામાં આવી છે.

### ૭. બીજી સ્વતંત્ર સંસ્થાઓ

વિદ્યાપીઠની સીધી દેખરેખ હેઠળ નહિ, પણ વિદ્યાપીઠના ધોરણે રાષ્ટ્રીય કેળવણીની દૃષ્ટિ રાખીને કામ કરતી ગુજરાતમાં નીચેની સંસ્થાઓ છે, જેમણે ગુજરાતના રાષ્ટ્રીય શિક્ષણના ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે:

#### [ક] સ્વરાજ આશ્રમ, વેડછી

આ સંસ્થા 'બારડોલી સત્યાગ્રહ'માંથી જન્મેલી છે; અને બોચાસણના વલ્લભ વિદ્યાલયની પેઠે જ ખાસ કરીને આદિવાસીઓમાં અને પછાત કોમોમાં કામ કરવા માટે ગ્રામસેવકો તૈયાર કરે છે. તે ઉપરાંત પાયાની કેળવણી માટે પ્રાયોગિક શાળા, તાલીમ વર્ગો અને અધ્યાપન મંદિર ચલાવે છે, આજુબાજુના પ્રદેશમાં ખાદીનું કામ કરે છે અને હળપતિઓમાં સંગઠન તેમ જ સહકારી મંડળીઓના પ્રચારનું કામ કરે છે એ રીતે તે સંસ્થા શ્રી. જુગતરામ દવેની દોરવણી હેઠળ સમગ્ર ગ્રામસેવાનું કેન્દ્ર થઈ પડી છે.

#### [ખ] વિઠ્ઠલ કન્યા વિદ્યાલય, નડિયાદ

આ વિદ્યાર્થિનીઓ માટેની શાળા છે અને સ્વતંત્ર રીતે મેટ્રિકના ધોરણ સુધીનું શિક્ષણ આપે છે અને સ્ત્રી-શિક્ષિકાઓ માટે ખાદીવિદ્યાના તાલીમ વર્ગો ચલાવે છે. તે પોતાનું કામ પાયાની કેળવણીના સિદ્ધાંતો અનુસાર ચલાવે છે અને કન્યા-કેળવણીના ક્ષેત્રમાં તેણે પોતાનો નવો ચીલો પાડયો છે.

#### [ગ] ગ્રામ દક્ષિણામૂર્તિ, આંબલા

બ્રિટિશ સરકાર સાથે અસહકારની ચળવળના પરિણામે દેશમાં રાષ્ટ્રીય કેળવણીનો યુગ શરૂ થયો તે અરસામા ભાવનગરમાં દક્ષિણામૂર્તિની સંસ્થા શરૂ થઈ હતી અને તેણે બાળકેળવણીમાં નવી ભાત પાડી હતી. મોન્ટેસોરી પદ્ધતિના શિક્ષકો તૈયાર કર્યા હતા અને બાળકેળવણીનું સાહિત્ય બહાર પાડયું હતું. બીજું પણ ઉપયોગી સાહિત્ય તેના પ્રકાશન મંદિરે બહાર પાડયું હતું. પ્રૌઢ

શિક્ષણ અને માધ્યમિક શિક્ષણના પણ અખતરા કર્યા હતા. એ રીતે તે દ્વારા કેળવણીના ક્ષેત્રમાં ધ્યાન ખેંચે એવું કામ થતું હતું. ગાંધીજીએ દેશ સમક્ષ પાયાની કેળવણીનો કાર્યક્રમ મૂક્યો ત્યારથી એ સંસ્થાને ખસેડીને આંબલામાં લઈ જવામાં આવી છે ત્યાં શ્રી. નાનાભાઈ ભટ્ટની દોરવણી હેઠળ પાયાની કેળવણીની શાળા, લોકશાળા, અધ્યાપનમંદિર અને ગ્રામસેવક તાલીમવર્ગો ચલાવવામાં આવે છે. એ રીતે તે સંસ્થા એક મોટું શૈક્ષણિક, સાંસ્કૃતિક અને સામાજિક કેન્દ્ર બની છે અને પહેલાની માફક કેળવણીના ક્ષેત્રમાં અગત્યનો ફાળો આપતી રહી છે.

૩

## ખાસ કામો

### ૧. વિદ્યાપીઠ ગ્રંથાલય

ઈ. સ ૧૯૨૦ માં અસહકારની ચળવળ શરૂ થતાં ગૂજરાત મહાવિદ્યાલયની સ્થાપના કરવામાં આવી, તેના એક અંગ તરીકે એક ગ્રંથાલય શરૂ કરવામાં આવ્યુ. ત્યારથી, બીજી કોલેજોનાં ગ્રંથાલયો કરતા આ ગ્રંથાલયની કેટલીક વિશેષતાઓ હતી. હિંદની રાષ્ટ્રીયતાના વિકાસને અંગેનું સાહિત્ય, ગુજરાતી તેમ જ બીજી દેશી ભાષાઓનું શિષ્ટ સાહિત્ય, તેમ જ અંગ્રેજી સાહિત્ય ઉપરાંત યુરોપના બીજા દેશોના સાહિત્યકારો, વિચારકો ઇત્યાદિની કૃતિઓ વસાવવા તરફ આ ગ્રંથાલયમાં ખાસ ધ્યાન આપવામા આવતુ. આ પ્રકારના સાહિત્યને તે વખતનાં કૉલેજના ગ્રંથાલયોમા ભાગ્યે જ પ્રવેશ મળતો. આ ગ્રંથાલય મુખ્યત્વે કરીને મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ તથા અધ્યાપકોના ઉપયોગ માટે હતું.

ગૂજરાત વિદ્યાપીઠના કાર્યની વ્યાપ્તિ છેક શરૂઆતથી જ કેવળ મહાવિદ્યાલય ચલાવવા પૂરતી ન હતી. પ્રાથમિક કેળવણીથી માંડીને ઊંચામાં ઊંચી કક્ષા સુધીના કેળવણીના બધા પ્રકારોનો તેમાં સમાવેશ થતો હતો. પ્રાથમિક કેળવણીમાં પણ ગામડાને કેન્દ્રમાં કલ્પીને વિચાર કરવા તરફ વલણ હતું. એટલે આ સમગ્ર ક્ષેત્રને ઉપયોગી થાય એવું સાહિત્ય વસાવવું, એ પણ વિદ્યાપીઠનું એક કાર્ય હતું.

**પુરાતત્ત્વ મંદિરનો ' શ્રીમદ્ રાજચન્દ્ર જ્ઞાનભંડાર ' વિભાગ**

ગૂજરાત મહાવિદ્યાલયની સ્થાપના બાદ થોડા જ મહિના પછી વિદ્યાપીઠ તરફથી ગૂજરાત પુરાતત્ત્વ મંદિરની સ્થાપના કરવામાં આવી. પૂનાના ભાંડારકર સંશોધન મંદિરના પ્રકારની આ સંસ્થા હતી. એક ફેર જરૂર હતો કે, અહીં જે પંડિતો કાર્ય કરવા આવેલા તે રાષ્ટ્રીયતાના આકર્ષણથી આવ્યા હતા અને પુરાતત્ત્વ સંશોધનને રાષ્ટ્રહિતને પોષક બનાવવાની મહેચ્છા તેમનામાં જાગ્રત હતી. પુરાતત્ત્વ મંદિરના કાર્ય માટે પ્રથમ આવશ્યક સાધન હતું એક સરસ ગ્રંથાલય. એટલે એવું એક સ્વતંત્ર ગ્રંથાલય પણ વિદ્યાપીઠ તરફથી આ કામને માટે સ્થાપવામાં આવ્યું. તેમાં સંસ્કૃત, પ્રાકૃત, પાલિ એ હિંદની પ્રાચીન ભાષાઓનું સાહિત્ય, હિંદનાં ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન, સંસ્કૃતિ, સમાજશાસ્ત્ર ઇત્યાદિને લગતા અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, અરબી, ફારસી તેમ જ દેશી ભાષાઓમાં લખાયેલ ગ્રંથો, તેમ જ પુરાતત્ત્વ સંશોધનને અંગે ચાલતા ઇંડિયન ઍન્ટિક્વેરી, કલકત્તા રિવ્યુ, રૉયલ એશિયાટિક સોસાયટી ઑફ બેંગાલનું જર્નલ, વગેરે સામયિકોની જૂની ફાઇલો વસાવવામાં આવી અને એ સામયિકો ચાલુ કરવામાં આવ્યાં. ગુજરાતને અંગેનું મળે તેટલું બધું જ સાહિત્ય મેળવવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો. આ ગ્રંથાલયનો ઉપયોગ પુરાતત્ત્વ મંદિરમાં સંશોધનનું કામ કરતા પંડિતો, મહાવિદ્યાલયના અધ્યાપકો તેમ જ વિદ્યાર્થીઓ કરતા; અને તે ઉપરાંત

બહારના વાચકોને પણ એ ગ્રંથાલયમાં આવીને તેનો ઉપયોગ કરવાની છૂટ હતી. આ ગ્રંથાલયમાંથી કોઈ પણ પ્રકારનાં પુસ્તકો બહાર લઈ જવાની છૂટ ન હતી આ સંગ્રહને જ શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનભંડાર તરીકે ઓળખવામાં આવે છે.

### બેઉનું સંયુક્ત વિદ્યાપીઠ ગ્રંથાલય

આ પ્રમાણે બન્ને વિભાગોનો સ્વતંત્રપણે વિકાસ ચાલુ રહ્યો. આવી રીતે આઠ વરસ કામ ચાલ્યા પછી બન્ને ગ્રંથાલયોને એકત્ર કરી દેવાં જરૂરનું છે એમ જણાયું. એટલે તે બન્ને ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયના નામથી તા. ૧૦–૬–'૨૯ થી એકત્ર કરવામાં આવ્યાં. ત્યારથી અત્યારના રૂપમાં આ ગ્રંથાલયની શરૂઆત થઈ.

૧૯૩૨–'૩૪ ની સ્વરાજની લડત દરમ્યાન વિદ્યાપીઠ ગેરકાયદેસર સંસ્થા તરીકે પોલીસના કબજામાં રહી તે દરમ્યાન ગ્રંથાલય સ્થાનિક મ્યુનિસિપાલિટીને સાર્વજનિક ઉપયોગ માટે સોંપાયું હતું. પછી તે પુસ્તકો ૧૯૩૫ના ઑક્ટોબરમાં પાછાં લેવામાં આવ્યાં હતાં; અને સંશોધન અંગેનું સાહિત્ય મોટે ભાગે અદ્દેય વિભાગમાં મૂકી, વિદ્યાપીઠ ગ્રંથાલયના સંગ્રહનો સંસ્થા બહારના લોકોને મોટા પ્રમાણમાં લાભ મળે તે માટે નિયમો ઘડી, તે કામ વ્યવસ્થિતપણે ચાલુ કરવામાં આવ્યું. ગ્રંથાલયમાં આવીને પુસ્તકોનો ઉપયોગ કરવાની છૂટ તો સૌ કોઈને છે. એને સારુ ગ્રંથાલય 'ઓપન-શેલ્ફ' પદ્ધતિએ ચલાવવામાં આવે છે.

### ગ્રંથાલયની વિશેષતાઓ

આ ગ્રંથાલયમાં અગાઉનાં બન્ને ગ્રંથાલયની વિશેષતાઓ કાયમ રાખવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આજની તેની વિશેષતાઓ નીચે મુજબ ગણાવી શકાય :

૧. ગુજરાતી ભાષા અને સાહિત્યનો બને તેટલો સંપૂર્ણ સંગ્રહ કરવો.

૨. ગુજરાતનાં ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન, સમાજજીવન ઇત્યાદિને અંગે બીજી ભાષાઓમાંનાં પુસ્તકો મેળવવાં.

૩. ગુજરાતનાં ઇતિહાસ, સંસ્કૃતિ, ધર્મ, તત્ત્વજ્ઞાન ઇત્યાદિના પ્રમાણભૂત ગ્રંથો તેમ જ ઇતિહાસનાં સાધનો કહેવાય એવા ગ્રંથો ભેગા કરવા.

૪. ગુજરાતી સિવાયની બીજી દેશી ભાષાઓના પ્રતિષ્ઠિત ગ્રંથોનો સંગ્રહ કરવો.

૫. હિંદની રાષ્ટ્રીયતા અને દેશના આર્થિક, રાજકીય, તેમ જ સામાજિક વગેરે પ્રશ્નોના અભ્યાસના ગ્રંથો વસાવવા.

૬. ગાંધી સાહિત્ય.—ગાંધીજીનાં બધાં લખાણો તેમ જ તેમનાં જીવન અને કાર્યની મીમાંસા કરનારાં પુસ્તકો વસાવવાં.

૭. વિદ્યાપીઠની પ્રવૃત્તિનું એક મુખ્ય અંગ હિંદનાં ગામડાંના પ્રશ્નોનો ઉકેલ શી રીતે કરી શકાય તે ખોળવાનું હોવાથી, તે માટે ઉપકારક થાય એવું સાહિત્ય સંઘરવું.

પડે જ છે એટલે જેમ જેમ વિદ્યાપીઠની પ્રવૃત્તિઓ પૂર્વવત્ ચાલુ થાય છે અને વિસ્તાર પામે છે, તેમ તેમ ગ્રંથાલય પણ સમૃદ્ધ થતું જાય છે

એટલે એક છેડે સંશોધન અને ઉચ્ચ અભ્યાસને ઉપયોગી થાય એવા સાહિત્યનો સંગ્રહ અને બીજે છેડે ગામડાના બહુજન સમાજને અને પ્રૌઢોને ઉપયોગી થાય એવું સાહિત્ય એકત્ર કરવાનો પ્રયત્ન, એમ બંને છેડેથી ગ્રંથાલયનો વિકાસ થતો આવ્યો છે

ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

હમણાં આ ગ્રંથાલયમાં એક મહત્ત્વનો ઉમેરો થયો છે— ગુજરાતી કૉપીરાઈટ પુસ્તકોના સંગ્રહનો ,૧૯૩૭માં જ્યારે લોકોને જવાબદાર એવી મહાસભા સરકાર સત્તા પર આવી, ત્યારે આપણા ઇલાકાના વડા પ્રધાન શ્રી ખેરસાહેબે પુસ્તકાલય પ્રવૃત્તિમાં ખાસ રસ લઈને તેને વેગ આપવાના ઇરાદાથી એક 'પુસ્તકાલય વિકાસ સમિતિ' નીમી એ સમિતિએ ૧૯૪૦ની આખરે પોતાનો હેવાલ સરકાર પાસે રજૂ કર્યો પણ મહાયુદ્ધ ફાટી નીકળતાં કૉંગ્રેસી પ્રધાનોએ રાજીનામાં આપ્યાં હતાં, તેથી એ હેવાલ એમ ને એમ પડી રહ્યો ફરી પાછી લોકોની સરકાર સત્તા પર આવતાં તેણે એ કામ હાથમાં લીધું અને પુસ્તકાલય વિકાસ સમિતિની ભલામણ અનુસાર ઇલાકામાં એક મધ્યસ્થ પુસ્તકાલય મુંબઈમાં, અને ત્રણ પ્રાદેશિક પુસ્તકાલયો અમદાવાદ, પૂના અને ધારવાડમાં શરૂ કરવાનું નક્કી કરીને, ગુજરાત પ્રાદેશિક પુસ્તકાલયનું કામ વિદ્યાપીઠ ગ્રંથાલયને સોંપ્યું અને પોતાની પાસે ૧૮૬૭ના કૉપીરાઈટ ઍક્ટના વખતથી જે પુસ્તકો ભેગાં થયાં હતાં તેમાંનાં ગુજરાતી ભાષાનાં બધાં પુસ્તકો, ૧૯૪૭ના માર્ચમાં વિદ્યાપીઠને સોંપ્યાં અને તે વિભાગનું ઉદ્ઘાટન ના૦ વડા પ્રધાન શ્રી બાળાસાહેબ ખેરને હસ્તે તા ૧૬ ૧ ૪૯'ને રોજ કરવામાં આવ્યું ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસ અને સંશોધન માટે આ એક અપ્રતિમ સાધન છે આ સંગ્રહમાં

ઘણાં પુસ્તકો ખૂટે છે, પણ તે બધાં મેળવવાનો પ્રયત્ન અને તેટલો થવાનો જ છે. આજે ૨૫૦૦૦ ઉપર નાનાં મોટાં પુસ્તકો અને પુસ્તિકાઓ અહીં આવેલાં છે. તે ઉપરાંત માસિકો અને બીજાં સામયિકોના અંકો પણ આવ્યાં છે. આ પુસ્તકો બહાર આપવાનાં નથી. અભ્યાસી વાચકો અને ખાસ કરીને સંશોધકો તેનો ઉપયોગ એ વિભાગમાં બેસીને જ કરી શકશે. અત્યારે વિદ્યાપીઠ ગ્રંથાલયમાં ઓપન-શેલ્ફ પદ્ધતિ છે; પણ તેના આ વિભાગમાં પુસ્તકો કબાટોમાં રાખવામાં આવે [illegible] અને વાચકોની ખાસ માગણીથી જ તે તેમને કાઢી આપવામાં આવે છે.

### ગ્રંથાલયની બીજી પ્રવૃત્તિઓ

ગુજરાતની જનતાને ગુજરાતી સાહિત્ય તેમ જ બીજા વિષયોના વાચનને અંગે દોરવણી મળે એ હેતુથી પુસ્તકોની યાદીઓ બહાર પાડવી, પત્રવ્યવહાર દ્વારા માહિતી આપવી, એ કામ વિદ્યાપીઠ ગ્રંથાલય પોતાનું ગણતું આવ્યું છે. છેક ૧૯૨૩માં ગુજરાતી તથા હિન્દી સારાં પુસ્તકોની બે યાદીઓ વિદ્યાપીઠ તરફથી બહાર પાડવામાં આવી હતી.

તે પછી પણ જુદા જુદા પ્રયોજન સર એવી યાદીઓ અવાર-નવાર તૈયાર કરવામાં આવી છે. છેલ્લામાં છેલ્લી 'ગાંધી સાહિત્ય સૂચિ' અને 'તાલુકા પુસ્તકાલયો માટે પુસ્તકોની યાદી' પ્રસિદ્ધ કરવામાં આવી છે.

### પુસ્તક સંગ્રહ

આજે વિદ્યાપીઠ ગ્રંથાલયમાં પુસ્તકોની કુલ સંખ્યા આશરે ૩૨૦૦૦ છે. તેની કિંમત રૂપિયા દોઢ લાખની આસપાસ છે. પુસ્તકોની ભાષાવાર સંખ્યા નીચે મુજબ છે :

| | | |
|---|---|---|
| ગુજરાતી ૭૫૬૬ | સંસ્કૃત ૨૯૦૦ | અંગ્રેજી ૧૪૨૭૬ |
| હિન્દી ૨૨૯૨ | પ્રાકૃત ૪૭૮ | ફ્રેંચ ૨૩૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મરાઠી | ૧૧૭૭ | પાલિ | ૩૩૪ | જર્મન | ૨૬૬ |
| બંગાળી | ૮૨૦ | અરબી | ૫૭ | અને ઇતર. | |
| ઉર્દૂ | ૭૮૯ | ફારસી | ૧૩૪ | | |

ઉપરનાં પુસ્તકોમાં ૪૦૦ જેટલા હસ્તલિખિત ગ્રંથો છે.

હવે સરકાર તરફથી જે કોપીરાઈટ પુસ્તકો મળ્યાં છે તેની સંખ્યા ગણતાં કુલ ગ્રંથસંખ્યા ૫૭૦૦૦ ઉપર થાય છે. તે વિભાગનાં સામયિકોનો સંગ્રહ આ ઉપરાંત છે. પણ મોટા ભાગમાં સામયિકોની ફાઇલો અપૂર્ણ હોવાથી ગ્રંથસંખ્યામાં તેનો સમાવેશ કરી શકાયો નથી.

### વિદ્યાપીઠ વાચનાલય

પ્રાદેશિક પુસ્તકાલયના કામની સાથે જ વિદ્યાપીઠના વાચનાલયનો પણ વિકાસ થયો છે. તેમાં ઇંગ્લન્ડ, અમેરિકાનાં કેટલાંક નવાં સામયિકો મંગાવવાની શરૂઆત કરી છે. ગાંધી પુલ અને વિદ્યાપીઠની આસપાસ વસ્તી થઈ છે, તેથી આ વાચનાલય વિદ્યાપીઠના સેવકો તથા વિદ્યાર્થીઓ ઉપરાંત બહારના લોકોને પણ ઉપયોગી થાય છે. તેમાં ૪૦ ઉપરાંત ગુજરાતી સામયિકો, ૨૫ હિંદી, ૬ મરાઠી, ૬ ઉર્દૂ અને ૬૦ ઉપર અંગ્રેજી, એમ કુલ સવાસો ઉપર દૈનિકો, સાપ્તાહિકો, માસિકો ઇ. આવે છે.

### ગ્રંથાલય માટે મકાન

વધતાં જતાં પુસ્તકો અને વાચનાલય માટે સ્વતંત્ર મકાનની જરૂર ઘણા વખતથી ઊભી થઈ છે. તે અંગે શેઠ શ્રી. ચંદુલાલ હિંમતલાલ તરફથી રૂ. ૫૦,૬૦૦ની રકમ તે કામ માટે વાપરી શકાય એમ એન્ડાઉમેન્ટ ટ્રસ્ટ કરીને રાખવામાં આવી છે. માલસામાન વગેરેની સગવડ થયેથી મકાનનું કામ હવે તરત કરવામાં આવશે.

### ૨. પ્રકાશન પ્રવૃત્તિ

'શરૂથી આખર સુધી કેળવણીનું વાહન ગુજરાતી જ હોવું જોઈએ' અને 'સામાન્ય પ્રજાની ઉન્નતિ માટે પુસ્તકો પ્રસિદ્ધ

કરવાં' એ વિદ્યાપીઠની સ્થાપનામાં પડેલાં ધ્યેયોને અનુસરીને શાળા મહાશાળા માટે અને સામાન્ય પ્રજાની ઉન્નતિ માટે પુસ્તકો પ્રસિદ્ધ કરવાં, એ વિદ્યાપીઠનું હંમેશાં એક અગત્યનું કામ રહ્યું છે. અંગ્રેજી ભાષા મારફત કેળવણી લઈને તૈયાર થયેલા માટે શરૂઆતમાં એ કામ અઘરું નહોતું. પણ ધીમે ધીમે તે દિશામાં પ્રયાણ થયું અને વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓને તથા સામાન્ય પ્રજાને ઉપયોગી પુસ્તકો બહાર પાડ્યાં છે. આજ સુધીમાં, તે માટેની જુદી જુદી ગ્રંથાવલીઓમાં નીચે મુજબ પુસ્તકો બહાર પાડવામાં આવ્યા છે:

| | સંખ્યા |
|---|---|
| ૧. પાઠ્યપુસ્તકમાળા | ૨૯ |
| ૨. ગ્રામસમિતિનાં પ્રકાશનો | ૪ |
| ૩. પુરાતત્ત્વ ગ્રંથાવલી | ૨૯ |
| ૪. શ્રી. પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા | ૨૨ |
| ૫. શ્રી. વિદ્યાપીઠ ગ્રંથાવલી | ૪૩ |
| ૬. શ્રી. તારાગૌરી ,, | ૪ |
| ૭. આચાર્ય ગિદવાણી ,, | ૧૦ |
| ૮. શ્રી. ચકુબહેન ,, | ૬ |
| ૯. શ્રી. રેવાભાઈ ,, | ૭ |
| ૧૦. શ્રી. સૂરજબહેન ,, | ૪ |
| ૧૧. પરચૂરણ | ૩ |
| કુલ | ૧૬૧ |

જુદી જુદી ગ્રંથાવલીઓની સામાન્ય મર્યાદા નીચે મુજબ છે: પહેલી બે ગ્રંથાવલીનો હેતુ સામાન્ય રીતે શાળા મહાશાળાના શિક્ષણ માટે ઉપયોગી પુસ્તકો બહાર પાડવાનો છે. પુરાતત્ત્વ ગ્રંથાવલીમાં કેટલાંક ખાસ અભ્યાસીઓને ઉપયોગી, કેટલાંક પાઠ્ય-પુસ્તકો તરીકે ઉપયોગી, અને કેટલાંક સામાન્ય વાચનને માટે

ઉપયોગી હતાં. પુરાતત્ત્વ મંદિર બંધ થયા પછી તે નામે ગ્રંથાવલિ બંધ થઈ હતી, અને તેના જૈન વિભાગનું પ્રકાશન શ્રી. પૂંજાભાઈ જૈન ગ્રંથમાળા નામે ચાલુ છે. તેનો ઉદ્દેશ જૈન ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતું સાહિત્ય પ્રગટ કરવા ઉપરાંત જૈનેતર ગ્રંથોમાંથી અહિંસાને પોષક સાહિત્ય પણ પ્રગટ કરવાનો છે. શ્રી. તારાગૌરી સ્મારકમાળાની મૂળ રકમ 'સાબરમતી' ત્રૈમાસિકમાં ઉત્તમ લેખ લખનારને ચંદ્રક આપવા માટે આપવામાં આવી હતી. 'સાબરમતી' બંધ થવાથી તે રકમમાંથી આ માળા શરૂ કરવામાં આવી છે. તેમાં સામાન્ય વાચનને ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવે છે. આચાર્ય ગિદવાણીજી ગ્રંથમાળામાં પ્રાયઃ સમાજશાસ્ત્રને લગતાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવે છે. શ્રી. ચકુબહેન માળા મુખ્યત્વે પ્રૌઢ-શિક્ષણ વાચનમાળા તરીકે ચલાવવામાં આવે છે. શ્રી. રેવાભાઈ માળામાં મુખ્યત્વે બ્રાહ્મણ ધર્મગ્રંથો ગુજરાતીમાં ઉતારવાનો ઉદ્દેશ છે. તેમાં સર્વધર્મસમભાવની દૃષ્ટિએ અન્ય ધર્મ, વિદ્યા તથા દર્શનોનો પણ સમાવેશ થાય છે. આ ઉપરાંત ઇતિહાસ ઉપર પુસ્તકો પ્રસિદ્ધ કરવા માટે એક અલગ દાન મળ્યું છે તેમાંથી શ્રી. સૂરજબહેન ગ્રંથમાળા ચલાવવામાં આવે છે.

સર્વે પ્રકાશનોની યાદી પરિશિષ્ટ ૧૭ માં આપી છે.

## જોડણીકોશ

બધાંય પ્રકાશનોમાં 'જોડણીકોશ'નું પ્રકાશન ખાસ ધ્યાન ખેંચે છે. તેની તૈયારી માટે વિદ્યાપીઠે બીજી સંસ્થાઓના સહકારથી ઠીક ઠીક મહેનત ઉઠાવી છે અને તેને માટે એક કાયમી ખાતું નિભાવ્યું છે. ગુજરાતી ભાષાની જોડણીની અરાજકતા ગુજરાતીના અનેક ભક્તોની પેઠે ગાંધીજીને પણ હંમેશાં ખટકતી હતી. તેથી વિદ્વાનોના સહકારથી તેને અંગેના નિયમો નક્કી કરીને તેને ચોક્કસ સ્વરૂપ આપવું જોઈએ એવો તેમનો આગ્રહ હતો. ૧૯૨૨–૨૪ના યરોડાના જેલનિવાસમાં પણ તે વસ્તુનું ચિંતવન ચાલતું હતું, અને ત્યાંથી

જ તેમણે સંદેશો મોકલેલો કે, ગુજરાતી ભાષાની આ દુર્દશા દૂર કરવી જ જોઈએ. જેલમાંથી બહાર આવ્યા પછી એમણે, શાસ્ત્રીય શુદ્ધિ અને રૂઢિનો સમન્વય સાધીને જોડણીના નિયમો નક્કી કરી તે પ્રમાણેનો લોકસુલભ જોડણીકોશ તૈયાર કરવો, એમ સૂચવ્યું. તે માટે વિદ્યાપીઠે એક સમિતિ નીમી. તેણે સત્યાગ્રહાશ્રમના અધ્યાપકો અને ગુજરાત સાહિત્ય પરિષદ તરફથી નિમાયેલી સમિતિ સાથે વિચાર કરીને તાત્ત્વિક રીતે એકસરખા જોડણીના નિયમો ઘડી કાઢ્યા, અને તે મુજબ શબ્દોની જોડણી નક્કી કરીને કોશ તૈયાર કરવાનું કામ ચાલ્યું. વચ્ચે ૧૯૨૭ના રેલસંકટ વખતે તે કામ થોડું ખોળંબે પડ્યું. ત્યાર બાદ તે કામ માટે સ્વતંત્ર ખાતું બનાવવાથી કામ નિયમિત ચાલ્યું અને ૧૯૨૯ના એપ્રિલમાં તેની પહેલી આવૃત્તિ બહાર પાડી શકાઈ. તેની ૫૦૦ નકલો જ કઢાવી હતી. તે થોડા જ વખતમાં ખપી ગઈ હતી. તેમાં ૪૩૭૪૩ શબ્દોની ફક્ત જોડણી જ આપવામાં આવી હતી. બીજી આવૃત્તિમાં ચાલુ જરૂરિયાત પૂરતા શબ્દોના અર્થ પણ આપવામાં આવ્યા અને તે આવૃત્તિ સાર્થ જોડણીકોશના રૂપમાં ૧૯૩૧ના ફેબ્રુઆરીમાં બહાર પાડવામાં આવી. તેમાં ૪૬૬૬૧ શબ્દો હતા. ત્રીજી આવૃત્તિમાં પણ કેટલાક નવા અર્થો ઉમેરવામાં આવ્યા અને શબ્દભંડોળ વધીને ૫૬૮૩૦ થયું તેમાં ૪૨ ટકા શબ્દોની વ્યુત્પત્તિ પણ આપવામાં આવી હતી. આ રીતે સુધરેલી ત્રીજી આવૃત્તિ ૧૯૩૭ના જૂનમાં પ્રગટ થઈ શકી હતી. ત્યાર બાદ મુંબઈ યુનિવર્સિટી અને મુંબઈ સરકારે તે જોડણીને માન્ય રાખ્યાથી અને બીજાં કારણોથી કોશની માગ ઝડપી થઈ અને ૧૯૪૨ના ઑગસ્ટના અરસામાં તે ખલાસ થઈ ગઈ. પરંતુ '૪૨ની લડત તથા પ્રેસની અગવડ અને કાગળની મુશ્કેલીને લીધે ચોથી આવૃત્તિ આપી શકાઈ નહોતી. તે ૧૯૪૯ના સપ્ટેમ્બરમાં બહાર પાડવામાં આવી છે. કોશમાં સુધારાવધારા કરીને તેને વધુ ઉપયોગી બનાવવાનું કામ તો ચાલુ જ છે.

કેવળ જોડણી જોવાની સગવડ માટે લગભગ ૧૪૦૦૦ શબ્દોનો ખિસ્સાકોશ પણ બહાર પાડવામાં આવ્યો છે. તેની ત્રીજી આવૃત્તિ થઈ છે

આ ઉપરાંત જુદા જુદા વિષયોની પરિભાષા તૈયાર કરવી એ મહત્ત્વનું કામ છે. તે વિષયોના જાણકારનો સાથ હોય તો જ તે થઈ શકે છે. તે મુજબ સહકાર સાધીને આજ સુધીમાં ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયન અને અર્થશાસ્ત્રની પ્રાથમિક પરિભાષા તૈયાર કરીને બહાર પાડવામાં આવી છે.

સળંગ વિદ્યાપીઠ વાચનમાળા એ પણ મહત્ત્વનું પ્રકાશન કામ છે. શરૂઆતમાં ચાલણગાડી અને વાચનમાળાની પહેલી ત્રણ જ ચોપડીઓ બહાર પાડવામાં આવી હતી. તેમાંય ત્રીજી ચોપડી બહુ ચાલતી નહોતી એટલે ચાલણગાડી અને પહેલી બે ચોપડીઓનો જ ઉપયોગ થતો હતો. તે નવેસર રચીને આખી સળંગ વાચનમાળા કરવાની જરૂર હતી તે કામ ૧૯૪૨માં પૂરું થઈ શક્યું હતું અને તેનો મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડોની પ્રાથમિક શાળાઓમાં ઉપયોગ થવા લાગ્યો છે. દર વરસે જુદી જુદી શ્રેણીની બધી ચોપડીઓ મળીને લગભગ દોઢ લાખ નકલ છપાવવી પડે છે.

આ જ પ્રમાણે બીજાં શાળોપયોગી પુસ્તકો અને અભ્યાસ તથા સામાન્ય વાચનનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે અને થાય છે. બધાં પ્રકાશનોની યાદી પરિશિષ્ટ ૧૬માં આપી છે.

આ બધાં કામ જાણકાર માણસો અને ધનનો સહકાર માગે છે અને વખત લે છે. પરંતુ તેમાં ગમે તેટલું ખર્ચ થાય તોપણ તે કામ આવશ્યક છે એમ વિદ્યાપીઠે સ્વીકારેલું છે, કારણ કે સારીય કેળવણીમાં સ્વભાષાનું માધ્યમ દાખલ કરવાનું તે પહેલું પગથિયું છે. વિદ્યાપીઠે આટલાં વરસોમાં તે કામમાં યથાશક્તિ ફાળો આપ્યો છે અને તે કામ કેટલેક અંશે પ્રત્યક્ષ કામથી અને કેટલેક અંશે પુસ્તકો પ્રસિદ્ધ કરીને કરી બતાવ્યું છે. આ સંબંધમાં એટલું

નોંધવું જોઈએ કે, કેળવણીનું કામ પ્રત્યક્ષ ચાલતું હોય તો આવાં પુસ્તકો તૈયાર કરવાનું કામ વધારે સહેલાઈથી અને સફળતાથી થઈ શકે છે. અલબત્ત સ્વભાષા દ્વારા જ શિક્ષણનો આગ્રહ અને શિક્ષકોનો ઉત્સાહ તો અનિવાર્ય રીતે જરૂરી છે.

બધાં પ્રકાશનો શરૂમાં વિદ્યાપીઠ મારફત જ બહાર પાડવામાં આવતાં હતાં અને વેચાણ માટે આડતિયા મારફત વ્યવસ્થા કરવામાં આવતી હતી. એ રીતે પ્રકાશનો ખાતે ૧૯૩૦ સુધીમા વિદ્યાપીઠના રૂ. ૨૨,૩૭૪ રોકાયા હતા અને કેટલાંક પુસ્તકો તો ખોટ ખાતે પડી રહ્યાં હતાં. ૧૯૩૬મા નવજીવન પ્રકાશન મંદિર સાથે પુસ્તક પ્રકાશન અને વેચાણની વ્યવસ્થા કરવામાં આવી ત્યાર પછી પુસ્તકો ખાતે નવું રોકાણ વિદ્યાપીઠ તરફથી થયું નથી. જૂનાં પુસ્તકો ખાતે ૧૯૪૯ ના માર્ચની આખરે રૂ. ૫૪૩૫–૪–૦ લેણા રહ્યા હતા, અને નવજીવને વિદ્યાપીઠ ગ્રંથાવલી ખાતે રોકેલા રૂ. ૯૬૦૦૦ ઉપરાંત વિદ્યાપીઠની જુદી જુદી ગ્રંથાવલી ખાતે રૂ. ૩૯૩૮૦ રોકાયા હતા.

### ૩. સામયિકો

જુદે જુદે સમયે વિદ્યાપીઠ તરફથી પ્રગટ કરવામા આવેલા નીચેના સામયિકો ધ્યાન ખેંચે તેવા છે:—

૧. 'સાબરમતી'
૨. 'પુરાતત્ત્વ'
૩. 'વિદ્યાપીઠ'
૪. 'કેળવણી'
૫. 'શિક્ષણ અને સાહિત્ય'

#### સાબરમતી

આ દ્વૈમાસિક હતું. તેને મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓએ સને ૧૯૨૨ના જુલાઈ માસમાં શરૂ કર્યું હતું. તેના લેખો વિષે 'મહાવિદ્યાલય' વિભાગના વર્ણનમા ઉલ્લેખ કરેલો છે. તે પૂરા સાત વર્ષ ચાલ્યું હતું. તે દરમિયાન તેમાં પૂર્તિ રૂપે બીજા ઉમેરા પણ કરવામાં આવ્યા હતા. વિદ્યાપીઠની નિયામક સભાએ વિચાર્યું

હતું કે, 'કેળવણીના વિષયોની ચર્ચા કરનારું તથા ખાસ કરીને શિક્ષકોને વ્યવહારુ સૂચનાઓ વગેરેથી માર્ગદર્શક થઈ પડે એવું એક નિયતકાલિક કાઢવાની વ્યવસ્થા કાર્યવાહક સભા કરે.' તે મુજબ કાર્યવાહક સભાએ સ્વતંત્ર સામયિક કાઢવાને બદલે 'સાબરમતી' સાથે જોડીને 'વિદ્યાપીઠ' કાઢવાનું નક્કી કર્યું હતું. તે મુજબ ૧૯૨૩ના જાન્યુ-ફેબ્રુઆરીના અંક સાથે અને ત્યાર પછીના બીજા અંક સાથે એમ બે વખત તે પૂર્તિ આપવામાં આવી હતી. ત્યાર પછી તે બંધ કરીને 'નવજીવન'ની સાથે પૂર્તિ તરીકે 'કેળવણી' અંકના રૂપમાં દર માસે પ્રગટ કરવાની યોજના થઈ હતી.

આ જ પ્રમાણે વિદ્યાપીઠના જૂના વિદ્યાર્થીઓ અને સ્નાતકોના બનેલા સ્નાતક સંઘે પોતાના તરફથી 'સાબરમતી' સાથે જોડીને 'સ્નાતક વિભાગ' કાઢવાનું નક્કી કર્યું હતું અને તે મુજબ ૧૯૨૬ના માર્ચથી તે પૂર્તિ આપવામાં આવતી હતી. તે છેવટ સુધી ચાલુ રહી હતી.

### પુરાતત્ત્વ

'સાબરમતી' જેમ ભીક્ષતા વિદ્યાર્થીઓનું દ્વૈમાસિક હતું, તેમ 'પુરાતત્ત્વ' એ પ્રૌઢ વિદ્વાનોનું ત્રૈમાસિક હતું. તેમાં પુરાતત્ત્વ મંદિરમાં થયેલા સંશોધનનું પરિણામ પ્રગટ કરવામાં આવતું હતું. તેનો ઉલ્લેખ 'પુરાતત્ત્વ મંદિર'ની હકીકતમાં કરેલો છે.

### કેળવણી

ઉપર જણાવ્યા પ્રમાણે વિદ્યાપીઠ તરફથી કેળવણી વિષયક સામયિક કાઢવાની જરૂરિયાત તેની નિયામક સભાએ સ્વીકારી હતી. તે મુજબ 'સાબરમતી' સાથે જોડેલી 'વિદ્યાપીઠ' પૂર્તિ બંધ થયા પછી 'નવજીવન' અઠવાડિકની સાથે દર માસે 'કેળવણી અંક'ની પૂર્તિ આપવામાં આવતી હતી. તે પૂર્તિ તા. ૨૦-૪-૧૯૨૪થી :

કરીને બે વરસ સુધી આપવામાં આવી હતી. તે અંક એ રૂપમાં ચાલુ રાખવો કે કેમ તે બાબત વિદ્યાપીઠ તપાસ સમિતિએ તપાસ કરીને ૧૯૨૬માં એવી ભલામણ કરી હતી કે, 'એ અંક હવે બંધ થવો જોઈએ અને તેના બદલામાં વિદ્યાપીઠને કોઈ સુંદર તંત્રી હાથમાં આવી જાય તો તેણે પોતાના મુખપત્ર રૂપે એક ત્રૈમાસિક હાથ ધરવું જોઈએ.'

શિક્ષણ અને સાહિત્ય

ઉપરની ભલામણ મુજબ ત્રૈમાસિક તો શરૂ ન થયું પણ તા. ૨૧–૭–૧૯૨૯થી ફરી 'નવજીવન'ની સાથે, તેની પૂર્તિ તરીકે, શ્રી. કાકાસાહેબના તંત્રીપણા હેઠળ 'શિક્ષણ અને સાહિત્ય' માસિક પત્ર કાઢ્યું હતું. તેનો આવરદા ફક્ત નવ માસ રહ્યો. ૧૯૩૦માં લડત ઊપડતાં તે પૂર્તિ બંધ થઈ.

આ પૂર્તિ ૧૯૩૯ના ઑક્ટોબરથી અલગ સ્વરૂપે માસિકના રૂપમાં શ્રી. મગનભાઈ દેસાઈના તંત્રીપણા હેઠળ નવજીવન કાર્યાલય તરફથી ચાલુ કરવામાં આવી હતી. તે સ્વતંત્ર માસિક રૂપે ચાલુ છે. વચ્ચે '૪૨ના સપ્ટેમ્બરથી '૪૪ની આખર સુધી બંધ પડ્યા પછી '૪૫ના જાન્યુઆરીથી તેને ફરી ચાલુ કરવામાં આવ્યું છે.

# ૪

# વિદ્યાપીઠ ફાળો

વિદ્યાપીઠની શરૂઆતમાં ગાંધીજીએ પોતે ડેકડેકાણે ફરીને ફાળો ઉઘરાવ્યો હતો. તેમણે રાષ્ટ્રીય શિક્ષણ માટે સ્ત્રી, પુરુષ, બાળક, તરુણ, વૃદ્ધ પાસે દાન માગ્યાં અને તેનો સારો જવાબ મળ્યો હતો. કેટલીક બહેનોએ પોતાનાં શરીર પરના દાગીના કાઢીને આપ્યા હતા. ત્યાર બાદ ગાંધીજી કારાવાસમાં ગયા. આથી ગુજરાત પ્રાંતિક સમિતિએ તે બોજો ઉપાડ્યો. કેટલોક સમય સ્વરાજ ફાળાની શિક્ષણ માટે અપાયેલી રકમમાંથી એ ખર્ચ ચલાવ્યા બાદ, સં. ૧૯૭૮ની ગાંધીજયંતી નિમિત્તે, ગુજરાત પ્રાંતિક સમિતિએ વિદ્યાપીઠ માટે ખાસ ફંડ ઉઘરાવવાનું ઠરાવી ગુજરાતી પ્રજાને રૂા. ૧૦ લાખ આપવા વિનંતી કરી. પ્રજાએ એ વિનંતી સાંભળી રૂા. ૧૨ લાખની ટીપ ભરી. આ દાતાઓમાં ડૉ પ્રાણજીવનદાસ જગજીવનદાસ મહેતાએ રૂા. ૨ાા લાખની રકમ જાહેર કરી ફાળો ઉઘરાવનારની મહેનત હલકી કરી હતી. ટીપ ભરાયા બાદ નાણાંભીડ દેશમાં સામાન્ય થઈ પડી અને તે ટીપ પ્રમાણે રૂપિયા ઉઘરાવવાનું કામ મુશ્કેલ થઈ પડ્યું. તે રકમમાંથી ધીમે ધીમે કુલ રૂા. ૭,૩૮,૫૫૦ વસૂલ આવ્યા અને બાકીની રકમ બેડી રહી.

આ દાનમાંથી વિદ્યાપીઠ માટે રૂા. ૯૧,૫૦૦માં ૨૫ એકર ૭ ગુંઠા જમીન ખરીદવામાં આવી અને તે ઉપર મકાનો બાંધવા માટે ડૉ. પ્રફુલ્લચંદ્ર રાયને હસ્તે ખાતમુહૂર્તની ક્રિયા તા. ૯–૩–૧૯૨૩ને રોજ કરવામાં આવી. લગભગ બે વરસમાં રૂા. ૧૭૫,૦૦૦ને ખરચે મકાનો તૈયાર થઈ ગયાં અને તે ગાંધીજીને હસ્તે તા. ૧૪–૧–'૨૫ ના રોજ ખુલ્લાં મૂકવામાં આવ્યાં. ડૉ. પ્રાણજીવનદાસના દાનની



વિદ્યાપીઠના મકાનનું ખાતમુહૂર્ત

યાદગીરીમાં તે મુખ્ય મકાનને 'શ્રી. આણુજીવન વિદ્યાર્થીભવન' એવું નામ આપવામાં આવ્યું.

ઉપર મુજબ ઉઘરાવાયેલી રકમમાંથી ચાલુ ખર્ચ પણ કરવામાં આવતું હતું. તે વરસોમાં ચાલુ ખર્ચ વાર્ષિક લગભગ રૂ. ૧ લાખ થતું હતું. ઉપરની રકમ ૧૯૨૫ની સાલ સુધી ચાલી. ત્યાર પછી ચાલુ ખર્ચ માટે સામાન્ય રીતે વાર્ષિક ફાળો કરવામાં આવે છે. વિદ્યાપીઠે મોટું ફંડ કરીને તેના વ્યાજમાંથી ચાલુ ખર્ચ કાઢવાની નીતિ પહેલાંથી જ રાખી નથી.

૧૯૪૯–૫૦માં વિદ્યાપીઠનાં ચાલુ કામોમાં શ્રી. મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય, પાયાની કેળવણીનું કુમાર મંદિર, પ્રાથમિક શાળાના શિક્ષકો માટે ખાદીવિદ્યાના તાલીમ વર્ગો, હિંદુસ્તાની પ્રચારકામ, પુસ્તક પ્રકાશન, ગ્રંથાલય પ્રવૃત્તિ, ખાદીવણાટ અને ખેતીકામ, તથા બોચાસણમાં વલ્લભ વિદ્યાલયની પ્રવૃત્તિ ચાલતી હતી. તે બધાં કામો અંગે વાર્ષિક ખર્ચ રૂ. ૧,૭૩,૬૦૦ થવાનો અંદાજ હતો.

વિદ્યાપીઠની શરૂઆતથી ૧૯૪૯ના માર્ચની આખર સુધીમાં વિદ્યાપીઠની જુદી જુદી પ્રવૃત્તિઓ પાછળ મુખ્યત્વે નીચે મુજબ ચોખ્ખું ખર્ચ (ફી વગેરેની આવક જતાં) થયું છે :

| | | |
|---|---|---|
| ૧ ગુજરાત મહાવિદ્યાલય | ૨,૫૧,૯૯૫ | |
| ૨ પુરાતત્ત્વ મંદિર | ૮૭,૬૪૧ | |
| ૩ માન્ય શાળાઓને મદદ | ૨,૬૩,૫૩૭ | |
| ૪ વિનય મંદિર અને કુમાર મંદિર | ૫૬,૬૬૭ | |
| ૫ અધ્યાપન મંદિર | ૨૦,૧૨૩ | |
| ૬ વલ્લભ વિદ્યાલય બોચાસણ અને ગ્રામસેવા | ૧,૦૬,૭૬૨ | ગ્રામસેવા સમિતિએ વાપરેલા એક લાખ સાથે. |

| | | |
|---|---|---|
| ૭ વિદ્યાપીઠ ગ્રંથાલય | ૧,૬૨,૫૨૩ | પુસ્તકો સાથે. |
| ૮ હિન્દુસ્તાની પ્રચાર | ૮,૪૯૧ | |
| ૯ મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય | ૨૩,૮૩૫ | |
| ૧૦ સરસામાન અને કાર્યાલય ઇ. | ૪,૦૦,૪૯૬ | |
| | ૧૩,૯૨,૦૭૦ | |

આ રીતે શરૂઆતથી ૧૯૪૯ના માર્ચની આખર સુધીમાં વિદ્યાપીઠના રાષ્ટ્રીય શિક્ષણની વિવિધ પ્રવૃત્તિઓ પાછળ રૂ. ૧૩,૯૨,૦૭૦ ખરચાયા છે. તે ઉપરાંત જમીન અને મકાનોમાં રૂ ૩,૩૭૬૪૪ રોકાયા છે. આટલા ખર્ચના બદલામાં પ્રજાને શું મળ્યું તે વિદ્યાપીઠે સ્વરાજ્યની લડતમાં આપેલો ફાળો, વિદ્યાપીઠે ગુજરાતને આપેલા સેવકો, અને વિદ્યાપીઠે રાષ્ટ્રીય કેળવણીના ઘડતરમાં આપેલા ફાળા ઉપરથી જોવું જોઈ એ. એ તુલના ગાંધીજીએ અને બીજાઓએ કરેલી છે; ભવિષ્યની પ્રજા વધારે ચોક્કસ રીતે કરી શકશે.

આ વરસોમાં ખાસ કામો માટે વિદ્યાપીઠને કેટલાંક વિશિષ્ટ દાનો મળ્યાં હતાં. તેની નોંધ પરિશિષ્ટ ૧૩ માં આપી છે. તથા એકંદર આવક-ખર્ચનું તારણ પરિશિષ્ટ ૧૪ માં અને ૧૯૪૯-૫૦ના અંદાજપત્રનું તારણ પરિશિષ્ટ ૧૫માં આપ્યું છે.

## ૫

# સ્નાતકો

પૂ. ગાંધીજીએ મહાવિદ્યાલયની સ્થાપના વખતે કહેલું કે, 'જે વિદ્યાર્થીઓએ અહીં નામ નોંધાવ્યાં છે, તેઓ તો અડધા શિક્ષક ગણાય. તેમણે જ મહાવિદ્યાલયનો પાયો નાંખ્યો છે. તેમના ઉપર જ મહાવિદ્યાલયનું મંડળ રચાયું છે. તેઓ દાખલ ન થયા હોત તો આ મહાવિદ્યાલય ઊભું ન થઈ શક્યું હોત. તેથી તેમની પણ પૂરેપૂરી જવાબદારી છે. . . . તેઓ શું સમજીને અહીં આવ્યા છે, તેમને અહીં શું મળવાનું છે, એ તેમણે જાણી લેવાનું છે. ગમે તેટલા વખત સુધી આ દારુણ યુદ્ધ ચાલુ રહેશે, તે દરમિયાન તેઓ પોતાનું કાર્ય કરતા રહે એવી શક્તિ ઈશ્વર તેમનામાં રેડો. તેમ જો થશે તો મારી ખાતરી છે કે, મૂઠીભર વિદ્યાર્થીઓ હશે તોપણ આ મહાવિદ્યાલય શોભશે અને આખા હિંદુસ્તાનમાં આદર્શ વિદ્યાલય થશે'.

મહાવિદ્યાલયના અને વિદ્યાપીઠના સમસ્ત વિદ્યાર્થીઓ માટે આ કસોટી છે. વિદ્યાપીઠમાં તો હજારો વિદ્યાર્થીઓ આવ્યાં ને ગયા. તેમનો હિસાબ મેળવવો મુશ્કેલ છે. કેટલાક તો થોડા સમયના મહેમાન હતા. તેમના જીવન ઉપરથી વિદ્યાપીઠના કામનો ખ્યાલ બાંધી ન શકાય. જેમણે વિદ્યાપીઠનાં રીતસર પદવીપત્રો મેળવ્યાં છે, તેમણે શું કર્યું અને શું કરે છે તે ઉપરથી આ બાબતનો સામાન્ય ખ્યાલ મળી શકે. તે કામ ૧૯૨૭ ની સાલમાં થોડે ઘણે અંશે સ્નાતક સંઘે કર્યું હતું. વિદ્યાપીઠના સ્નાતકો અને મહાવિદ્યાલયના જૂના વિદ્યાર્થીઓનો એ સંઘ, ૧૯૨૫ની સાલમાં સ્થાપવામાં આવ્યો હતો. તેણે એ કામ ઉપાડ્યું હતું અને તેનું પરિણામ સ્નાતક

પરિચયની પત્રિકા રૂપે પ્રજા આગળ મૂક્યું હતું. વિદ્યાપીઠ તરફથી ૧૯૨૧થી ૧૯૨૯ સુધીમાં કુલ ૨૮૫ સ્નાતકો બહાર પડ્યા હતા. તેમાંથી ૬ સિંધ તરફના અને ૧૨ મદ્રાસ તરફના હતા. તેમનો અને બીજા કેટલાકનો પત્તો મળી શક્યો નહોતો. તે સિવાયના લગભગ ૨૦૦ સ્નાતકોની માહિતી મેળવવા પ્રયત્ન થયો હતો. તેનું તારણ પહેલાં પત્રિકા રૂપે અને પછી પુરવણીમાં વધારાની માહિતી સાથે આપવામાં આવ્યું હતું. તે મુજબ લગભગ ૧૦૦ જેટલા સ્નાતકો શિક્ષણની તેમ જ સામાજિક સેવાઓની સંસ્થાઓમાં કામ કરતા હતા. તે નીચે મુજબ:—

| | |
|---|---|
| વિદ્યાપીઠ અને બીજી રાષ્ટ્રીય શાળાઓમાં | ૨૫ |
| સરકારી માન્ય શિક્ષણ સંસ્થાઓમાં | ૮ |
| આશ્રમો અને દલિત વર્ગની સંસ્થાઓમાં | ૨૨ |
| મજૂર સંસ્થામાં | ૫ |
| વર્તમાનપત્રામાં | ૧૧ |
| છાત્રાલયો, કોમી અને સ્વતંત્ર શિક્ષણ સંસ્થાઓમાં | ૨૨ |
| પરચૂરણ | ૭ |
| કુલ | ૧૦૦ |

બીજા ભાઈઓ ખાનગી નોકરી, સ્વતંત્ર વેપાર, ખેતી વગેરેમાં રોકાયેલા હતા. આ પ્રમાણે લગભગ ૫૦ ટકા જેટલા સેવાકાર્યમાંથી પોતાની આજીવિકા મેળવતા હતા.

આ પત્રિકા ઉપર 'આશ્ચર્યકારક પરિણામ' એ મથાળા હેઠળ 'નવજીવન'માં લખતાં ગાંધીજીએ લખ્યું હતું કે,

"રાષ્ટ્રીય વિદ્યાપીઠનો આદર્શ જ એ છે કે, બને તેટલો ઓછો પગાર લઈને સ્નાતકો સેવાકાર્ય કરે. જ્યારે સરકારી વિદ્યાપીઠનો આદર્શ — જો આદર્શ નામ અહીં વાપરીએ તો — 'હરિવર' એટલે અર્થપ્રદ ધંધો એટલે મુખ્યત્વે સરકારી નોકરી મેળવવાનો છે. અને

એમ જ હોય. રાષ્ટ્રીય વિદ્યાપીઠનું કામ ત્યાગી રાષ્ટ્રસેવક તૈયાર કરવાનું હોય. સરકારી વિદ્યાપીઠનુ કામ સરકારી સેવક, જેને આપણે ગુલામ માનીએ છીએ, તે તૈયાર કરવાનું હોય. રાષ્ટ્રીય વિદ્યાપીઠમા સેવાની લાલચ સેવા જ છે. સરકારી વિદ્યાપીઠમાં સેવાની લાલચ ચડતા પગાર અને પાછળ લટકતુ પેન્શન છે રાષ્ટ્રીય સેવકનું પેન્શન પ્રજાની પરોપકારવૃત્તિ અને શુદ્ધ સેવાની પૂજા જાણવાની મનુષ્યમાત્રમાં રહેલી ભાવના છે. તેથી હું મજકૂર પરિણામને 'સરસ' ગણું છું."

૧૯૪૧–૪૨ સુધીમાં વિદ્યાપીઠ તરફથી કુલ ૩૦૬ સ્નાતકો બહાર પડ્યા છે તે ઉપરાંત ૧૧૮૫ વિનીતોને પ્રમાણપત્રો આપવામાં આવ્યાં છે. ૫ ગ્રામસેવાદીક્ષિતો થયેલા છે અને કેટલાય વિદ્યાર્થીઓ મહાવિદ્યાલયમાં એકાદ બે વરસ રહીને ચાલ્યા ગયા છે. (વધવાર સખ્યા માટે જુઓ પરિશિષ્ટ ૬). તે બધાએ પ્રત્યક્ષ, પરોક્ષ રીતે રાષ્ટ્રકામમાં પોતાનો ફાળો આપ્યો છે અને જ્યારે જ્યારે સ્વરાજની હાકલ ઊપડી છે ત્યારે તેઓ અળગા નથી રહ્યા. ગુજરાતમા કે બહાર કોઈ પણ ઠેકાણે વિદ્યાપીઠનો વિદ્યાર્થી હોય, ત્યાં કંઈ સેવાકાર્ય ચાલતું હોય તો તેમાં, અગર કોઈ સાર્વજનિક કામે ઉઘરાણા માટે ગયા હોય તો તેમાં, તે સહકાર આપે છે અને પોતાનાથી બનતી મદદ કરી છૂટે છે. 'રાષ્ટ્રસેવા'ના વિદ્યાપીઠના મંત્રનો જેને થોડો ઘણો રંગ લાગ્યો છે, એ ગમે ત્યાં હોય ત્યા તે મત્રનું યથાશક્તિ પાલન કરે છે. ૧૯૨૪માં રાષ્ટ્રીય શિક્ષણ પરિષદમાં ગાધીજીએ કહેલું કે, 'કેવળ કેળવણીની ખાતર આપણે વિદ્યાપીઠની શાળાઓ ઉત્પન્ન કરી નથી. આપણે અસહકારને અગે વિદ્યાપીઠ સ્થાપી હતી. એનો અર્થ એ છે કે, શિક્ષકો, શિષ્યો, અને માબાપો સ્વરાજના સંઘમાં ભળ્યા છે, સ્વરાજના સેવક છે, અસહકારી છે' આ આદર્શને સૌ પહોંચી શક્યા નથી, પણ તે પરીક્ષામાંથી પસાર થવા જેટલું પરિણામ આવ્યુ છે એમ કહી શકાય.

આ જાતના ઉદ્દેશથી, સ્નાતકો અને જૂના વિદ્યાર્થીઓનું સંગઠન અને સહકાર સાધીને, તેમની દ્વારા દેશની વિવિધ પ્રવૃત્તિઓમાં યથાશક્તિ ફાળો આપવા અને વિદ્યાપીઠની પ્રતિષ્ઠા વધારવા માટે સ્નાતક સંઘની સ્થાપના કરવામાં આવી હતી. તેની મારફત વિદ્યાપીઠને દર વરસે સ્નાતકો તરફથી ફૂલપાંદડી અર્પણ કરવાની યોજના થઈ હતી અને ૧૯૨૮માં રૂા. ૬૩૪) તથા ૧૯૨૯માં રૂા. ૫૬૫ વિદ્યાપીઠ ફાળામાં આપવામાં આવ્યા હતા. ત્યાર પછી સ્નાતકો તરફથી છૂટક છૂટક મદદ મળી છે.

## ૬

## મહત્ત્વના પ્રસંગો

વિદ્યાપીઠના પદવીદાન સમારંભો અને વિદ્યાર્થીઓનાં તથા સ્નાતકોનાં સંમેલનો એ વિદ્યાપીઠના ઇતિહાસમાં મહત્ત્વના પ્રસંગો છે. પદવીદાન સમારંભો વખતે શ્રી. કુલપતિજીની વાણી સાંભળવાની મળતી અને કોઈ પ્રતિષ્ઠિત વ્યાખ્યાતા આવ્યા હોય તો તેમનું વ્યાખ્યાન થતું. વિદ્યાર્થીઓનાં અને સ્નાતકોનાં સંમેલનો ઘણુંખરું પદવીદાન વખતે સાથે જ થતાં એટલે તે પ્રસંગ વિદ્યાપીઠના વાર્ષિક મેળા જેવો બની જતો.

આ ત્રીસ વર્ષમાં પદવીદાન સમારંભો ૧૦ થયા હતા; અને વિદ્યાર્થીઓનાં સંમેલનો પદવીદાન સમારંભો બંધ થયા પછી પણ ચાલુ રહ્યાં, એટલે ૧૯૪૧ સુધીમાં ૧૬ થયાં હતાં. સ્નાતક સંમેલનો ૧૯૨૬થી શરૂ થયાં તે ૧૯૩૯ સુધીમાં આઠ થયાં હતાં. આ સમારંભો તથા સંમેલનોની યાદી પરિશિષ્ટ ૪ માં આપી છે.

આ પ્રસંગોએ પ્રતિષ્ઠિત વ્યક્તિઓને વ્યાખ્યાતા તથા સંમેલનના પ્રમુખ તરીકે મેળવવાનું વિદ્યાર્થીઓનું સદ્ભાગ્ય હતું. તેમાં શ્રી. એન્ડ્રૂઝ, શ્રી. રાજાજી, આચાર્ય રામદેવજી, આચાર્ય નરેન્દ્રદેવજી,

શ્રી. સી. વી. વૈદ્ય જેવા માનવંતા મહેમાનોનો સમાવેશ થાય છે. શ્રી. કુલપતિજી તથા વ્યાખ્યાનાઓનાં વ્યાખ્યાનો અને તેમની હાજરી એ વિદ્યાર્થીઓને માટે પ્રેરણાદાયી થતાં અને તેમાંથી તેમને આખા વરસ માટે વિચારનું ભાથું અને પ્રેરણા મળી રહેતાં. તે ભાષણોનું તો એક સ્વતંત્ર પુસ્તક થઈ શકે. તે બધાં અહીં આપી શકાય નહિ. ગાંધીજીનાં ભાષણોમાંથી છૂટક છૂટક ઉતારા આ પુસ્તકમાં ઠેર ઠેર આપેલા છે. તેથી વધારે વિગતમાં ઊતરતાં આ પુસ્તકની મર્યાદા ઘણી વધી જાય.

ગાંધીજી જ્યાં સુધી સાબરમતી આશ્રમમાં રહેતા હતા, ત્યાં સુધી અધ્યાપકો અને વિદ્યાર્થીઓને તેમના સહવાસનો વિશેષ લાભ મળતો હતો. તેઓ આશ્રમની પ્રાર્થનામાં પણ જઈ શકતા, પોતાની મૂંઝવણો પણ રૂબરૂ કહી શકતા અને ગાંધીજી પોતે પણ સત્રના ઉદ્‌ઘાટન વખતે કે એવા પ્રસંગોએ ઘણી વાર વિદ્યાપીઠમાં આવતા. ૧૯૨૮માં વિદ્યાપીઠની થયેલી પુનર્ઘટના પછી થોડો વખત તેઓ ખુદ વિદ્યાપીઠમાં આવીને રહ્યા હતા અને તે સમયમાં રોજ થોડો સમય તેઓ વિદ્યાર્થીઓને આપતા. સાર બાદ અઠવાડિયામાં એક કલાક પ્રશ્નોના જવાબ આપતા હતા. તે જ પ્રમાણે ૧૯૨૬માં તેમણે બાઈબલનો વર્ગ લીધો હતો. તેમાં બહારના લોકો પણ સારી સંખ્યામાં જોડાતા હતા. ૧૯૩૦ની દાંડીકૂચ પછી તેમણે સ્વરાજ મળતાં સુધી આશ્રમમાં પાછા નહિ જવાની પ્રતિજ્ઞા લીધી ત્યાર પછી તેઓ જ્યારે જ્યારે અમદાવાદ આવતા ત્યારે તેમનો નિવાસ ઘણુંખરું વિદ્યાપીઠમાં રહેતો. ૧૯૩૧ના સંધિકાળમાં તેઓ આવેલા ત્યારે તેમની મુલાકાતે ઘણા મહેમાનો આવતા અને લગભગ આખો દિવસ અને તેમાયે સાંજની ઉપાસના વખતે લોકોની મોટી મેદની જામતી. ૧૯૩૫માં તેઓ મૌન લઈને આરામ માટે એક માસ આવીને રહ્યા હતા, છતાં તે જ પ્રમાણે સાંજની પ્રાર્થનામાં [illegible] જામતી હતી. છેલ્લા તેઓ ૧૯૩૬માં સાહિત્ય પરિષદના

પ્રમુખ તરીકે આવ્યા. ત્યાર પછી બારડોલી સુધી આવેલા, પણ અમદાવાદની મુલાકાત થઈ નહોતી

૧૯૩૬ની મુલાકાત વખતે ખાન અબ્દુલ ગફારખાન પણ સાથે આવ્યા હતા. તે મુજબ દેશભરમાંથી ઘણાય પ્રતિષ્ઠિત આગેવાનો વિદ્યાપીઠમાં અવારનવાર આવી ગયા છે. કોઈ આગેવાન અમદાવાદમાં આવે તે વિદ્યાપીઠની મુલાકાતે ન આવે એવું ભાગ્યે જ બનતું. દર વરસે આવના એવા સન્માનનીય મહેમાનોનો થોડા સમયનો પણ સંસર્ગ અને તેમની વાણીનો જે લાભ વિદ્યાર્થીઓને મળતો, તે આ સંસ્થાની ખાસ વિશેષતા હતી અને તે વિદ્યાર્થીજીવનને માટે મહત્ત્વની હતી.

આ ઉપરાંત કેટલાક મહત્ત્વના સમારંભો અને નોંધપાત્ર કામો છે. તેમાં નીચેનાં ખાસ ધ્યાન ખેંચે એવા છે:

### લડતમાં ફાળો

'વિદ્યાપીઠ સ્વરાજ માટે સરજાઈ હતી અને સ્વરાજ માટે કામ કરતી રહી' એ વાક્યમા વિદ્યાપીઠના કામનો નિચોડ આવી જાય છે. સ્વરાજની લડન એ રીતે વિદ્યાપીઠના લોહીમાં વણાયેલી છે. કામ ચાલુ હોય ત્યારે પણ એ જ દૃષ્ટિએ કામ ચાલે અને પ્રત્યક્ષ લડત આવી પડે ત્યારે પણ એ જ દૃષ્ટિએ કામ થાય. નાગપુર અને બોરસદના સત્યાગ્રહમાં છૂટક છૂટક ભાઈઓ તેમાં જોડાયા હતા. બારડોલી સત્યાગ્રહ વખતે પણ કામકાજ ચાલુ હતું. છતાં વિદ્યાર્થીઓ અને શિક્ષકોને તેમા કામ કરવાની સગવડ આપવામાં આવી હતી. અને જેમણે તેમાં કામ કર્યું તેમના કામ વિષે સરદાર વલ્લભભાઈએ સંતોષ વ્યક્ત કર્યો હતો.

આ છૂટક સત્યાગ્રહો કરતાં ૧૯૩૦ ની લડત જુદી જાતની હતી. એટલે તે વખતે તો બીજું કામ અટકાવી દઈને શિક્ષકો અને વિદ્યાર્થીઓ તેમાં જોડાયા હતા. ગાંધીજીએ પોતાની ઐતિહાસિક

દાંડીકૂચ શરૂ કરી તે પહેલાં પૂર્વતૈયારી માટે વિદ્યાપીઠમાંથી દસ દસની બે અરુણ-ટુકડીઓ આગળથી નીકળી હતી. તે ઉપરાંત આસપાસના પ્રદેશમાં જાગૃતિ આણવા સારુ અધ્યાપકો અને વિદ્યાર્થીઓની ટુકડીઓ ગુજરાતના જુદા જુદા જિલ્લાઓમાં ફેલાઈ હતી. કૂચ પૂરી થયા પછી નવ વિદ્યાર્થીઓ ગાંધીજીની ટુકડીમાં ભળી ગયા હતા; બાકીના જુદાં જુદાં કેન્દ્રો સાચવવા નિમાયા હતા. કુલ ૪૨ અધ્યાપકો તથા અન્ય સેવકોમાંથી અઠ્ઠાવીસે લડતમાં પ્રત્યક્ષ ભાગ લીધો હતો અને તેમાંથી અઢારને જેલ મળી હતી. જેઓ પ્રત્યક્ષ લડતમાં નહોતા તેમની સેવા પણ ઓછી નહોતી. તેઓ ખાદીકામ અને બીજાં કામ વ્યવસ્થિત અને સંગઠિત કરવાના કામમાં રોકાયા હતા. વિદ્યાર્થીઓમાંથી ૧૬ વરસથી નીચેના ૨૬ વિદ્યાર્થીઓ બાદ કરતાં બાકીના ૭૭માંથી ૬૫ લડતમાં પડ્યા હતા અને તેમાંથી ૪૩ને જેલ મળી હતી. જેલ ગયેલાને અને બહાર રહેલાને પોલીસનો માર ઠીક ઠીક ખાવો પડ્યો હતો. ધરાસણાની લડતમાં છએક જણે પ્રત્યક્ષ ભાગ લીધો હતો. વિદ્યાપીઠની વિદ્યાર્થિનીઓએ પણ લડતમાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો અને જેલ ભોગવી હતી.

૧૯૩૧ની સંધિના ગાળામાં ૭૧ શિક્ષકો અને વિદ્યાર્થીઓ ગામડાંમાં રચનાત્મક કામ કરવા રોકાયા હતા. અને વિદ્યાપીઠમાં 'સ્વરાજ વિદ્યાલય'ના પાંચ પાંચ માસના વર્ગો ચલાવવામાં આવ્યા હતા. તેનો એક વર્ગ પૂરો થયા પછી બીજો વર્ગ પૂરો થાય તે પહેલાં જ '૩૨માં ફરી લડત ઊપડી અને વિદ્યાપીઠને સરકારે જપ્તીમાં લીધી. એટલે ફરી બધા લડતમાં પડ્યા.

આમ '૩૪ની આખર સુધી ચાલ્યુ. '૩૫ થી '૪૨ના ગાળામાં ફરી શિક્ષણકામ ચાલ્યુ અને '૪૨ના ઑગસ્ટમાં ફરી '૩૦નું પુનરાવર્તન થયું. તે વખતે પણ નાના વિદ્યાર્થીઓ બાદ કરતાં મોટાઓ કામ બંધ કરીને લડતમાં જોડાયા હતા.

### બીજા પ્રસંગોએ સેવા

આ તો પ્રત્યક્ષ લડત દ્વારા દેશસેવાની વાત થઈ. ઉપરાંત બીજા કામના પ્રસંગોએ અને પ્રજાના સંકટસમયે વિદ્યાર્થીઓ અને શિક્ષકો તેમાં પોતાનો ફાળો આપવાનું ચૂકતા નહોતા.

ઈ. સ. ૧૯૨૧ની અમદાવાદની મહાસભાની બેઠક અસહકારના પૂરા જોશના સમયે થઈ હતી. આગલે વરસે જ વિદ્યાપીઠની સ્થાપના થઈ હતી અને વિદ્યાર્થીઓ પણ સરકારી સંસ્થાઓ છોડીને તાજા આવેલા હતા, એટલે મહાસભાના કામમાં રચ્યાપચ્યા રહે એ સ્વાભાવિક હતું. પણ આ ભાવ મંદ થયા પછી ૧૯૩૮ની હરિપુરાની મહાસભા વખતે પણ પાંચ અઠવાડિયાં કામ બંધ કરીને અધ્યાપકો અને વિદ્યાર્થીઓ ત્યાં ગયા હતા અને સફાઈ, પ્રદર્શન વગેરે જુદાં જુદાં ખાતાંઓમાં તેમણે કામ કર્યું હતું.

૧૯૨૭ના ગુજરાતના રેલસંકટ વખતે ૧ માસ મહાવિદ્યાલય બંધ રાખવામાં આવ્યું હતું અને સૌને શિક્ષણકાર્ય છોડીને લોકોની મદદે પહોંચી જવાની વ્યવસ્થા કરી આપવામાં આવી હતી. બીજી રાષ્ટ્રીય શાળાઓએ પણ એ જ પ્રમાણે પ્રજાના આવા દુઃખના પ્રસંગે સેવા કરી હતી; અને શિક્ષકો તથા વિદ્યાર્થીઓએ સ્વયંસેવક થઈને કેડ કેડ સમો કાદવ ખૂંદીને ભૂખ્યાંને અન્ન અને વસ્ત્રહીનને કપડાં પહોંચાડ્યાં હતાં.

આ કામની કદર કરતાં, તે વખતની મુંબઈ સરકારના નાણાં-મંત્રીએ ધારાસભામાં બજેટ રજૂ કરતાં જણાવ્યું હતું કે,

> 'વણિકવૃત્તિવાળું ગુજરાત થોડાં વરસ પહેલાં નિઃસ્વાર્થ જાહેર કાર્યની વાત કરી શકે એમ નહોતું. આમજનતાની સેવાને અર્થે ધાર્મિક વૃત્તિથી કામ કરનાર સ્વયંસેવકો તૈયાર કરવામાં તેમણે લીધેલો શ્રમ સફળ થયો છે, તથા મુખ્યતઃ ગુજરાત વિદ્યાપીઠના સ્વયંસેવકોએ પોતાના પ્રિય નેતાની ગેરહાજરીમાં પણ આવી આપત્તિને સમયે પોતાની

ફરજ બહુ સારી રીતે અદા કરી છે, તે જાણીને મહાત્મા ગાંધીને ભારે સમાધાન થયું હશે.’

૧૯૨૯ માં આસામમાં રેલસંકટ થયું. તે નિમિત્તે ૧૭મી જુલાઈના રોજ ગુજરાતમાં આસામ સંકટનિવારણ દિન પાળવામાં આવ્યો હતો. તે દિવસે વિદ્યાપીઠના સવાસો જેટલા નાના મોટા વિદ્યાર્થીઓ અને અધ્યાપકોએ સડકનાં ગેડાં ફેરવવાનું મજૂરીનું કામ ૩ કલાક કર્યું હતું; અને તેની મજૂરીની આવક તથા બીજી ઉઘરાણીની રકમ કરીને રૂ. ૨૧૭ તે ખાતે આપ્યા હતા.

આ જ પ્રમાણે ૧૯૩૯માં તુર્કસ્તાન ઉપર ધરતીકંપની આફત ઊતરી ત્યારે વિદ્યાર્થીઓ તથા શિક્ષકોએ મગાને મજૂરી કરીને રૂ ૨૩–૫–૬ મેળવ્યા હતા તથા બીજું થોડું ઉઘરાણું કરી આપ્યું હતું.

આવા સંકટના સમયે જ્યારે જ્યારે ફાળાની માગણી થતી ત્યારે ત્યારે વિદ્યાર્થીઓ આ રીતે મજૂરીથી કે પોતાના ચાલુ ખોરાકમાં કે ખર્ચમાં કાપકૂપ કરીને યથાશક્તિ ફાળો આપતા હતા. તેનો બોજો વાલી ઉપર સીધો પડવાને બદલે પોતાના ઉપર પડે એ તેમાં ખાસ દૃષ્ટિ હતી. આવી જાતના કામમાં રકમ કરતાં ભાવનાની કેળવણીની કિંમત વધારે છે. તેના જે સંસ્કાર ચિત્ત ઉપર પડે છે તેની અસર ચિરંજીવી હોય છે. ઉચ્ચ ભાવના ઉપર કોઈ પણ વ્યાખ્યાન કે પુસ્તકવાચન કરતાં તેની અસર ઘણી વધારે થાય છે. કેળવણીની દૃષ્ટિએ અને સ્વરાજની દૃષ્ટિએ તેની જ કિંમત છે.

### શિક્ષણ પરિષદો

જ્યારે જ્યારે રાષ્ટ્રીય શિક્ષણ વિષેની પરિષદો થઈ છે, ત્યારે ત્યારે વિદ્યાપીઠે ભાગ લીધો છે અને વિદ્યાપીઠે પોતે પણ તેવી પરિષદો યોજી છે.

૧૯૨૧માં અલીગઢમાં રાષ્ટ્રીય કેળવણી પરિષદ થઈ અને ૧૯૨૩માં કાશીમાં તેવી જ પરિષદ થઈ, ત્યારે વિદ્યાપીઠે પોતાના

બન્ને પ્રતિનિધિઓને ત્યાં મોકલ્યા હતા. ત્યાર પછી ૧૯૨૪ના ઑગસ્ટ માસમાં અમદાવાદમાં રાષ્ટ્રીય શિક્ષણ પરિષદ યોજીને રાષ્ટ્રીય શિક્ષણમાં શું શું હોવું જોઈએ તે સ્પષ્ટ કરવામાં આવ્યું હતું. તેમાં ગુજરાતની રાષ્ટ્રીય શાળા–મહાશાળાના લગભગ ૮૦૦ શિક્ષકોમાંથી ૫૦૦ શિક્ષકોએ ભાગ લીધો હતો અને પૂ. ગાંધીજીના પ્રમુખપદે ત્રણ દિવસ પરિષદ ચાલી હતી. તેમાં દસ મહત્ત્વના ઠરાવો થયા હતા.

તેવી જ પણ વિશાળ પાયા પર એક પરિષદ ૧૯૩૦ના જાન્યુઆરીમાં અમદાવાદમાં બોલાવવામાં આવી હતી. તેમાં હિંદની લગભગ બધી મુખ્ય મુખ્ય રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓ—કાશી, પટના અને પૂનાનાં રાષ્ટ્રીય વિદ્યાપીઠો, વૃંદાવનનું પ્રેમમહાવિદ્યાલય, કાંગડી ગુરુકુળ, મદ્રાસની હિંદી પ્રચાર સભા, તથા મહારાષ્ટ્રની અને ગુજરાતની બધી શિક્ષણ સંસ્થાઓ—એ સૌએ પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા હતા અને તેમણે ત્રણ દિવસ સુધી બેસીને ચર્ચાઓ કરી નિર્ણયો કર્યા હતા. રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓનું તાત્કાલિક કાર્ય શું હોઈ શકે એ પ્રશ્ન સૌથી વિશેષ ચર્ચાયો હતો અને તેમાં એમ નક્કી થયું હતું કે, 'દેશની વર્તમાન પરિસ્થિતિમાં રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓનું કાર્ય કેવળ સ્વરાજપ્રેમી નાગરિકો તૈયાર કરવાનું જ ન રહે, પણ મુખ્યત્વે સ્વરાજપરાયણ સેવકો તૈયાર કરવાનું હોય.'

આ પરિષદમાં આ ઠરાવ ઉપરાંત ગ્રામસેવા, રાષ્ટ્રભાષા અને શિક્ષણક્રમમાં ઉદ્યોગ દાખલ કરવા વિષે પણ ઠરાવો થયા હતા; અને રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓનું એકીકરણ કરવામાં એ સંમેલને સારો ફાળો આપ્યો હતો.

તેની સાથે ગુજરાતનાં છાત્રાલયોનું ત્રીજું સંમેલન અને બીજું છાત્ર સંમેલન પણ નોતરવામાં આવ્યાં હતાં. તે દ્વારા છાત્ર અને છાત્રાલય જીવન વિષે વિચારોની ઘણી આપલે થઈ હતી

અને છાત્રાલયના વિવિધ પ્રશ્નો ઉપર 'છાત્રાલય સંહિતા' નામનું પુસ્તક બહાર પાડવામાં આવ્યું હતું. છાત્રાલય સંમેલને અસ્પૃશ્યતાનો ભેદ ન પાળવાનો ઠરાવ સ્વીકારીને એક મહત્ત્વનું પગલું ભર્યું હતું.

એ ત્રણ પદવીદાન સમારંભોની સાથે 'શિક્ષણ વ્યાખ્યાનમાળા' પણ ગોઠવવામાં આવી હતી. તે દ્વારા શિક્ષણના શાસ્ત્રીય વિચારો ઉપર સારી રીતે જ્ઞાનપ્રચાર થઈ શક્યો હતો. તેના ફળરૂપે 'શિક્ષણ વ્યાખ્યાનમાળા'નું એક પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. ૧૯૩૭માં હુદલી મુકામે મળેલા ગાંધી સેવા સંઘના સંમેલનમાં રાષ્ટ્રીય શિક્ષણ વિષે નવેસર વિચાર કરવા એક પરિષદ બોલાવવા માટે ગૂજરાત વિદ્યાપીઠને અનુરોધ કરવામાં આવ્યો હતો. તે મુજબ ૧૯૩૭ના મે માસમાં તીથલ મુકામે પૂ. ગાંધીજીના પ્રમુખપદે ગુજરાતમાં રાષ્ટ્રીય શિક્ષણનું કામ કરનારાનું એક સંમેલન કરવામાં આવ્યું હતું. તેમાં નીચે મુજબ ઠરાવો કરવામાં આવ્યા હતા:—

૧. કેળવણીની રચના ઉદ્યોગને કેન્દ્રમાં રાખી તેની આસપાસ કરવી.

૨. રાષ્ટ્રીય શિક્ષણ પ્રવૃત્તિની શરૂઆત પ્રાથમિક શિક્ષણથી અને ગામડાંમાં કરવી.

૩. નિરક્ષરતાનિવારણ અને અજ્ઞાન–નિવારણ એ બેની સરખામણી કરતાં આ મંડળનો એવો અભિપ્રાય છે કે, અજ્ઞાન–નિવારણના કામને પ્રથમ સ્થાન મળવું જોઈએ.

૪. આ સંમેલનના મોટા ભાગનો એવો અભિપ્રાય છે કે, અક્ષરજ્ઞાન દ્વારા શિક્ષણનો પ્રારંભ કરવાની પદ્ધતિ બૌદ્ધિક વિકાસને રોકે છે.

૫. તમામ કેળવણી સ્વભાષા તથા રાષ્ટ્રભાષા દ્વારા આપવી જોઈએ અને તે માટે યોગ્ય સાધનો ઉપજાવવાનો પ્રયત્ન થવો જોઈએ.

### તાલીમ વર્ગ

સેવાદળના અને બીજા ગ્રીષ્મ તાલીમ વર્ગો અવારનવાર બીજી સંસ્થાઓ તરફથી વિદ્યાપીઠમાં ચલાવવામાં આવે છે. તે ઉપરાંત નીચેના તાલીમ વર્ગો વિદ્યાપીઠ તરફથી ચલાવવામાં આવ્યા હતાઃ—

૧૯૩૮માં મહાસભાવાદી પ્રાન્તિક સરકારે વર્ધા શિક્ષણ યોજનાને સરકારી પ્રયોગ તરીકે અજમાવવાનું નક્કી કર્યું. તેનો તરત પ્રારંભ કરવા માટે શિક્ષકોની જરૂર હોવાથી તેમને તૈયાર કરી આપવાનું કામ સરકારે ગૂજરાત વિદ્યાપીઠને સોંપ્યું હતું. તે મુજબ ૩૮ શિક્ષકોનો ચાર માસનો એક વર્ગ ૧૯૩૯ના જાન્યુઆરીથી ચલાવવામાં આવ્યો હતો. બાદ સરકારે પોતે વર્ધા શિક્ષણ અધ્યાપન મંદિર શરૂ કર્યું હતું.

આ તાલીમ વર્ગ બીજી રીતે અમદાવાદ જિલ્લા લોકલ બોર્ડના શિક્ષકો માટે ૧૯૩૯ના જૂનથી શરૂ કરવામાં આવ્યો હતો. તેનો હેતુ પણ વર્ધા શિક્ષણ યોજનાની દૃષ્ટિએ શિક્ષકોને તાલીમ આપવાનો હતો. તેનો અભ્યાસક્રમ શરૂઆતમાં પાંચ માસનો હતો. પછીથી તે અઢી માસનો લોકલ બોર્ડે રાખ્યો હતો. તે ટુકડીઓ સામાન્ય રીતે ૫૦ શિક્ષકોની આવતી હતી. તેમાં શિક્ષિકાઓ પણ આવતી હતી. તે પ્રમાણે ત્રણ ટુકડીઓ આવી ગયા પછી પોતાના વહીવટને લગતાં કારણોને લઈને લોકલ બોર્ડે ૧૯૪૦ના જૂનમાં મોકલેલા શિક્ષકોને એમની નોકરી ઉપર એક માસ પછી પાછા બોલાવી લીધા હતા. તે કામ ત્યારથી બંધ હતું. તે ફરી ૧૯૪૭ના જુલાઈથી અમદાવાદ મ્યુનિસિપાલિટીના શિક્ષકો માટે શરૂ થયું છે.

પ્રૌઢ શિક્ષણમાં કામ કરવા ઇચ્છતા શિક્ષકો માટે શરૂઆતની થોડીક તાલીમ આપવા માટે સાત દિવસનો એક વર્ગ ૧૯૩૯ના મે માસમાં ચલાવવામાં આવ્યો હતો. તેમાં ૬૧ ભાઈઓ જોડાયા હતા. છાત્રાલયમાં બધા આખો વખત સાથે રહેતા હતા અને

આજુબાજુની પ્રૌઢશાળાઓમાં પ્રત્યક્ષ કામ જોવા જતા હતા. એ રીતે સાત દિવસમાં પણ પ્રાથમિક તૈયારી રૂપે સંગીન કામ થઈ શક્યું હતું.

આવા વર્ગો, વ્યાખ્યાનો વગેરેની સગવડ વિદ્યાપીઠનું શિક્ષણ-કામ ચાલુ હોય તો તેની ઉપ-પ્રવૃત્તિ તરીકે સહેલાઈથી થઈ શકે છે. મકાનો, રસોડું, સાધનો, વગેરે તૈયાર હોય એટલે શિક્ષકોની મદદથી એવાં કામ સહેજે ગોઠવી શકાય છે અને ચાલુ શિક્ષણકામની સાથે એવી મહત્ત્વની પ્રવૃત્તિ ઓછા ખર્ચે થઈ શકે છે.

૭

## સિદ્ધાન્તનિષ્ઠા

'વિદ્યાપીઠની પરીક્ષા તેનાં મકાનો ઉપરથી નથી થવાની; કે નથી થવાની વિદ્યાર્થીઓની સંખ્યાથી; નથી થવાની વિદ્યાર્થીઓના અંગ્રેજી જ્ઞાનથી. એની પરીક્ષા તેમના દેશપ્રેમથી, શીખેલા વિષયો ગુજરાતી મારફતે બીજાને આપવાની તેમની શક્તિથી, તેમના હિંદી જ્ઞાનથી, તેમના રેંટિયાશાસ્ત્રના જ્ઞાનથી, તેમના તથા શિક્ષકોના ચારિત્ર્યબળની વૃદ્ધિથી અને તેમના ગામડાં પ્રતિ વહનથી '

'જ્યાં સુધી વિદ્યાપીઠ સ્વરાજની લડતને મદદગાર છે, ત્યાં સુધી તે નભશે, સ્વરાજની લડતને મદદગાર નહિ હોય ત્યારે એનો નાશ થશે '

પૂ. ગાંધીજીએ વિદ્યાપીઠને માટે તેના આરંભકાળથી જ ઉપરથી કસોટી મૂકેલી છે. તે કસોટી એટલે સ્વરાજનો અને રાષ્ટ્રીય શિક્ષણનો કાર્યક્રમ. તેમાં નીચેની બાબતો મહત્ત્વની છે.—

૧. અસહકાર
૨. સ્વભાષાનું માધ્યમ
૩. રાષ્ટ્રભાષાનું જ્ઞાન

૪. ખાદીકામ અને ઉદ્યોગ-શિક્ષણ
૫. અસ્પૃશ્યતાનિવારણ
૬. કોમી એકતા

આ બધી બાબતો વિદ્યાપીઠનાં ધ્યેયો રૂપે જુદે જુદે સ્વરૂપે વિદ્યાપીઠના બંધારણમાં મૂળથી જ છે (જુઓ પરિશિષ્ટ ૧, બંધારણ અને ધ્યેયો). એટલું સાચું કે, તેમના પાલનની અંદર ભરતી ઓટ થતાં રહ્યાં છે, એમ કહી શકાય. તેથી જ્યારે અંતર્મુખ થઈ ને તેમના પાલનની કડકાઈ થઈ છે, ત્યારે કેટલાકે વિદ્યાપીઠ સાથેનો સંબંધ છોડ્યો છે. છતાં વિદ્યાપીઠે એ સિદ્ધાંતો પ્રત્યેની પોતાની નિષ્ઠા છોડ્યા વિના ઉત્તરોત્તર તેને દઢ કરવા પ્રયત્ન કર્યો છે અને તેથી જે ખમવું પડે તે ખમ્યું છે. વિદ્યાપીઠના ત્રીસ વરસના ઇતિહાસમાં વખતોવખત એવા પ્રસંગો આવેલા છે કે સિદ્ધાંતનિષ્ઠા દઢ કરવા જતાં તેણે કેટલીક શાળાઓ અને સેવકો ગુમાવ્યાં છે. એ વસ્તુ વિદ્યાપીઠની વિશેષતા છે. વિદ્યાપીઠે સંખ્યા કે અમુક વ્યક્તિને મહત્ત્વ આપવાને બદલે સિદ્ધાંતને મહત્ત્વ આપ્યું છે અને તેને વળગી રહી છે. ઉપરના એકેએક સિદ્ધાંતના પાલનની એવી કથની છે. સેવકોને અને શાળાઓને છૂટા થવાનાં કારણોમાં આમાંથી કોઈ ને કોઈ સિદ્ધાંતના પાલનની મુશ્કેલી રહેલી હતી.

### અસહકાર

સરકાર સાથે અસહકાર કરીને જ અધ્યાપકો અને શાળાઓ વિદ્યાપીઠમાં જોડાતાં; અને તે ધ્રુવપદ હતું. એટલે તેના પાલનની કડકાઈ કરવાપણું હતું નહિ. પણ જેઓ રાજકીય મંદીના કાળમાં એ તાપ ન જીરવી શક્યાં, તે પોતાની મેળે ખરી પડ્યાં અને તેમને કંઈ પ્રલોભન આપીને વિદ્યાપીઠે ટકાવી રાખવાનો પ્રયત્ન કર્યો નહિ. સામાન્ય કાળમાં સરકારથી સ્વતંત્ર રહીને કામ કરવામાં ઘણી મુશ્કેલીઓ હોય છે. તે મુશ્કેલીઓનું દર્શન થતાં કેટલાકે સામાન્ય ચીલે જવાનું પસંદ કર્યું અને કોઈ પણ સંજોગોમાં સ્વરાજ્યસિદ્ધિ થયા વિના સરકાર સાથે સહકાર ન કરવાનો આગ્રહ છોડી દીધો.

સરકારથી સ્વતંત્ર રહીને શાળા ચલાવવામાં રાષ્ટ્રીય કેળવણી ખાતર ભેખ લેવાપણું હતું, જે મોટા ભાગની શક્તિ બહારનું કામ હતું; એટલે ધીમે ધીમે ઘણી શાળાઓ સરકાર સાથે જોડાઈ ગઈ. ૧૯૨૧–૨૩ ના સમયની શાળાઓમાંથી અડધ ઉપરાંતની શાળાઓ એ રીતે ખરી પડી હતી.

### સ્વભાષાનું માધ્યમ

'શરૂથી આખર સુધીનું કેળવણીનું વાહન ગુજરાતી જ હોવું જોઈએ' એ મૂળ બંધારણની ૮મી કલમ છે. પણ શરૂઆતમાં ખાસ કરીને મહાવિદ્યાલયના શિક્ષણમાં તેનો અમલ થઈ શકતો નહોતો. તે માટે ધીમે ધીમે આગ્રહ વધારવામાં આવ્યો અને જેમને ગુજરાતીમાં કે હિંદીમાં વર્ગો લેવાની અશક્તિ લાગી તેઓ છૂટા થયા. એવા સેવકોની સંખ્યા ઝાઝી નહોતી. એ કારણે કોઈ શાળાને વિદ્યાપીઠ સાથેનો સંબંધ છોડવો પડ્યો નથી. પણ સરકારી શિક્ષણ સાથેની સરખામણીમાં અંગ્રેજીના ભાષાજ્ઞાનનો આગ્રહ ઓછો હોય અને તે કારણે પોતાના વિદ્યાર્થીઓ અંગ્રેજીમાં કાચા પડે, બીજી શાળામાં સહેજે ગોઠવાઈ ન શકે, એવાં કારણોએ સરકાર સાથે સંબંધ જોડવામાં ભાગ ભજવેલો ખરો.

બધાય વિદ્યાર્થીઓ માટે શરૂથી ગુજરાતી ફરજિયાત કરવામાં આવ્યું હતું અને પરપ્રાન્તીય વિદ્યાર્થીઓ માટે ગુજરાતીનો સરળ અભ્યાસક્રમ રાખવામાં આવતો હતો. ૧૯૨૮થી કોઈ પણ પરીક્ષામાં પ્રશ્નોના જવાબ ગુજરાતી કે હિન્દીમાં જ આપવા જોઈએ, એવો નિયમ કરવામાં આવ્યો હતો. જો કે ભાષાના વિષયમાં તે તે ભાષામાં લખવાની છૂટ હતી. આ આગ્રહ મૂળથી જ હતો પણ ૧૯૨૮માં તેને વધારે કડક કરવામાં આવ્યો હતો.

આ સિદ્ધાંતનો શરૂઆતથી અમલ કરવા માટે ગુજરાતીમાં પાઠ્યપુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કામ ઉપાડયું હતું અને ૧૯૨૨ના ઑક્ટોબરમાં ઠરાવ કર્યો હતો કે, 'નવા વરસમાં જલદીથી પાઠ્ય-પુસ્તકો તૈયાર કરાવવાં.' તે મુજબ કામની માત્રા થોડી વધી હતી. પણ તે વખત

માગે એવું કામ હતું. એટલે ધીમે ધીમે તેમાં પ્રગતિ થઈ અને પાઠ્ય-પુસ્તકો ગણી શકાય તેવાં લગભગ ૬૦ પુસ્તકો પ્રસિદ્ધ થઈ શક્યાં. ૧૯૩૦મા મહાવિદ્યાલય બંધ થયું ત્યારે બધાં મંદિરોમાં ગુજરાતી દ્વારા શિક્ષણ અપાતું હતું; અને જુદા જુદા વિષયોની પરિભાષા અનુભવથી જ ઘડાતી હતી. એ રીતે સ્વભાષા દ્વારા કામ કર્યાથી, અનુભવ તો એવો થયો હતો કે, વિદ્યાર્થીઓ અને શિક્ષકોને પછી બીજી રીતે શીખવું-શીખવવું ફાવતું નહોતું. સ્વભાષા દ્વારા ઉચ્ચ શિક્ષણ કેમ અપાય એની ભડક તો પ્રત્યક્ષ કામ કરી જોવાથી જ ભાગે છે. મહાવિદ્યાલયના શિક્ષણે એ સિદ્ધ કરી બતાવ્યું છે. માધ્યમના પ્રશ્ન પર આ પ્રયોગથી ઘણી સારી અસર થઈ છે.

## રાષ્ટ્રભાષા

રાષ્ટ્રીય શાળાઓમાં રાષ્ટ્રભાષા શીખવવાનો આગ્રહ વિદ્યાપીઠે પહેલેથી રાખેલો છે. વિદ્યાપીઠની સ્થાપના પછી તા. ૨૧–૧૧–૧૯૨૦ના એક જાહેર નિવેદનમાં મહાત્માએ જણાવ્યું હતું કે,

> હિંદુસ્તાની એ હિંદુસ્તાનની રાષ્ટ્રીય ભાષા છે અને એ રીતે તેને વિદ્યાપીઠમાં અવશ્ય સ્થાન મળશે જ.'

ત્યાર બાદ તા. ૧૨–૧–૧૯૨૧ને રોજ વિદ્યાપીઠની નિયામક સભાએ ઠરાવ કરેલો કેઃ—

> 'રાષ્ટ્રીય શિક્ષણમાં હિન્દુસ્તાનીના જ્ઞાનની ખામી અત્યંત જણાય છે, તે દૂર કરવાને સારુ વિદ્યાર્થીઓને હિન્દુસ્તાની જલદી શીખવવાનો પ્રયત્ન વિદ્યાપીઠને લગતી શાળાએ કરવો ઘટે છે, જેથી નવી શિક્ષણપદ્ધતિ દાખલ કરવામાં વિદ્યાપીઠને અનુકૂળતા મળે.'

આ ઉપરાંત તા. ૨૦–૨–૧૯૨૧ના રોજ ઠરાવ કરેલો કે:

> 'મહાવિદ્યાલયના દરેક મંદિરમાં ગુજરાતી અને હિન્દુસ્તાની ફરજિયાત રાખવું.'

આમ વિચાર્યા પછી, તે વખતની પરિસ્થિતિ જોઈને, ૧૯૨૩ના જુલાઈમાં એનો સુધારો કરવામાં આવ્યો હતો કે, "પ્રથમા અને સ્નાતક પરીક્ષામાં હિન્દુસ્તાની ફરજિયાત રાખવાને બદલે 'હિન્દી' અથવા 'ઉર્દૂ' રાખવું."

૧૯૨૮માં વિદ્યાપીઠની પુનર્ઘટનાની વિચારણા થઈ ત્યારે તેનાં ધ્યેયોમાં ૭મી કલમ નીચે મુજબ મૂકવામાં આવી હતી:—

'વિદ્યાપીઠમાં રાષ્ટ્રભાષા હિન્દી-હિન્દુસ્તાનીને આવશ્યક સ્થાન હશે.

નોંધ — હિન્દી-હિન્દુસ્તાની એ ભાષા કે જે ઉત્તરના સામાન્ય હિંદુ મુસલમાનઃબોલે છે અને દેવનાગરી અગર ફારસી લિપિમાં લખે છે.'

આ પ્રમાણે વચ્ચેનાં પાંચ વરસ બાદ કરતાં બન્ને લિપિવાળી હિન્દુસ્તાની રાષ્ટ્રભાષા શીખવવા માટે વિદ્યાપીઠે આગ્રહ રાખેલો છે. તેના પાલનની મુશ્કેલીને લીધે કોઈને છૂટા થવાની જરૂર પડી નથી. એમ રાષ્ટ્રીય શિક્ષણમાં હંમેશાં તેનું આવશ્યક સ્થાન મનાયું છે.

૧૯૩૬માં રાષ્ટ્રભાષાના પ્રચાર માટે વિદ્યાપીઠે ખાસ યોજના કરીને તેનાં પાઠ્ય-પુસ્તકો અને કોશ તૈયાર કરવાનું કામ ઉપાડ્યું હતું. તે મુજબ હિન્દુસ્તાની–ગુજરાતી શબ્દકોશ અને તેને લગતાં પુસ્તકો બહાર પાડવામાં આવ્યા છે અને તેનું આગળ કામ ચાલે છે.

૧૯૪૬ના જૂનથી ગુજરાતમાં રાષ્ટ્રભાષા હિન્દુસ્તાનીની પરીક્ષાઓ લેવાનું અને તેના પ્રચારનું કામ — જે પહેલાં ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર તરફથી વિદ્યાપીઠના સેવકોની મદદથી ચાલતું હતું — હવે વિદ્યાપીઠે પોતાના હસ્તક લીધું છે અને હાલ તે વિદ્યાપીઠની એક મહત્ત્વની પ્રવૃત્તિ ગણાય છે.

'રાષ્ટ્રીય મહાસભાના અસહકાર ઉપરના ઠરાવને માન આપવાને ખાતર અને એક વરસની અંદર સ્વરાજ્ય મેળવવાના પ્રયત્નમાં સહાય આપવાને ખાતર ગુજરાત વિદ્યાપીઠે માન્ય કરેલી બધી શાળાઓમાં વ્યવસ્થાપકો, અધ્યાપકો વગેરે વિદ્યાર્થીઓને કાંતવાનુ શિક્ષણ આપવું અને સ્વદેશીનો પ્રચાર પૂરા વેગથી થાય તે સારુ અને દેશમાં સૂતરની જબરદસ્ત તૂટી છે તેની પૂરણી કરવા સારુ જે જે વિદ્યાર્થીઓ તૈયાર થાય તેઓની પાસે સૂતર ઉત્પન્ન કરાવવું અને આમ કરતાં વખતનો ભોગ આપવો પડે તે ભોગ આપવા શિક્ષકોએ વિદ્યાર્થીઓને સમજપૂર્વક તૈયાર કરવા.'

આ ઠરાવને માન આપી કેટલાક વિદ્યાર્થીઓ પરીક્ષા માટે તૈયારી ન કરતાં સૂતર ઉત્પત્તિના કામમાં પડ્યા અને તેમને માટે 'સ્વરાજ આશ્રમ' સ્થાપવામાં આવ્યો. તથા શાળાઓમાં કાંતણકામ દાખલ કરવામાં આવ્યું. પણ તે વખતે ખાદીના પોષાક અને કાંતણકામ માટે બહુ આગ્રહ રાખવામાં નહોતો આવ્યો.

ત્યાર બાદ ૧૯૨૪મા શિક્ષણ પરિષદના ઠરાવ ઉપરથી નિયામક સભાએ ઠરાવ કર્યો હતો કે,

'મહાસમિતિનો કાંતણ વિષેનો ઠરાવ સાર્વજનિક હિતની દૃષ્ટિએ યોગ્ય હોવાથી તેનો અમલ અતિશય વ્યાપક રીતે થવો જોઈએ.'

આ ભલામણનો અમલ કેવો થાય છે તે જોઈને મહામાત્રે ત્રણ માસ પછી નિવેદન કર્યું હતું કે,

'કાંતણ વિષે સમસ્ત પ્રજાની જેવી રીતની જાગૃતિ છે, તેના કરતાં રાષ્ટ્રીય શાળાઓની જાગૃતિ ઓછી તો નથી જ. છેલ્લા માસમાં ૧૨૫ થી વધી ૪૨૫ કાંતનારા થયા એ આખા ગુજરાતની પ્રગતિના પ્રમાણમાં જ છે.'

૧૯૨૪ની આખરે બેલગામમાં મહાસભાની બેઠક મળી તેણે રાષ્ટ્રીય શાળાની જે વ્યાખ્યા કરી (જુઓ પરિશિષ્ટ), તેમાં રાષ્ટ્રીય શાળા માટે સ્વભાષાનુ માધ્યમ, કોમી એકતા, અને અસ્પૃશ્યતા-

નિવારણ ઉપરાંત ખાદીનો પોષાક અને કાંતણકામ આવશ્યક ગણુવામાં આવ્યાં. તે ઠરાવ વિદ્યાપીઠની નિયામક સભાએ સ્વીકાર્યો અને જે સંસ્થા તે વ્યાખ્યાને અનુસરી કામ ન કરતી હોય, તેને તેમ કરતી થઈ જવા એક વરસની મહેતલ આપી. દરમિયાન વિદ્યાપીઠ તપાસ સમિતિ નિમાઈ. તેણે તે બાબત વિચારી અને તે ઉપરથી ૧૯૨૬ના ઑક્ટોબરમા રાષ્ટ્રીય શાળાઓના શિક્ષકો અને વિદ્યાર્થીઓ માટે ખાદી અને કાંતણકામ આવશ્યક કરવામાં આવ્યાં, અને તેના અમલ માટે ૧૯૨૭ના મે સુધીની મુદત નાખી. જેઓ તે પ્રમાણે અમલ કરવા તૈયાર નહોતાં અગર ઠરાવેલી મુદતમાં અમલ ન કરી શક્યાં, તેઓ છૂટા થયાં. એ રીતે એ કારણે ૧૯૨૬–૨૭માં ૧૫ શાળાઓ અવમાન્ય થઈ હતી.

૧૯૨૮ માં વિદ્યાપીઠની પુનર્ઘટના થઈ ત્યારે ઉપરના ઠરાવોને ધ્યેયના રૂપમાં સ્પષ્ટ મૂકવામાં આવ્યા અને જણાવ્યું કે,

> 'વિદ્યાપીઠને અંગે કામ કરનારો શિક્ષકવર્ગ, સંચાલકો તથા માન્ય કરેલી સંસ્થાઓ વગેરે રેંટિયાની પ્રવૃત્તિમાં માનનારા અને અનિવાર્ય કારણ સિવાય નિયમિત રીતે કાંતનારા અને ખાદી પહેરનારા હોવા જોઈએ.'

નવા જેવી હતી, એટલે તેના આગ્રહથી ભલભલા માણસો ગભરાઈ ગયા હતા. વિદ્યાપીઠની સ્થાપના થયા પછી શ્રી. એંડ્રુઝે ગાંધીજીને પુછાવ્યુ હતુ કે, 'સર્વે રાષ્ટ્રીય મંદિરોમાં અંત્યજોને દાખલ કરવામાં આવશે કે નહિ ?' તેના જવાબમાં તા. ૩૧–૧૦–૧૯૨૦ની સભામાં નિયામક સભાએ સ્પષ્ટતા કરી હતી કે, 'વિદ્યાપીઠના બંધારણની પુરવણીમા આપેલા આતમા સિદ્ધાન્ત (કોઈ પણ વ્યક્તિનાં ધર્મ, જાતિ કે, મત એના શિક્ષણમાં બાધારૂપ ન ગણાય) નો અર્થ એવો છે કે, વિદ્યાપીઠે માન્ય કરેલું કોઈ પણ મંદિર કેવળ અંત્યજોનો બહિષ્કાર ન કરી શકે.'

આ ખુલાસો બહાર પડતાંની સાથે કેટલાક કહેવાતા સનાતનીઓ ચોંકી ઊઠ્યા. એક સ્થાનિક હાઈસ્કૂલે તરત જ વિદ્યાપીઠ સાથેનો સંબંધ બંધ કર્યો અને થોડી ઉગ્ર ચર્ચા ઊપડી. તા. ૨૧–૧૧–'૨૦ના રોજ બ્રાહ્મણોની મહાસભાએ વિદ્યાપીઠે કરેલા ઉપરની ઠરાવ પ્રત્યે પોતાનો અણગમો જાહેર કર્યો અને ભારતવર્ષની સર્વે સનાતન ધર્માનુયાયી બ્રાહ્મણાદિ પ્રજાને વિનંતી કરી કે, 'તેઓ પણ વિદ્યાપીઠના આ ઠરાવ સંબંધી યોગ્ય પગલાં ભરવા વિચાર કરે અને વિદ્યાપીઠ સાથે જોડાયેલી સંસ્થાઓ સાથે સહાનુભૂતિ ન રાખે.'

આ ઠરાવની નકલ મહામાત્ર ઉપર મોકલવામાં આવી હતી. તેનો જવાબ લખતાં મહામાત્રે જણાવ્યું હતું કે, 'શ્રીમદ્ શંકરાચાર્યજીએ તથા (બ્રાહ્મણોની) મહાસભાએ અંત્યજ વિરુદ્ધ ઠરાવ પસાર ન કરતાં તેમને પોતાનો ઉદાર આશ્રય આપવાનો ઠરાવ કર્યો હોત, તો ધર્મની વિશેષ સેવા થાત.'

આમ સિદ્ધાન્તની દૃષ્ટિએ સ્પષ્ટતા તો થઈ; અને રાષ્ટ્રીય શાળાઓમાં ઠરાવના શબ્દનું પાલન થવા માંડ્યું. પણ અંત્યજો શાળાઓમાં છૂટથી દાખલ થઈ શકતા હતા એમ હતું નહિ. સામાજિક અગવડોને લીધે કેટલીક શાળાઓ અંત્યજોને દાખલ કરવાનો પ્રત્યક્ષ પ્રસંગ ઊભો ન થાય એવી પેરવી કરતી હતી.

જ્યારે એવો પ્રત્યક્ષ પ્રસંગ બનતો અને અંત્યજ વિદ્યાર્થીને દાખલ થવામાં મુશ્કેલી નડતી, ત્યારે વિદ્યાપીઠ એ બાબતમાં પગલાં લેતી હતી. ૧૯૨૩માં નડિયાદની એક શાળાને અંગે એવો પ્રસંગ બનતાં નિયામક સભાએ ઠરાવ કર્યો હતો કે, તે શાળામાં 'અંત્યજ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં નડતી મુશ્કેલી દૂર કરવામાં ન આવે, તો એ શાળાને અમાન્ય કરવી.'

આ બાબત ૧૯૨૪માં રાષ્ટ્રીય શિક્ષણ પરિષદે ઠરાવ કર્યો હતો કે, 'રાષ્ટ્રીય શાળાઓમાં છોકરા, છોકરીઓ એવાં દાખલ કરવાં કે જેનાં માબાપો, જો હિન્દુ હોય તો જાતીય અસ્પૃશ્યતાને પાપ માનતાં હોય ને તેઓને અંત્યજનાં બાળકો પોતાનાં બાળકોની સાથે બેસે ને ભણે તેનો બાધ ન હોય.' આ ઠરાવ પછી કેટલીક શાળાઓમાં ખળભળાટ થયો હતો અને તે પછીના એક વરસમાં તે કારણે ૬ શાળાઓ છૂટી થઈ હતી.

૧૯૨૪ની આખરે બેલગામ મહાસભાએ રાષ્ટ્રીય શાળાની વ્યાખ્યા કરી આપી તેમાં પણ જણાવવામાં આવ્યું હતું કે, 'એવી કોઈ પણ સંસ્થાને મહાસભા રાષ્ટ્રીય ગણતી નથી કે . . . જેમાં હિંદુ મુસલમાન ઐક્ય, અસ્પૃશ્યોની કેળવણી અને અસ્પૃશ્યતા-નિવારણને સક્રિય ઉત્તેજન મળતું ન હોય.'

આ વ્યાખ્યા સ્વીકારીને વિદ્યાપીઠે તે મુજબ અમલ કરવાનો ૧૯૨૫ના ફેબ્રુઆરીમા ઠરાવ કર્યો હતો. તે સંબધમાં ૭ માસ પછી શાળાઓની સ્થિતિ કેવી હતી તે બાબત ૧૯૨૫ના સપ્ટેમ્બરમાં મહામાત્રે નિવેદન કર્યું હતું કે :–

૧૬ શાળાઓને અંત્યજોને દાખલ કરવામાં અડચણ નથી.
૪ શાળાઓના શિક્ષકો અંત્યજો સાથે શાળાની બહાર ભળે છે, પણ શાળામાં દાખલ કરી શકતા નથી.
૩ શાળાઓ અંત્યજોને દાખલ કરવાનો પ્રયત્ન કરવાથી બંધ થઈ.

૨ શાળાઓ અંત્યજોને દાખલ કરવામાં ફાવી નહિ, એટલે એ પ્રયત્ન છોડી દઈ ને પોતાનુ અસ્તિત્વ ચાલુ રાખ્યુ.
૭ શાળાઓ અત્યજોને દાખલ કરવા અશક્ત છે.
૫ શાળાઓના વિભાગમા અલગ અંત્યજ શાળાઓ છે, એટલે તેમને માટે આ પ્રશ્ન નથી.
૩ શાળાઓએ આ પ્રશ્ન ઉપાડ્યો નથી.
૪ શાળાઓએ જવાબ આપ્યો નથી.

કુલ ૪૪

આ પ્રમાણે તે વખતે ૪૪ શાળાઓની સ્થિતિ હતી. આની બાબતો ઉપર વિચાર કરવા ૧૯૨૫ની આખરે વિદ્યાપીઠ-તપાસ-સમિતિ નિમાઈ હતી; તેણે ભલામણ કરી હતી કે,

'અમે જાણીએ છીએ કે આ બાબતમાં હજી લોકમત જોઈએ તેવો કેળવાયો નથી. અમે સમજીએ છીએ કે આ બાબતમાં મોટાં શહેરોના કરતાં ગામડાંઓમા વધારે મુશ્કેલી છે. છતાં પણ રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓની આવી બાબતમાં અપ્રામાણિકતા લેશ પણ ચલાવી શકાય તેવી નથી. જે શાળા આવી અપ્રામાણિકતા આચરતી હોય તેને વિદ્યાપીઠ પહેલી તકે અવમાન્ય કરી દેવી જોઈએ. . . . અમે જાણીએ છીએ કે આ સંબંધમાં વિદ્યાપીઠ બરાબર ચોકસાઈ રાખશે તો કોઈ કોઈ મંદિરોને વિદ્યાપીઠથી છૂટાં પણ થવું પડશે. પણ આ તત્ત્વોનો આગ્રહ વિદ્યાપીઠ બરાબર સાચવી શકે એવી અમારી ભલામણ છે.'

આ ભલામણને નિયામક સભાએ સ્વીકારીને એવો ઠરાવ કર્યો હતો કે

'અસ્પૃશ્યતાની બાબતમાં વિદ્યાપીઠની માન્ય શાળાઓમાં જે કાંઈ અપ્રામાણિકતા ચાલતી હોય તે દૂર કરવાને માટે તાકીદે યોગ્ય પગલાં લેવાં.'

આ મુજબ જે શાળાઓ અંત્યજોને દાખલ કરવા તૈયાર નહોતી તેમને અવમાન્ય કરવામાં આવી હતી.

૧૯૨૮માં વિદ્યાપીઠનાં ધ્યેયો નવેસર નક્કી કરવામાં આવ્યાં ત્યારે તેમાં ૪થી કલમ એવી મૂકવામાં આવી હતી કે,

> 'વિદ્યાપીઠ તરફથી ચાલતી તથા તેણે માન્ય કરેલી સંસ્થાઓના સંચાલકો અને શિક્ષકો અસ્પૃશ્યતાને કલંકરૂપ માનનારા અને તેનું નિવારણ કરવા પ્રયત્નશીલ હોવા જોઈએ, અને કોઈ પણ બાળક કે બાળાને અસ્પૃશ્ય હોવાને કારણે બહાર રાખવામાં કે તેને દાખલ કર્યાં પછી તેની તરફ નોખી વર્તણૂક રાખવામાં ન આવવી જોઈએ'

આ અને બીજાં ધ્યેયો સ્વીકારવાની અશક્તિને કારણે ૧૯૨૮માં ૮ શાળાઓએ વિદ્યાપીઠ સાથેનો સંબંધ છોડયો હતો. આ પ્રમાણે જ્યારે જ્યારે સ્વીકારેલા સિદ્ધાન્તોનો પ્રમાણિકપણે નિષ્ઠાપૂર્વક અમલ કરાવવાનો પ્રયત્ન થયેલો છે, ત્યારે ત્યારે વિદ્યાપીઠના દુર્બલ થતા શરીરને વિશેષ ખમવું પડયું છે. પણ વિદ્યાપીઠની તપાસ સમિતિના શબ્દોમાં કહીએ તો,

> 'શરીર દુર્બળ હોવા છતાં એ તેજસ્વી સંસ્થાનાં પ્રાણ અને ઓજસ માટે ગુજરાત અભિમાન લઈ શકે તેમ છે. . . . દેશના સર્વતોમુખી સ્વાતંત્ર્યનો આ નાનો જેવો અખતરો ગમે તેવો ક્ષીણદેહ જણાય, પરંતુ એ વિચારમાં જ તેની ખરી કિંમત છે.'

પ્રજાના સર્વતોમુખી સ્વાતંત્ર્યના કામમાં વિદ્યાપીઠે નિષ્ઠાપૂર્વક કેટલો ફાળો આપ્યો છે તે ઉપરની હકીકત ઉપરથી જાણી શકાય છે.

### કોમી એકતા

૧૯૨૦ના અસહકારમાં કોમી એકતા ઓતપ્રોત થયેલી હતી, એટલે વિદ્યાપીઠમાં શરૂઆતથી જ કોમી ભેદભાવ હતો નહિ. ધર્મ કે જાતિને કારણે કોઈ વિદ્યાપીઠમાં દાખલ ન થઈ શકે એવું ન બનવું જોઈએ, એ વિદ્યાપીઠના બંધારણમાં હતું. તેમ જ શરૂઆતમાં સ્થાપના વખતે મહામાત્રે તે અંગે કેટલીક જાહેર સ્પષ્ટતા કરી હતી કે:

'વિદ્યાપીઠ તરફથી હું ખાતરી આપવા ઇચ્છું છું કે, આ વિદ્યાપીઠ મુખ્યત્વે કરીને ગુજરાતીઓ માટે છે. પછી તે ગુજરાતી હિંદુ હોય, જૈન હોય કે મુસલમાન હોય, પારસી હોય કે ખ્રિસ્તી હોય. મુસલમાન અને પારસી ભાઈઓને હું ખાતરી કરાવવા ઇચ્છું છું કે, આ વિદ્યાપીઠ સંસ્કૃતમય ગુજરાતીનો ઉત્કર્ષ કરવા માટે નથી, પણ જે સારામાં સારી રીતે ગુજરાતી ભાષાનો ઉત્કર્ષ થઈ શકે તે રીતે ગુજરાતીનો ઉત્કર્ષ કરવા માટે છે. . . . કેવળ સંસ્કૃતમય ગુજરાતી માટે જ ફારસીનો બહિષ્કાર કરવામાં આવે એવું નહિ બને. . . . મુસલમાનભાઈઓને એ પણ કહેવા ઇચ્છું છું કે, ખિલાફતના નિવેડા માટે જે શ્રદ્ધાથી તમે મહાત્મા ગાંધીજીની આગેવાની સ્વીકારી છે તેટલી જ શ્રદ્ધાથી માનજો કે આ વિદ્યાપીઠમાં પણ મુસલમાનોનું હિત જાળવવા અમારાથી બનશે તેટલો પ્રયત્ન થશે જ.'

આ જ પ્રમાણે સર્વધર્મસમભાવનો સિદ્ધાન્ત વિદ્યાપીઠે પ્રથમથી સ્વીકારેલો હતો. એટલે કોમી ભેદભાવનો પ્રશ્ન વિદ્યાપીઠને નડયો નથી. તેનો અમલ કરાવવામાં, ખાદીકામ દાખલ કરાવવામાં કે અસ્પૃશ્યતાનિવારણનો અમલ કરાવવામાં જેવી મુશ્કેલીઓ નડી, તેવો અનુભવ કદી થયો નથી. અંત્યજોને શાળામાં દાખલ કરવા માટે ગામલોકો વાંધો લે, પણ મુસલમાનોને માટે તેવો સવાલ થયો નથી. એટલે જ્યાં મુસલમાન વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય શાળામાં ભણવા તૈયાર હોય ત્યાં તેઓ છૂટથી ભણી શકતા હતા અને વિદ્યાપીઠમાં રાષ્ટ્રીય દૃષ્ટિ સ્વીકારનારા મુસ્લિમ અધ્યાપકોને રાખવામાં આવતા હતા. પણ રાષ્ટ્રીય શાળાઓમાં સંખ્યાની દૃષ્ટિએ મુસ્લિમ વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી જ રહી છે. જે થોડા ઘણાને રાષ્ટ્રીય શિક્ષણ મળ્યું છે તેમને રાષ્ટ્રીય શાળામાં ભણવામાં કોમી દૃષ્ટિએ કંઈ મુશ્કેલી નડી નથી અને બહાર જઈને પણ તેમાંના ઘણાખરા કોમી વાતાવરણમાં પણ રાષ્ટ્રીય રહી શક્યા છે.

૮

# કેળવણીમાં ફાળો

વિદ્યાપીઠે અમુક સિદ્ધાન્તોને અપનાવી લીધા અને તેને માટે ભેખ ધરી. તે ઉપરાંત કેળવણીના ક્ષેત્રમા પણ તેણે ઘણુ નવુ કરી બતાવ્યુ છે. કેળવણીની પદ્ધતિ, પાઠ્ય-પુસ્તકોની તૈયારી, અભ્યાસક્રમો પદ્ધતિ બાબત તેણે કેટલાય નવા ચીલા પાડ્યા છે, વણીની પુનર્ઘટનાના કામમાં ઉપયોગી નીવડશે. ા શાળામા જ આપમેળે કેટલાક સુધારાઓ ચાલુ મલ થયા છે, અને મુબઈ યુનિવર્સિટીએ પોતાના કેટલાક સુધારા કર્યા છે, તેમાં લોકમત ઉપરાત વેદ્યાપીઠના પ્રયોગે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, એમ શાય નથી.

૧

જે કેટલાક સુધારા દાખલ થયા છે તેમા નીચેના

—

મેક અને ઉચ્ચ શિક્ષણમા સ્વભાષાને વિશેષ મહત્ત્વ

ાામેક શિક્ષણમા રાષ્ટ્રભાષાને સ્થાન મળ્યુ છે.

 ૮ .. ક્નની પરીક્ષા માટે અમુક વિષયો વૈકલ્પિક રાખવાનું નક્કી થયુ છે. અને કોઈ વિષયની પરીક્ષામા ૫૦ ટકા ગુણ મેળવનારને તે વિષયમાંથી મુક્તિ મળે છે

૪. છાત્રાલય એ વીશી કે નોજ મટીને કેળવણીની સસ્થા થાય એ રીતે તેને વિકસાવવાનો પ્રયત્ન થાય છે.

૫. શાળાઓમા પ્રાર્થના, સગીત, ઉત્સવો, પર્યટનો, હસ્તલિખિતો, ચર્ચાસભાઓ, વ્યાખ્યાનો, વિદ્યાર્થી-સ્વરાજ અને વિદ્યાર્થીભંડારો જેવી પ્રવૃત્તિઓને ઉત્તેજન અપાવા લાગ્યુ છે અને

# ૮

# કેળવણીમાં ફાળો

વિદ્યાપીઠે અમુક સિદ્ધાન્તોને અપનાવી લીધા અને તેને માટે ભેખ ધરી. તે ઉપરાંત કેળવણીના ક્ષેત્રમા પણ તેણે ઘણું નવું કરી બતાવ્યું છે. કેળવણીની પદ્ધતિ, પાઠ્ય-પુસ્તકોની તૈયારી, અભ્યાસક્રમો

પદ્ધતિ બાબત તેણે કેટલાય નવા ચીલા પાડ્યા છે, ળવણીની પુનર્ઘટનાના કામમાં ઉપયોગી નીવડશે. ના ગાળામાં જ આપમેળે કેટલાક સુધારાઓ ચાલુ ખલ થયા છે, અને મુબઈ યુનિવાસટીએ પોતાના કેટલાક સુધારા કર્યા છે, તેમાં લોકમત ઉપરાંત વિદ્યાપીઠના પ્રયોગે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, એમ શ્લાઘા નથી.

૧

। જે કેટલાક સુધારા દાખલ થયા છે તેમા નીચેના :—

યમિક અને ઉચ્ચ શિક્ષણમા સ્વભાષાને વિશેષ મહત્ત્વ

યમિક શિક્ષણમા રાષ્ટ્રભાષાને સ્થાન મળ્યુ છે.

.. ..ટ્રિકની પરીક્ષા માટે અમુક વિષયો વૈકલ્પિક રાખવાનું નક્કી થયું છે. અને કોઈ વિષયની પરીક્ષામાં ૫૦ ટકા ગુણ મેળવનારને તે વિષયમાંથી મુક્તિ મળે છે.

૪. છાત્રાલય એ વીશી કે લૉજ મટીને કેળવણીની સસ્થા થાય એ રીતે તેને વિકસાવવાનો પ્રયત્ન થાય છે.

૫. શાળાઓમાં પ્રાર્થના, સગીત, ઉત્સવો, પર્યટનો, હસ્તલિખિતો, ચર્ચાસભાઓ, વ્યાખ્યાનો, વિદ્યાર્થી-સ્વરાજ અને વિદ્યાર્થી ભંડારો જેવી પ્રવૃત્તિઓને ઉત્તેજન અપાવા લાગ્યુ છે અને

એ રીતે વર્ગશિક્ષણ ઉપરાંત વિદ્યાર્થીજીવનનાં બીજાં અંગો પર ધ્યાન અપાવા લાગ્યું છે. અને કેટલાંક કામ શિક્ષકોની દેખરેખ હેઠળ વિદ્યાર્થીમંડળો દ્વારા કરાવવાનું શરૂ થયું છે.

૬. શાળાઓમાં હરિજન વિદ્યાર્થીઓ બીજાની સાથે બેસીને ભણતા થયા છે.

૭. કોમી સંસ્થાઓ અને છાત્રાલયો સાર્વજનિક થવા માંડયાં છે અને પંક્તિભેદ જાળવવામાં આવતો નથી.

૮. વિદ્યાર્થીને શારીરિક શિક્ષા ન થવી જોઈએ એવું વાતાવરણ ઊભું થયું છે.

૯. કેળવણીમા ઉદ્યોગશિક્ષણનું મહત્ત્વ સ્વીકારાયું છે.

૧૦. અને સૌથી વિશેષ એ કે, વિદ્યા ને શિક્ષણ સ્વરાજ અને સ્વતંત્રતાની સેવા માટે છે; તેનાથી અલગ કે વેગળાં તે ન હોય એવું સમજાવા લાગ્યું છે.

૨

વિદ્યાપીઠે અભ્યાસક્રમો અને પરીક્ષાઓ અંગે કેટલાક નવા નિયમો કરેલા તેમાંથી નીચેના મહત્ત્વના છે:—

૧. મહાવિદ્યાલયમાં ભણ્યા ન હોય તે બહારથી પરીક્ષામાં બેસી શકે નહિ.

૨. ટ્રેનિંગ કોલેજનાં ૩ વરસ પૂરાં કર્યાં હોય તે મૅટ્રિકની પરીક્ષાના ખૂટતા વિષયો પૂરતી પરીક્ષા આપીને મહાવિદ્યાલયમાં દાખલ થઈ શકે.

૩. મહાવિદ્યાલયમાં એક વરસ ભણ્યા પછી શાળામાં શિક્ષક તરીકે કામ કરનાર મહાવિદ્યાલયમાં હાજરી ભર્યા સિવાય પરીક્ષામાં બેસી શકે.

૪. બીજી યુનિવર્સિટીના પદવીધારી આ વિદ્યાપીઠની પદવી લેવા માગે તો આ વિદ્યાપીઠમાં એક વરસ ભણવું જોઈએ.

૫. દરેક મંદિરમાં ગુજરાતી અને હિન્દુસ્તાની ફરજિયાત હોય.

૬ અંગ્રેજીને બંગાળી, મરાઠી, હિન્દી કે ફ્રેન્ચની પેઠે એક અર્વાચીન ભાષા તરીકે શીખવવામાં આવે.

૭. મહાવિદ્યાલયમા એક વરસ સામાન્ય હોય અને પછીના ત્રણ વરસમા વિશિષ્ટ વિષયનો અભ્યાસ થાય

૮. પ્રથમા અને સ્નાતક પરીક્ષા વર્ષમાં બે વાર લેવી.

૯. સ્નાતક પરીક્ષામાં વિભાગીય ધોરણ રાખવુ, એટલે કે વિદ્યાર્થી છ છ માસે ગમે તે પ્રશ્નપત્રની છૂટક છૂટક પરીક્ષા આપી શકે

૧૦ ચિત્રકળા અને સ ગીત જેવા વિષયોમા પણ વિશારદની પદવી આપવી

૧૧. પારગત પદવી રચેલા અમુક અભ્યાસક્રમ ઉપર નહિ પણ સંશોધન કરીને સ્વભાષામા લખેલા નિબ ધ ઉપર આપવી.

૧૨. દરેક મ દિરમા ઔદ્યોગિક કેળવણી અને શારીરિક મહેનત ફરજિયાત હોય અને ઓદ્યોગિક શિક્ષણને અક્ષરજ્ઞાનના જેટલું જ મહત્ત્વ આપવુ

૧૩. વિદ્યાર્થીઓને ફીમાની માફી ન આપવી પણ લાયક વિદ્યાર્થીઓને ફીની રકમની લોન આપવી અગર તેઓ જાત મજૂરી કરીને ફી ભરી શકે એવી સગવડ કરી આપવી.

૫ ગ્રામવાસીઓની કેળવણીને મહત્ત્વ અપાવું જોઈએ.

૬. કેળવણી પ્રજાના પ્રત્યક્ષ જીવનને અનુરૂપ હોવી જોઈએ.

૭. મરાઠી, બંગાળી, હિન્દી અગર જર્મન કે ફ્રેન્ચ ભાષાની પેઠે અંગ્રેજીને એક અર્વાચીન ભાષા તરીકે શીખવવી જોઈએ.

૮. અંગ્રેજી શીખ્યા વગર પણ વિદ્યાર્થી સ્નાતક કે પારંગત થઈ શકે એમ હોવું જોઈએ.

૯. પરભાષાનું શિક્ષણ પરભાષા સમજીને તેની ઉત્તમ કૃતિઓને પોતાની ભાષામાં ઉતારવાની દૃષ્ટિથી અપાવું જોઈએ, નહિ કે તેના પંડિત કે લેખક થવાની દૃષ્ટિથી.

૧૦. કોઈ સંજોગોમાં સ્વભાષા કે રાષ્ટ્રભાષા કરતાં પરભાષાનું મહત્ત્વ વધારે નહિ અંકાવું જોઈએ. પણ વિદ્યા તો જ્યાંથી મળે ત્યાંથી લેવી જોઈએ અને પોતાની ભાષામાં ઉતારવી જોઈએ.

૧૧. છાત્રાલય-જીવનનો કેળવણીની દૃષ્ટિએ વિકાસ કરવો જોઈએ.

૧૨. વિદ્યાર્થીઓના વાલીઓની સાથે શાળાઓએ સંસર્ગ સાધવો જોઈએ.

૧૩. શાળામાં કોઈ એક ધર્મનું સાંપ્રદાયિક શિક્ષણ નહિ આપવું, પરંતુ સર્વધર્મસમભાવની દૃષ્ટિએ બધા ધર્મોનાં ઉત્તમ તત્ત્વોનું શિક્ષણ આપવું.

૧૪. શાળાઓમાંથી શારીરિક શિક્ષા નાબૂદ થવી જોઈએ.

૧૫. નાત, જાત કે ધર્મના ભેદ વગર સૌને કેળવણી આપવી જોઈએ.

૪

સ્ત્રી-શિક્ષણ અને ધાર્મિક શિક્ષણ બાબતમાં વિદ્યાપીઠે જે ધોરણ નક્કી કરેલું તે પણ અહીં જોઈએ.

રાષ્ટ્રીય શિક્ષણની દૃષ્ટિથી સ્ત્રી-શિક્ષણની નીતિના મુખ્ય સિદ્ધાન્તો નક્કી કરવા માટે ૧૯૨૧ના માર્ચ માસમાં એક સમિતિ

નીમવામાં આવી હતી. તેણે નીચેના પંદર સિદ્ધાન્તો સ્ત્રી-શિક્ષણ માટે રજૂ કર્યો હતા, જે નિમાયક સભાએ સ્વીકાર્યા હતા:—

૧. સ્ત્રી શિક્ષણ પુરુષ-શિક્ષણથી ભિન્ન પ્રકારનું હોવુ જોઈએ. માત્ર કેટલાક વિષયો એક હોઈ શકે; આ વિષય પૂરતું શિક્ષણ સગવડ ખાતર છોકરા છોકરીઓને સાથે અપાય તો હરકત નહિ

૨. છોકરીઓ કરતાં છોકરાઓનો વિકાસ વહેલો થતો હોવાથી છોકરીઓનુ શિક્ષણ થોડું વહેલું શરૂ કરવું.

૩. માતૃપદ ધારણ કરે એટલે વ્યવસ્થિત અભ્યાસ બંધ થવો જોઈએ.

૪. સ્ત્રી શિક્ષણમા ઋતુપ્રાપ્તિ સમયે એક સ્વાભાવિક ખંડ પડે છે અને લગભગ તે જ વયે કન્યાઓના મોટા ભાગનું શિક્ષણ બંધ થાય છે. માટે તે ધ્યાનમાં લઈ અભ્યાસક્રમના વિભાગ કરવા જોઈએ.

૫. સ્ત્રી એ પુરુષવર્ગની આશ્રિત અને ઉપભોગ્ય વસ્તુ છે એવા હલકા પ્રકારના પ્રચલિત ખ્યાલને સ્ત્રીશિક્ષણની યોજનામાં સ્થાન હોવુ ન જોઈએ.

૬. કુટુંબસેવા અને અમર્યાદ આપભોગ એ જ પરમ સ્ત્રી ધર્મ છે એ આપણી ધાર્મિક માન્યતાને પોષણ મળે એવુ શિક્ષણ યોજવું જોઈએ.

૭. સ્ત્રી ગૃહિણી ઉપરાત પુરુષના જેટલી જ નાગરિક છે. એટલે સમાજોન્નતિ અને સ્વરાજપ્રાપ્ત વગેરે રાષ્ટ્રીય સેવાના કાર્યમાં પોતાનો સંપૂર્ણ ફાળો આપી શકે તેવુ સ્ત્રી-શિક્ષણ યોજવુ જોઈએ. ગૃહધર્મ અને ખાસ કરીને અર્વાચીન રાષ્ટ્રધર્મને અનુસરી સૂત્રકલાનુ શિક્ષણ આવશ્યક હોવુ જોઈએ. સમાજ અને રાષ્ટ્ર પ્રતિ ધર્મ બજાવતા 'કુટુંબની આદર્શ સેવા એ ઉત્તમ સમાજ-સેવા છે' એ ખ્યાલ દૂર થવો ન જોઈએ.

૮. ધાર્મિક અને સામાજિક ઉન્નતિની દૃષ્ટિએ અવિભક્ત કુટુંબ પદ્ધતિ વધારે ઉચ્ચ, સુધરેલી અને હિતકર છે, એ ખ્યાલ સ્ત્રી-શિક્ષણમાં અવશ્ય પોષવો જોઈએ.

૯. હાલની કૌટુંબિક, સામાજિક અને આર્થિક પરિસ્થિતિ ધ્યાનમાં લઈ કુટુંબવ્યવસ્થા, બાલઉછેર અને બાલશિક્ષણ, કૌટુંબિક અને સામાજિક આરોગ્ય, જૂના રીતરિવાજોનું રહસ્ય અને કુટુંબને સ્પર્શતા સામાજિક અને આર્થિક પ્રશ્નો, કાયદામાં સ્ત્રીનું સ્થાન વગેરેનું અવિસ્તર જ્ઞાન સ્ત્રીશિક્ષણમાં પ્રધાનપણે હોવું જોઈએ.

૧૦. સ્ત્રીને ગૃહમાં અત્યંત મહત્ત્વનાં કાર્ય કરવાનાં હોવાથી તેના ઉપર જીવનકલહમાં ઊતરવાનો અને દ્રવ્ય ઉપાર્જન કરવાનો બોજો જરાય ન જોઈએ. છતાં આપત્તિને પ્રસંગે તેની અથવા તેના કુટુંબની દશા કેવળ નિરાધાર અથવા પરાધીન થાય ને તેવે પ્રસંગે પોતાનું અથવા કુટુંબનું પોષણ આબરૂભેર કરી શકે તેવી શક્તિ તેનામાં આવે તેવી વ્યવસ્થા સ્ત્રીશિક્ષણમાં હોવી જોઈએ.

૧૧. સ્ત્રી રસ અને કલા દ્વારા ઉચ્ચ મનોવૃત્તિને પોષી શકે છે તે ધ્યાનમાં રાખી, કોઈ પણ એક કલાનું શિક્ષણ તેને અવશ્ય મળવું જોઈએ.

૧૨. બાલશિક્ષક તરીકે અને કુટુંબના કર્ણધાર તરીકે સ્ત્રીને ધાર્મિક શિક્ષણની વિશેષ આવશ્યકતા છે. તેથી તેને ધર્મનું ઊંડું જ્ઞાન થાય અને તેની ધાર્મિક વૃત્તિનું હરેક રીતે પોષણ થાય તેવું શિક્ષણ તેને મળવું જોઈએ.

૧૩. તેરથી અઢાર વર્ષ સુધીના સમયમાં સ્ત્રીની ઘણીખરી શક્તિનો વ્યય સ્ત્રીત્વના વિકાસમાં થતો હોવાથી તે સમયમાં તેનો અભ્યાસક્રમ તે સ્થિતિને અનુકૂળ અને હળવો જોઈએ.

૧૪. સ્ત્રીઓની હાલની અત્યંત નબળી થતી જતી શારીરિક સ્થિતિ ધ્યાનમાં લઈ તે સ્થિતિ સુધારવાના ઉપાય પોતે લઈ શકે તેવું આરોગ્યના નિયમોનું જ્ઞાન, તેમ જ જરૂર પડતો તેને અનુકૂળ શારીરિક વ્યાયામનો સમાવેશ સ્ત્રીશિક્ષણમાં ખાસ થવો જોઈએ.

૧૫. ઉપરના વિશિષ્ટ શિક્ષણ ઉપરાંત પુરુષની માફક પણ તેની ખાસ પરિસ્થિતિને અનુકૂળ બુદ્ધિની કેળવણી તેને મળવી જોઈએ.

આ સિદ્ધાન્તો મુજબ વિદ્યાપીઠ સ્વતંત્ર પ્રયોગ કરી શકી નહોતી. તે બાબતમાં આગ્રહ થતાં ૧૯૨૪માં શિક્ષણ પરિષદમાં શ્રી કુલપતિજીએ જણાવ્યું હતું કે:

'સ્ત્રીકેળવણીનો વિષય તમારા મારા કે આખા સમૂહના ગજાની ઉપરવટનો છે. એનો વિચાર કરવો એ તો દરિયો ઉલટાવવા જેવું છે. સ્ત્રી તો અર્ધાંગના છે, એ કેળવણી કોણ આપી શકે? થોડી સ્ત્રીઓ કર્વેના વિદ્યાપીઠની ગ્રેજ્યુએટો થાય તેમાં શું થયું? તેથી કેળવણી નથી થવાની. સ્ત્રી અર્ધાંગના છે એ સમજાય એમાં જ ખરી કેળવણી છે.

'આપણે તો એને માટે નિરાતે બેસવું જોઈએ, વિચારવું જોઈએ. અનેક જણ સાથે મસલત કરવી જોઈએ. જો વિદ્યાપીઠના કુલપતિ તરીકે મારે કાંઈક તો કરવું જ જોઈએ એમ હોય તો હું કહું છું કે, નથી આપણી પાસે સાધનો, નથી આપણી પાસે એટલી બહેનો. કુલપતિને કેટલીયે લાલસા રહેલી છે, પણ એ બિચારો શું કરે? થોડા રૂપિયા વેરીને અને થોડી કન્યાશાળાઓ ખોલીને સ્ત્રીકેળવણી નહિ થઈ શકે, તેથી હું ચૂપચાપ બેઠો છું. આપણી શાળાઓ અને વિદ્યાલયો બાળાઓને લેવાને તૈયાર જ છે.'

આ પ્રમાણે સાંપ્રદાયિકતાથી પર એવું ધર્મનું શિક્ષણ વિદ્યાપીઠમાં આપવામાં આવતું હતું. તેમાં સર્વધર્મસમભાવ, ચારિત્ર્યનું ઘડતર અને ધર્મ વિશે સામાન્ય જ્ઞાનની દૃષ્ટિ હતી. તે વિશે સ્પષ્ટતા કરતાં ગાંધીજીએ ૧૯૨૮માં લખ્યું હતું કે:—

'મારે મન ધર્મ એટલે સત્ય અને અહિંસા, અથવા કેવળ સત્ય કહો તોય બસ થાય. અહિંસા સત્યના પેટમાં જ સમાયેલી છે. તે વિના સત્યની ઝાંખી સરખીયે ન થાય. આવાં સત્ય અને અહિંસાનું જે પાલન થાય, તે રીતે જે કેળવણી અપાય, તે ધાર્મિક કેળવણી થઈ. અને આવી કેળવણી આપવાનો સારામાં સારો રસ્તો તો એ છે કે, શિક્ષકોમાત્ર સત્ય અને અહિંસાનું પાલન કરનારા હોય. વિદ્યાર્થીઓને તેમનો સત્સંગ એ વિદ્યાર્થીઓને ધાર્મિક કેળવણી. પછી ભલે તેઓ ગુજરાતી વર્ગમાં, સંસ્કૃતમાં, ગણિત વર્ગમાં, અંગ્રેજી વર્ગમાં કે ગમે તે બીજા વર્ગમાં બેઠા હોય.

'પણ આ કદાચ ધાર્મિક કેળવણીમાં સૂક્ષ્મ રૂપ ગણાય. ધાર્મિક કેળવણીને કંઈક નોખું અને તે જ નામનું સ્થાન હોઈ શકે. તેથી દરેક વિદ્યાર્થીને જે સંપ્રદાય પોતે માનતો હોય તે સંપ્રદાયનું બીજા સંપ્રદાયોનું અવિરોધી એવું જ્ઞાન મેળવવાનું ઉત્તેજન આપવું જોઈએ; અને એવો એક સમય દરેક વર્ગમાં રાખ્યો હોય કે જેમાં બધા સંપ્રદાયોનું ઉદાર અને નિષ્પક્ષપાત તેમ જ આદરભાવથી સામાન્ય જ્ઞાન અપાય. વિદ્યાપીઠમાં બધા વિદ્યાર્થીઓ અને અધ્યાપકો મળીને પ્રથમ ઈશ્વરનું ધ્યાન ધરે છે, અને પછી પોતપોતાના વર્ગમાં જાય છે. એથી વધારે આજે કદાચ કાંઈ શક્ય નથી. એ ઈશ્વરના ધ્યાનને વખતે થોડોક સમય પ્રત્યેક ધર્મને વિષે કંઈક જ્ઞાન અપાતું હોય તો હું તેને ધાર્મિક કેળવણીનું સ્થૂળ સ્વરૂપ ગણું.'

વિદ્યાપીઠમાં જુદા જુદા ધર્મોના મહાપુરુષોની જયંતીઓ ઊજવવામાં આવે છે. તે વખતે તે ધર્મના જાણકારનાં વ્યાખ્યાનો ગોઠવવામાં આવે છે અને જુદા જુદા ધર્મોના આદ્યપુરુષોના જીવનનો અભ્યાસ થાય છે.. ધાર્મિક કેળવણીનો પાયો -તો- શિક્ષકોનું જીવન અને સંસ્થાનું વાતાવરણ છે એ દેખીતું છે. વિદ્યાપીઠમાં તે જેટલે

અંશે રહ્યું છે તેટલે અંશે વિદ્યાર્થીઓની ધાર્મિક દૃષ્ટિ અને જીવન સમૃદ્ધ થયાં છે.

## ૯

## ઉપસંહાર

આ રીતે ૧૯૨૦ના અસહકારથી શરૂ કરીને લગભગ ત્રીસ વર્ષની વિદ્યાપીઠની કારકિર્દી છે. તે દરમિયાન વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને સેવકોમાંથી ઘણાખરાએ સ્વરાજ્યની લડતમાં વખતોવખત જ્વલંત ફાળો આપ્યો છે અને ગુજરાતના જાહેરજીવનના દરેક અંગમાં પોતાનું ખમીર બતાવ્યું છે. આજે ગુજરાતમાં પ્રજાસેવાના દરેક ક્ષેત્રમાં વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ પડેલા છે. ઉપરાંત વેપાર ઉદ્યોગનાં ક્ષેત્રોમાં પણ તેમણે નામના મેળવી છે. કેળવણીની દૃષ્ટિએ વિદ્યાપીઠે રાષ્ટ્રીય શિક્ષણની જ ઉપાસના કરી છે. અને તેમ કરતાં ભાવી કેળવણી માટે ઘણી જમીન સાફ કરીને નવા સિદ્ધાન્તોને કેળવણીના ક્ષેત્રમાં વહેતા મૂક્યા છે. આ સિદ્ધાન્તોનું પાલન વિદ્યાપીઠે કરી બતાવ્યું છે અને તે જ વિદ્યાપીઠનો ગુજરાતની પ્રજાને વારસો છે. વિદ્યાપીઠનો પ્રત્યક્ષ શિક્ષણનો પ્રયોગ પ્રજા-ઘડતરને માટે પ્રજાને ઉપયોગી હશે તે રૂપમાં ચાલુ રહેશે. તે માટે

'કદાચ સ્વરાજ મળશે ત્યારે પણ આવી કેટલીયે સંસ્થાઓ સરકારથી સ્વતંત્ર ચાલતી હશે. તે વખતે ફેર એટલો હશે કે, એ સંસ્થાઓને સરકારી સંસ્થાઓ જોડે હરીફાઈ કરવાની નહિ હોય, સરકારી સંસ્થાઓ વિરોધી નહિ મનાતી હોય, ત્યાજ્ય નહિ મનાતી હોય, છતાં તે વખતે પણ અનેક અખતરાઓ તો થયા જ કરતા હશે.'

આ પ્રમાણે 'સા વિદ્યા યા વિમુક્તયે' એ પોતાના ધ્યાન-મંત્રને વફાદાર રહીને, પ્રજાની સર્વાંગી મુક્તિ સાધવાના કાર્યમાં વિદ્યાપીઠે અત્યાર સુધીમાં યથાશક્તિ ફાળો આપ્યો છે અને ભવિષ્યમાં પણ આપશે. અને તે માટે, અંતમાં, પૂ. ગાંધીજીના જ શબ્દોમાં ગુજરાતની પ્રજાને કહેવું જોઈએ કે:

'વિદ્યાપીઠે ભૂતકાળમાં જે ફાળો આપ્યો છે તેથી એને પૈસા આપનારને પૂરું મળતર મળી ગયું છે. વિદ્યાપીઠે જેમ પૈસા આપનારને પૂરાં દામ આપ્યાં છે તેમ ભવિષ્યમાં પણ આપશે.'

પરિશિષ્ટ ૧

# ગૂજરાત વિદ્યાપીઠનું બંધારણ

(ક) સામાન્ય

ભાગ પહેલો

નામ

૧. આ સંસ્થાનું નામ ગૂજરાત વિદ્યાપીઠ (Gujarat University) રાખવામાં આવ્યું છે. પરંતુ આ બંધારણમાં એને ટૂંકામાં વિદ્યાપીઠ કહેવામાં આવશે.

વ્યાખ્યાઓ

૨. જ્યાં જ્યાં અન્વય ઉપરથી સ્પષ્ટ રીતે જુદો અર્થ નીકળતો ન હોય, ત્યાં ત્યાં આ બંધારણમાં સર્વત્ર નીચેના અર્થમાં શબ્દોની યોજના કરવામાં આવી છે:—

માન્ય (affiliated), અમાન્ય (non-affiliated) અવમાન્ય (disaffiliated)

(क) માન્ય એટલે વિદ્યાપીઠે સ્વીકારેલું, અમાન્ય એટલે ન સ્વીકારેલું; અને અવમાન્ય એટલે એકવાર સ્વીકારી પાછળથી સ્વીકાર રદ કર્યો હોય તેવું.

મંદિર (School or institution)

(ख) મંદિર એટલે વિદ્યાપીઠે માન્ય કરેલી કોઈ શાળા કે ઇતર જાતની સંસ્થા.

બાળમંદિર (Infant school)

(ग) બાળ-મંદિર એટલે છથી સાત વર્ષની અંદરનાં બાળકોને કેળવણી આપવાના ઇરાદાથી યોજાયેલું મંદિર.

કુમાર-મંદિર (Primary & Middle school)

(ઘ) કુમાર-મંદિર એટલે છથી સાત વર્ષનાં બાળકોથી આરંભીને આશરે છ વર્ષમાં જેટલી કેળવણી આપી શકાય તેટલી જ કેળવણી આપવાના ઇરાદાથી યોજાયેલું મંદિર.

વિનય-મંદિર (School for general culture, or high school and primary college)

(ચ) વિનય-મંદિર એટલે કુમાર મંદિરની કેળવણી લીધેલાં બાળકોને જીવનમાં એનો પ્રવેશ સારી રીતે થઈ શકે, એ માટે જેટલાં સામાન્ય જ્ઞાન અને સંસ્કાર એને પ્રાપ્ત થવાં જોઈએ તેટલી કેળવણી આપવાના ઇરાદાથી યોજાયેલું મંદિર.

મહાવિદ્યાલય (College)

(છ) મહાવિદ્યાલય એટલે વિદ્યાપીઠે સ્વીકારેલા કોઈ પણ વિષયોમાં વિદ્યાર્થીને નિષ્ણાત (Specialized) કરવાના ઇરાદાથી યોજાયેલું મંદિર.

છાત્રાલય (Hostel)

(જ) છાત્રાલય એટલે કોઈ મંદિરમાં અભ્યાસ કરવા માટે વિદ્યાર્થીઓને સાથે રાખવાના ઇરાદાથી સ્થપાયેલું અને વિદ્યાપીઠે માન્ય કરેલું ગૃહ.

ગૃહપતિ (Superintendent)

(ઝ) ગૃહપતિ એટલે છાત્રાલયનો વ્યવસ્થાપક.

વિનીત (Under-Graduate)

(ઞ) વિનીત એટલે વિનય-મંદિરની કેળવણી પૂર્ણ કરી, મહાવિદ્યાલયની કેળવણી લેવા યોગ્ય છે એવી જાતનું વિદ્યાપીઠ તરફથી પ્રમાણપત્ર મેળવનાર.

સ્નાતક (Graduate)

(ટ) સ્નાતક એટલે વિદ્યાપીઠ તરફથી કોઈ પદવી મેળવનાર.

કુલપતિ (Chancellor)

(ઠ) કુલપતિ એટલે વિદ્યાપીઠના પ્રમુખ.

કુલનાયક (Vice-chancellor)

(ડ) કુલનાયક એટલે વિદ્યાપીઠના ઉપપ્રમુખ.

મહામાત્ર (Registrar)

(ઢ) મહામાત્ર એટલે વિદ્યાપીઠનો મુખ્ય કારભારી કે મંત્રી.

નિયામક સભા (Senate)
નિયામક (Senator or Fellow)

(ણ) નિયામક સભા એટલે વિદ્યાપીઠની કોઈ પણ બાબત ઉપર વિચાર તથા નિર્ણય કરી તે પ્રમાણે અમલ કરવાની આજ્ઞા કરવાની સત્તા ધરાવનારું મંડળ; નિયામક એટલે કોઈ ખાસ અધિકાર ન ધરાવનાર નિયામક સભાનો સભ્ય.

કાર્યવાહક સભા (Syndicate)
કાર્યવાહક (Syndic)

(ત) કાર્યવાહક સભા એટલે વિદ્યાપીઠનો કારભાર ચલાવનારું મંડળ; અને કાર્યવાહક એટલે બીજો કોઈ ખાસ અધિકાર ન ધરાવનાર કાર્યવાહક સભાનો સભ્ય.

વિદ્યા (Faculty)

(થ) વિદ્યા એટલે કેળવણીના જે વિષયનું વિદ્યાપીઠે ખાસ ઠરાવેલું શાસ્ત્ર ઠરાવ્યું હોય તે.

વિદ્યાસમિતિ (Board of Faculty)
વેત્તા (Member of a Faculty)
વિદ્યાનિધિ (Dean.)

'વિદ્યાસમિતિ' એટલે કોઈ વિદ્યા માટેનો વિચાર કરવા નિમાયેલું મંડળ. 'વેત્તા' એટલે કોઈ વિદ્યા સમિતિનો સભ્ય. 'વિદ્યાનિધિ' એટલે કોઈ વિદ્યા-સમિતિનો પ્રમુખ.

ખુલાસો — સાધારણ રીતે વિદ્યાના વિષયનું નામ ઉપરના દરેક શબ્દની પૂર્વે દર્શાવવામાં આવશે. ઉદાહરણાર્થે : વણાટવિદ્યા, વણાટવિદ્યાસમિતિ, વણાટવેત્તા, વણાટવિદ્યાનિધિ.

નિધિપ (Trustee) — (द) "निधिप" જે શખ્સ કે સંસ્થાને નામે વિદ્યાપીઠની, અથવા વિદ્યાપીઠ માટે, કોઈ પણ જાતની સ્થાવર કે જંગમ મિલકત મૂકવામાં અથવા તેને સોંપવામાં અથવા તેના કબજામાં આવી હોય તે.

નિધિપમંડળ (Board of Trustees) કોષાધ્યક્ષ (Treasurer) — 'निधिपमंडळ' એટલે વિદ્યાપીઠે નીમેલા નિધિપોનું મંડળ; 'कोषाध्यक्ष' એટલે વિદ્યાપીઠે નીમેલો વિદ્યાપીઠની મિલકતનો રાખનાર અને સંભાળનાર.

સરકાર — (च) 'सरकार' એટલે ઇંગ્રેજ સરકાર તથા ઇંગ્રેજ સરકારના શાસનથી સ્થપાયેલી કોઈ પણ યુનિવર્સિટી.

હેતુઓ અને ઉદ્દેશો — ૨. આ વિદ્યાપીઠના હેતુઓ અને ઉદ્દેશો નીચે પ્રમાણે છે:

(क) આપણા દેશની સંસ્કૃતિને પોષનારી અને દેશની પરિસ્થિતિને અનુકૂળ, તેમ જ દેશની પ્રજાને ધાર્મિક, સ્વદેશપ્રેમી, સ્વાશ્રયી, ચારિત્રવાન અને બળવાન બનાવવાની તાલીમ આપવાને તથા એ હેતુ માટે અધ્યાપકો તૈયાર કરવાને સરકારથી સર્વ પ્રકારે સ્વતંત્ર રહીને ગુજરાતમાં તેમ જ ગુજરાત બહાર વસતા ગુજરાતી ભાષા બોલનારાઓમાં કેળવણી આપવાને મંદિરો સ્થાપવાં, સ્થપાવવાં અને નિભાવવાં.

(ख) કેળવણીના વિષયમાં નવીન દિશામાં નવીન માર્ગે પ્રયોગો કરવા અને કરાવવા.

(ग) મંદિરોનાં નિરીક્ષણ અને પરીક્ષણ કરવા.

(घ) યોગ્ય વિદ્યાર્થીઓને તથા વિદ્યાભ્યાસંગીઓને પદવીદાન દેવાં.

(ચ) વિદ્યાનો ઉત્કર્ષ કરનાર અથવા પ્રાણીમાત્રની આદર્શરૂપ સેવા બજાવનાર ચારિત્રવાન જનોને માનની પદવી આપવી (Conferment of honorary degrees).

(છ) અધ્યાપકો તથા નિરીક્ષકો નીમવા કે નોતરવા.

(જ) વિદ્યાના ઉત્કર્ષ માટે અપાયેલાં દાન સ્વીકારવાં તથા તેનો વહીવટ કરવો.

(ઝ) ઇનામો, ચાંદો તથા છાત્રવૃત્તિઓ આપવાં.

(ઞ) છાત્રાલયો, ગ્રન્થાલયો, પ્રયોગશાળાઓ, વેધશાળાઓ, સંગ્રહસ્થાનો ઇત્યાદિ સ્થાપવાં, સ્થપાવવાં અને નિભાવવાં.

(ટ) ખેડૂત, હુન્નરધંધાવાળા તથા બીજા શ્રમજીવી લોકો તથા સામાન્ય પ્રજાની ઉન્નતિ માટે વિદ્યાવિષયક ભાષણો અપાવવાં, તથા લેખો, પુસ્તકો ઇત્યાદિ પ્રસિદ્ધ કરવાં.

(ઠ) વિદ્યાર્થીઓ, અધ્યાપકો, ગૃહપતિઓ ઇત્યાદિના ઉપયોગ માટે તથા વિદ્યાપીઠના અન્ય હેતુઓ પાર પાડવા માટે પાઠ્યપુસ્તકો, નિબંધો, નિયતકાલિક પત્રો (periodicals) પ્રસિદ્ધ કરવાં.

(ડ) કેળવણીને અંગે જરૂરી માહિતીઓ અને આંકડાઓ ભેગાં કરવાં તથા પ્રસિદ્ધ કરવાં.

(ઢ) વિદ્યાપીઠના વિનીતો તથા સ્નાતકોને સેવાના તથા આજીવિકાના સન્માર્ગો શોધવામાં મદદ કરવી. અને

(ણ) સારાંશમાં પુરવણીમાં દર્શાવેલા સિદ્ધાન્તોને અનુસાર ગૂજરાત તથા ગૂજરાતી બોલનાર

વિદ્યાનો પ્રચાર, શોધખોળ, તથા ભારતીય સંસ્કૃતિનો વિકાસ થાય તેને માટે જે જે યોગ્ય લાગે તે ઉપાયો લેવા.

સત્તાનો આરોપ

૪. વિદ્યાપીઠની છેવટની સર્વ સત્તા નિયામક સભા વિષે છે, અને તે સત્તાની રૂએ સભા મિલકત ખરીદવાની, દાનથી લેવાની, ગીરો મૂકવાની, તેના સંબંધમાં તકરારો ઊઠતાં તેનો જેમ યોગ્ય લાગે તેમ ફડચો કરાવવાની આજ્ઞા કરી શકે છે; મંદિરોને માન્ય, અમાન્ય કે અવમાન્ય કરી શકે છે; વિદ્યાપીઠનું કાર્ય કરતી બીજી સભાઓએ કે મંડળોએ કરેલા ઠરાવો, નિકાલો, તથા શિક્ષા કે ક્ષમાના પત્રોમાં ફેરફાર કરી શકે છે; પોતાની સત્તાનો યોગ્ય લાગે તેવો ભાગ નિયામક સભાના કોઈ અધિકારીને કે મંડળને સોંપી શકે છે; તથા બીજાં સર્વ વહીવટને માટે જરૂરી કાર્યો કરી શકે છે.

નિયામક સભા (Senate)

૫. નિયામક સભાનું બંધારણ નીચે મુજબ થશે:

(૧) કુલપતિ (Chancellor),
(૨) કુલનાયક (Vice-chancellor),
(૩) મહામાત્ર (Registrar),
(૪) નિયામકો (Fellows),
(ક) અધિકારની રૂએ આવેલા,
(ખ) ચૂંટાયેલા, તથા
(ગ) કુલપતિએ નીમેલા.

ખુલાસો—સરકારી નોકરી કરનાર, અથવા જેને ૧૮ વર્ષ પૂરાં ન થયાં હોય તે, અથવા જેને નિયામક સભાએ આ બાબતમાં નાલાયક ઠરાવ્યો હોય તે, નિયામક સભાનો સભ્ય થઈ શકે નહીં.

વિદ્યાસમિતિ (Board of Faculties)

૬. નિયામક સભા નિયામકોની જુદી જુદી વિદ્યાના વેત્તાઓ તરીકે વહેંચણી કરી દેશે. એ સર્વે વેત્તાઓ પોતાના કાર્યમાં આ બાબતમાં ઘડેલા નિયમાનુસાર નિયામક સભાની બહારના જનોને પણ વેત્તા તરીકે મેળવી શકશે. એવી રીતે બનેલા મંડળને આ કાર્યમાં તે તે વિદ્યાની વિદ્યાસમિતિ ગણવામાં આવશે. દરેક વિદ્યાસમિતિ પોતપોતાના વિદ્યાનિધિને ચૂંટશે; પણ નિયામક સભાનો સભ્ય ન હોય એવો કોઈ વેત્તા વિદ્યાનિધિ થઈ શકશે નહિ.

નિધિપમંડળ (Board of Trustees)

૭. નિયામક સભા પોતામાંથી ઓછામાં ઓછા ત્રણ અને વધારેમાં વધારે સાત નિધિપો ચૂંટશે; વિદ્યાપીઠની સર્વ સ્થાવર મિલકત તથા તેને લગતા હકકો એ નિધિપોને નામે રહેશે. વિદ્યાપીઠની સર્વે જંગમ મિલકત, બેન્કનાં ખાતાં, સરકારી નોટ કે બીજાં મૂડીભાગનાં ખતપત્રો નિધિપો પૈકી કોઈ પણ બે અથવા ત્રણને નામે રાખવાની નિધિપો ગોઠવણ કરશે.

કોષાધ્યક્ષ (Treasurer)

૮. કુલપતિ, અથવા કુલનાયક, અથવા બન્ને, તથા મહામાત્ર અને નિધિપો મળીને એક કોષાધ્યક્ષ નીમશે. એ કોષાધ્યક્ષના કબજામાં વિદ્યાપીઠનાં સ્થાવર તથા જંગમ મિલકતનાં સર્વે ખતપત્રો, રોકડ નાણું, તથા સંભાળીને રાખવાની વસ્તુઓ રહેશે.

અન્વેષકો

૯. નિયામક સભા એક અથવા વધારે યોગ્ય પુરુષોને વિદ્યાપીઠના હિસાબો તપાસવાને અન્વેષકો નીમશે. અને હિસાબની ચોખવટ કરવા માટે તેમને યોગ્ય અધિકાર આપશે.

## સિદ્ધાન્તો

સિદ્ધાન્તો — વિદ્યાપીઠના સિદ્ધાન્તો નીચે મુજબ છે. એ સિદ્ધાન્તોને અનુસરીને જ વિદ્યાપીઠ પોતાનું કાર્ય કરે.

રાજ્યસત્તાનો અંકુશ — (૧) શિક્ષણ વિશે ધોરણ ઠરાવવામા, તેમ જ મદિરોની વ્યવસ્થામા વિદ્યાપીઠ સરકારથી સપૂર્ણ રીતે સ્વતત્ર રહે.

બે ઠેકાણે માન્યતા ન હોય — (૨) સરકાર સાથેનો પોતાનો સંબધ કાયમ રાખે અને વિદ્યાપીઠ સાથે પણ જોડાવા ઇચ્છે, તેવા કોઈ મદિરને વિદ્યાપીઠ માન્ય કરે નહિ. પરંતુ કોઈ સસ્થાના વિદ્યાર્થીઓને યોગ્ય શરતે પરીક્ષા માટે ખાનગી વિદ્યાર્થી તરીકે દાખલ કરવાને હરકત નથી.

વિવિધતા — (૩) વિદ્યાપીઠના દરેક મદિરમા શિક્ષણની એક જ પદ્ધતિ રખાવવાનો આગ્રહ ન હોય.

પરીક્ષાની મર્યાદા — (૪) પરીક્ષાની સગવડ માટે જ શિક્ષણક્રમમા ફેરફાર કરાવવો નહિ.

કેળવણીનું ધ્યેય — (૫) ધાર્મિક વૃત્તિને પોષવી એ કેળવણીનું

અપવાદઃ—ભાષાશિક્ષણ તે તે ભાષામાં આપવાને હરકત નથી.

શારીરિક શ્રમ

(૯) વિદ્યાપીઠના દરેક મંદિરમાં ઔદ્યોગિક કેળવણી અથવા શારીરિક મહેનત ફરજિયાત ગણવામાં આવે.

પ્રતિષ્ઠા-ક્રમ (Precedence or authority not to depend on salary)

(૧૦) વિદ્યાપીઠમાં કામ કરતા અધ્યાપકો વગેરે કામગારોની પ્રતિષ્ઠા કે કદર ઠરાવવામાં તેમના પગાર ઉપર ધ્યાન ન અપાય.

પ્રતિનિધિત્વ

(૧૧) વિદ્યાપીઠના દરેક મંદિરને વિદ્યાપીઠના કામમાં પોતાનો મત દર્શાવવાની યોગ્ય રીતે તક મળે.

લોકમત

(૧૨) વિદ્યાપીઠનાં કાર્યો વિષે વિદ્યાપીઠનાં મંદિરોમાં ભણતા વિદ્યાર્થીઓના વડીલોનો અભિપ્રાય જાણવાને યોગ્ય વ્યવસ્થા હોય.

ગુજરાત બહારના ગુજરાતીઓ

(૧૩) ગુજરાત બહાર જઈ વસેલા ગુજરાતીઓના હિત તરફ પણ વિદ્યાપીઠ યોગ્ય ધ્યાન આપે

ગુજરાતમાં બોલાતી અન્ય ભાષાઓ

(૧૪) ગુજરાતમાં રહેતા મરાઠી, હિન્દી, ઉર્દૂ વગેરે ભાષા બોલનારા વિદ્યાર્થીઓ માટે જો તે તે ભાષામાં કેળવણી આપવાની સંસ્થાઓ સ્થપાય, તો વિદ્યાપીઠ તેમને પણ માન્યતા અને આશ્રય આપી શકે; પણ તેવાં મંદિરોમાં ગુજરાતી ભાષા ફરજિયાત ભણાવવામાં આવે.

દાનસ્વીકાર

(૧૫) આ સિદ્ધાન્તોને બાધ આવે એવી કોઈ શરતે અથવા સ્થિતિમાં કોઈનાં દાન કે સેવા સ્વીકારે નહિ.

## સિદ્ધાન્તો

**સિદ્ધાન્તો** વિદ્યાપીઠના સિદ્ધાન્તો નીચે મુજબ છે. એ સિદ્ધાન્તોને અનુસરીને જ વિદ્યાપીઠ પોતાનું કાર્ય કરે.

**રાજ્યસત્તાનો અંકુશ** (૧) શિક્ષણ વિષે ધોરણ ઠરાવવામાં, તેમ જ મંદિરોની વ્યવસ્થામાં વિદ્યાપીઠ સરકારથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર રહે.

**બે ઠેકાણે માન્યતા ન હોય** (૨) સરકાર સાથેનો પોતાનો સંબંધ કાયમ રાખે અને વિદ્યાપીઠ સાથે પણ જોડાવા ઇચ્છે, તેવા કોઈ મંદિરને વિદ્યાપીઠ માન્ય કરે નહિ. પરંતુ કોઈ સંસ્થાના વિદ્યાર્થીઓને યોગ્ય શરતે પરીક્ષા માટે ખાનગી વિદ્યાર્થી તરીકે દાખલ કરવાને હરકત નથી.

**વિવિધતા** (૩) વિદ્યાપીઠના દરેક મંદિરમાં શિક્ષણની એક જ પદ્ધતિ રખાવવાનો આગ્રહ ન હોય.

**પરીક્ષાની મર્યાદા** (૪) પરીક્ષાની સગવડ માટે જ શિક્ષણક્રમમાં ફેરફાર કરાવવો નહિ.

**કેળવણીનું ધ્યેય** (૫) ધાર્મિક વૃત્તિને પોષવી એ કેળવણીનું ધ્યેય છે.

**જનહિત** (૬) સર્વ સામાન્ય જનતાને ઊંચે ચઢાવવી છે એ બધા શિક્ષણનું દૃષ્ટિબિન્દુ હોવું જોઈએ.

**અભેદ** (૭) કોઈ પણ વ્યક્તિનાં ધર્મ, જાતિ, કે મત, એના શિક્ષણમાં બાધારૂપ ન ગણાય.

**કેળવણીનું વાહન** (૮) શરૂથી આખર સુધી કેળવણીનું વાહન ગુજરાતી જ હોવું જોઈએ.

ખુલાસો—આ સિદ્ધાન્ત ૧૪મા સિદ્ધાન્તને બાધક ગણવામાં ન આવે.

અપવાદઃ—ભાષાશિક્ષણ તે તે ભાષામાં આપવાને હરકત નથી.

શારીરિક શ્રમ

(૯) વિદ્યાપીઠના દરેક મંદિરમાં ઔદ્યોગિક કેળવણી અથવા શારીરિક મહેનત ફરજિયાત ગણવામાં આવે.

પ્રતિષ્ઠા–ક્રમ (Precedence or authority not to depend on salary)

(૧૦) વિદ્યાપીઠમાં કામ કરતા અધ્યાપકો વગેરે કામગારોની પ્રતિષ્ઠા કે કદર ઠરાવવામાં તેમના પગાર ઉપર ધ્યાન ન અપાય.

પ્રતિનિધિત્વ

(૧૧) વિદ્યાપીઠના દરેક મંદિરને વિદ્યાપીઠના કામમાં પોતાનો મત દર્શાવવાની યોગ્ય રીતે તક મળે.

લોકમત

(૧૨) વિદ્યાપીઠનાં કાર્યો વિષે વિદ્યાપીઠનાં મંદિરોમાં ભણતા વિદ્યાર્થીઓના વડીલોનો અભિપ્રાય જાણવાને યોગ્ય વ્યવસ્થા હોય.

ગુજરાત બહારના ગુજરાતીઓ

(૧૩) ગુજરાત બહાર જઈ વસેલા ગુજરાતીઓના હિત તરફ પણ વિદ્યાપીઠ યોગ્ય ધ્યાન આપે.

ગુજરાતમાં બોલાતી અન્ય ભાષાઓ

(૧૪) ગુજરાતમાં રહેતા મરાઠી, હિન્દી, ઉર્દૂ વગેરે ભાષા બોલનારા વિદ્યાર્થીઓ માટે જે તે તે ભાષામાં કેળવણી આપવાની સંસ્થાઓ સ્થપાય, તો વિદ્યાપીઠ તેમને પણ માન્યતા અને આશ્રય આપી શકે; પણ તેવાં મંદિરોમાં ગુજરાતી ભાષા ફરજિયાત ભણાવવામાં આવે.

દાનસ્વીકાર

(૧૫) આ સિદ્ધાન્તોને બાધ આવે એવી કોઈ શરતે અથવા સ્થિતિમાં કોઈનાં દાન કે સેવા સ્વીકારે નહિ.

## (ખ) નિયામક સભાનું બંધારણ

(સં ૧૯૭૮ના આસો વદ ૯ને રોજ મંજૂર થયેલું)

नियामक सभा :— ૧. નિયામક સભા ચૂંટાયેલા ૫૦ સભ્યોની થશે અને કુલપતિ અને કુલનાયક હોદ્દાની રૂએ નિયામક સભાના સભાસદો ગણાશે. એટલે નિયામક સભાના સભ્યોની સંખ્યા વધુમાં વધુ ૫૨ હશે.

૨. નિયામક સભાના ૫૦ સભાસદોની ચૂંટણી નીચે જણાવ્યા મુજબનાં મતદારમંડળો નીચે જણાવેલી સંખ્યામાં કરશે:

| મતદાર મંડળનું નામ | ચૂંટવાના સભ્યોની સંખ્યા |
|---|---|
| (૧) નોંધાયેલ સ્નાતકોનું મતદાર મંડળ | ૧૩ |
| (૨) ગુજરાત પ્રાંતિક સમિતિ | ૧૦ |
| (૩) મહાવિદ્યાલય મતદાર મંડળ | ૧૦ |
| (૪) દાતા મતદાર મંડળ | ૫ |
| (૫) વિનય મંદિરોના મુખ્ય અધ્યાપકો અને નિરીક્ષકોનું મતદાર મંડળ | ૩ |
| (૬) પૂર્ણ અને અપૂર્ણ વિનય મંદિરોમાં શીખવતા પાંચથી વધુ વર્ષના અનુભવવાળા શિક્ષકોનું મતદાર મંડળ | ૨ |
| (૭) કુમાર મંદિરના શિક્ષકોનું મતદાર મંડળ | ૧ |
| (૮) વિશિષ્ટ મંદિરના શિક્ષકોનું મતદાર મંડળ | ૧ |
| (૯) ઉપરનાં નં. ૧ થી ૮ સુધીના મતદાર મંડળોએ ચૂંટેલા ૪૫ સભ્યોએ ચૂંટવાના | ૫ |

૩. કુલપતિ તેમ જ કુલનાયક ચૂંટાયેલા સભાસદો પૈકી અથવા બહારના હોઈ શકે. જો તે ચૂંટાયેલ સભ્યો પૈકીના ના હોય અને બહારના હોય તો હોદ્દાની રૂએ નિયામક સભાના સભાસદ ગણાશે. અને જો તે ચૂંટાયેલ પૈકીના હોય તો કુલપતિ અથવા કુલનાયક

તરીકેની તેમની નિમણુકથી જે મતદાર મંડળ તરફથી તે ચૂંટાયેલ હોય તે મતદાર મંડળોના ચૂંટાયેલ સભાસદોમાં જગ્યા ખાલી પડેલી ગણાશે નહિ.

૪. ઉપરના નિયમ બીજામાં જણાવેલ મતદાર મંડળો નીચે મુજબ રચવામાં આવશેઃ—

(૧) *નોંધાયેલ સ્નાતકોનું મતદાર મંડળ*— ગૂજરાત વિદ્યાપીઠનો તેમ જ બીજી કોઈ પણ વિદ્યાપીઠનો સ્નાતક જે આ વિદ્યાપીઠના ઉદ્દેશો સ્વીકારતો હોય અને કાર્ય વિષે સહાનુભૂતિ ધરાવતો હોય તેમ જ કોઈ પણ સરકારી વિદ્યાપીઠ સાથે પ્રત્યક્ષ સંબંધ ન રાખતો હોય તેણે કોઈ પણ વખતે વિદ્યાપીઠના મહામાત્રને પોતાનું નામ "નોંધાયેલ સ્નાતક મતદાર મંડળ" માં નોંધવાને અરજી કર્યેથી તેનું નામ આ મતદાર મંડળમાં નોંધવામાં આવશે; તે એવી શરતે કે, આ નોંધણી બાબત વખતોવખત નિયામક સભાએ જે ફી ઠરાવેલી હશે તે, તે સ્નાતક જ્યાં સુધી આપે ત્યાં સુધી જ તે મતદાર રહી શકશે.

(૨) *ગુજરાત પ્રાંતિક સમિતિ*:— રાષ્ટ્રીય મહાસભાના વખતોવખતના બંધારણ મુજબ ગુજરાતને માટે (બ્રિટિશ ગુજરાત–કાઠિયાવાડ તથા ગુજરાતમાં આવેલાં દેશી રાજ્યો અને કચ્છ) જે સમિતિ વખતોવખત હોય તે.

(૩) *મહાવિદ્યાલય મતદાર મંડળ*:— ગૂજરાત વિદ્યાપીઠે માન્ય રાખેલાં મહાવિદ્યાલયોના વખતોવખતના આચાર્યો અને અધ્યાપકોનું આ મતદાર મંડળ બનશે.

(૪) *દાતાર મતદાર મંડળ*:—

આ મતદાર મંડળમાં ચાર વિભાગ કરવામાં આવશેઃ—

(૧) વિદ્યાપીઠને એકીવખતે રૂ. ૧૦,૦૦૦) કે તેથી વધુ રકમ આપનારા દાતાઓનું મતદાર મંડળ; આ મંડળને એક સભાસદ ચૂંટવાનો હક રહેશે.

(૨) વિદ્યાપીઠને એકીવખતે રૂ ૧૦૦૦)થી ૧૦,૦૦૦) સુધી આપનારા દાતાઓનું મતદાર મંડળ; આ મંડળને એક સભાસદ ચૂંટવાનો હક રહેશે.

(૩) વિદ્યાપીઠને એકીવખતે રૂ. ૫૦૦, થી ૧૦૦૦) સુધી આપનારા દાતાઓનુ મતદાર મંડળ; આ મંડળને એક સભાસદ ચૂંટવાનો હક રહેશે.

(૪) વિદ્યાપીઠને વાર્ષિક રૂ. ૨૫)અથવા વધુ આપનારાઓનું મતદાર મંડળ. આ મતદાર મંડળમાં પ્રથમ નામ નોંધવાને માટે કંઈ પણ લવાજમ આપવું પડશે નહિ. પરંતુ વાર્ષિક લવાજમ નહિ આપવાથી આ મતદાર મંડળમાંથી નામ કાઢી નાખવામાં આવશે. ફરીથી નામ દાખલ કરાવવું હોય તો જે વર્ષમાં તે દાખલ કરવામા આવે તે વર્ષના વાર્ષિક લવાજમ ઉપરાંત, રૂ. ૫૦) નું નોંધણી માટે ખાસ-લવાજમ આપ્યેથી જ આ મતદાર મંડળમાં ફરીથી નામ નોંધી શકાશે. આ મંડળને બે સભાસદો ચૂંટવાનો હક છે.

૫ विनय मंदिरना मुख्य अध्यापको अने निरीक्षकोनुं मतदार मंडळ:— વિદ્યાપીઠે માન્ય રાખેલાં તમામ વિનયમંદિરોના મુખ્ય અધ્યાપકોનું તથા વિદ્યાપીઠના નિરીક્ષકોનું આ મતદાર મંડળ રચવામાં આવશે.

૬. पूर्ण अने अपूर्ण विनयमंदिरना शिक्षकोनुं मतदार मंडळ:— વિદ્યાપીઠે માન્ય રાખેલાં તમામ પૂર્ણ અને અપૂર્ણ વિનય મંદિરોના શિક્ષકો પૈકી જેમણે કોઈ પણ વિનય મંદિરમાં પાંચ વર્ષ સુધી શિક્ષણ આપવાનું કાર્ય કર્યું હોય તેવા શિક્ષકોનું મતદાર મંડળ રચવામાં આવશે. મતદાર મંડળમાં દાખલ કરેલા કોઈ પણ શિક્ષક કોઈ પણ માન્ય વિનય મંદિરમાં નહિ હોય તો તેમનું નામ મતદાર મંડળમાંથી કાઢી નાખવામાં આવશે.

૭. કુમાર મંદિરના શિક્ષકોનું મતદાર મંડળ :— વિદ્યાપીઠે માન્ય રાખેલાં તમામ કુમાર મંદિરોમાં વખતોવખત કામ કરતા શિક્ષકોનું મતદાર મંડળ રચવામાં આવશે. આ મતદારો ઓછામાં ઓછાં પાંચ વર્ષથી શિક્ષક તરીકે કામ કરનારા હોવા જોઈએ. આ મતદાર મંડળમાં નોંધેલ કોઈ પણ શિક્ષક કોઈ પણ માન્ય કુમારમંદિરમાં ન હોય તો તેમનું નામ મતદાર મંડળમાંથી કાઢી નાખવામાં આવશે.

૮. વિશિષ્ટ-મંદિરના શિક્ષકોનું મતદાર મંડળ :— વિદ્યાપીઠે માન્ય રાખેલાં મંદિરો પૈકી અમુક પ્રકારનાં અથવા અમુક મંદિરો વિશિષ્ટ મંદિરો તરીકે નિયામક સભા વખતોવખત ઠરાવે તે મંદિરોના વખતોવખતના તમામ શિક્ષકોનું એક મતદાર મંડળ રચવામાં આવશે.

નિયમ :— પાંચ વર્ષ સુધી શિક્ષક તરીકે કામ કરેલું ના હોય તેમનાથી નિયામક સભામાં સભ્ય તરીકે આવી શકાશે નહિ.

૫. નિયામક સભાના સભ્યને નિયામક કહેવામાં આવશે. દરેક નિયામક પોતાનો હોદ્દો નીચેના નિયમોને અનુસરી અને બાધ ન આવે તેવી રીતે ચાર વર્ષ સુધી ભોગવશે :

(૧) ગુજરાત પ્રાંતિક સમિતિની જ્યારે જ્યારે નવેસર ચૂંટણી થાય ત્યારે ત્યારે સમિતિ ૧૦ નિયામકો ચૂંટશે. એવી રીતે ૧૦ નિયામકો ચૂંટાયેથી પ્રાંતિક સમિતિએ પ્રથમ ચૂંટેલા જે ૧૦ નિયામકો હશે તે પોતાનો હોદ્દો છોડશે અને તેમની જગ્યાએ નવા ચૂંટાયેલ ૧૦ નિયામકો આવશે.

(૨) બાકીના ૪૦ નિયામકો વારાફરતી પોતાનો હોદ્દો છોડશે. પ્રથમનાં ત્રણ વર્ષ આ બંધારણની રૂએ પ્રથમ ચૂંટવામાં આવેલ નિયામક પૈકી કયા દશ નિયામકોએ હોદ્દો છોડવો, તે નિયામક સભાની બેઠકમાં ચિઠ્ઠીઓ નાખી નક્કી કરવામાં આવશે; અને ચોથે વર્ષે બાકીના દશ નિયામકો હોદ્દો છોડશે. જે મતદારમંડળ તરફથી ચૂંટેલા નિયામકો એ રીતે

હોદ્દો છોડશે, તે મતદાર મંડળો હોદ્દો છોડનાર નિયામકોની જગ્યાએ બીજા નિયામકો ચૂંટશે. એ રીતે નવા ચૂંટાઈ આવેલ નિયામકો ચાર વર્ષ સુધી પોતાનો હોદ્દો ધરાવશે અને પ્રથમના ચાર વર્ષમાં હોદ્દો છોડવાનો જે અનુક્રમ ચિઠ્ઠીઓ નાંખી નક્કી થયો હોય તે મુજબ ચાર વર્ષ પછીથી પણ નિયામકોની નવી ચૂંટણી મતદારમંડળો દર વર્ષે કરશે હોદ્દો છોડનાર નિયામકો ફરી ચૂંટણી માટે લાયક ગણાશે.

૬. કુલપતિ અને કુલનાયક દર વર્ષની આખરે પોતાનો હોદ્દો છોડશે અને નવા વર્ષમાં મળતી પ્રથમની નિયામક સભામાં કુલપતિ અને કુલનાયકની નવેસર ચૂંટણી થતા સુધી તેઓ કુલપતિ અને કુલનાયક તરીકે રહેશે. હોદ્દો છોડનાર કુલપતિ અને કુલનાયક ફરી ચૂંટાવા લાયક ગણાશે.

૭. નિયમ જમાં જણાવેલ મતદાર મંડળોમાં જે જે કોઈ દાખલ થઈ શકે તે તમામ સ્ત્રી કે પુરુષ પોતાના મતદારમંડળ તરફથી નિયામક ચૂંટાવાને લાયક છે.

અપવાદ — નિયામક સભાએ વખતોવખત નિયામકોની અયોગ્યતા સંબંધી જે નિયમો કર્યા હોય તે નિયમો મુજબ જે અયોગ્ય હોય તે નિયામક થઈ શકશે નહિ.

ખુલાસો — કોઈ પણ સગીર, દાતાઓના મતદાર મંડળમાં નોંધાઈ શકે, પરંતુ તેના સગીરપણામાં તેના વાલીને તેના અવેજમાં મત આપવાનો તેમ જ નિયામક તરીકે ચૂંટાવાનો હક રહેશે.

૮. એક જ વ્યક્તિ એકથી વધુ મતદારમંડળોમાં મતદાર હોઈ શકે અને એકીવખતે દરેક મતદાર મંડળમાં મત આપવાનો હક ધરાવી શકે.

અપવાદ — દાતાઓના મતદાર મંડળમાં કોઈ પણ મતદાર જે વર્ગમાં નોંધાયા હોય તે સિવાય તે મંડળના બીજા વર્ગમાં મતદાર તરીકે મત આપી શકશે નહિ, અને એકથી રકમવાળા

વર્ગમા નોંધાયેલ મતદાર વધુ રકમ આપી વધુ રકમવાળા મતદાર વર્ગમાં નામ નોંધાવે તો તેમ થવાથી ઓછી રકમવાળા મતદાર વર્ગમાં મત આપવાનો તેમને હક રહેશે નહિ, પરંતુ વધુમાં વધુ રકમવાળા જે મતદાર વર્ગમા નામ નોંધાવવામાં આવ્યું હોય તે એક જ મતદાર વર્ગમાં તે મતદાર તરીકે મત આપી શકશે.

ખુલાસો — દાતાઓના મતદારમંડળનો મતદાર બીજા કોઈ પણ મતદાર મંડળનો મતદાર થઈ શકશે.

૯. મહામાત્ર અને નિરીક્ષકો નિયામક સભાના સભ્યો હોઈ શકે નહિ. પરંતુ મહામાત્ર નિયામક સભાની બેઠકમાં હાજરી આપી શકશે, વાદવિવાદમાં ભાગ લઈ શકશે, દરખાસ્તો તેમ જ સુધારા રજૂ કરી શકશે, પરંતુ કોઈ પણ બાબતમા નિયામક સભામાં મત લેવાય તે આપવા હકદાર નથી.

સ્નાતક મતદાર મંડળમાં નોંધાવાને ગૂજરાત વિદ્યાપીઠના સ્નાતકો પાસેથી પહેલાં પાંચ વર્ષ સુધી કાંઈ પણ લવાજમ નહિ લેવાનું અને બીજી વિદ્યાપીઠના સ્નાતકો માટે એકીસાથે રૂ. ૨૫ કે વાર્ષિક રૂ. ૫ લવાજમ લેવાનું ઠર્યું હતું.

## (આ) વિદ્યાપીઠ મંડળનું બંધારણ

[વિદ્યાપીઠ મંડળની મહા વદી ૫, સં. ૧૯૮૪ની બેઠકમા મંજૂર થયેલું, ત્યાર પછી થયેલા સુધારાવધારા સાથેનું ચાલુ બંધારણ]

**સ્થાપના**

તેને 'મંડળ' કહેવામા આવશે અને 'ગૂજરાત વિદ્યાપીઠ'ને બદલે 'વિદ્યાપીઠ' કહેવામા આવશે

ધ્યેયો

૩. આ મંડળના ધ્યેયો નીચે મુજબ છે:—

(જુઓ આ બંધારણને અંતે)

સભ્યો

૪. આ મંડળમાં નીચે પ્રમાણે કાયમી સભ્યો નીમવામાં આવ્યા છે:—

(સભ્યોની યાદી માટે જુઓ પાન ૯)

સભ્યની પ્રતિજ્ઞા

૫. મંડળના દરેક સભ્યે નીચેની પ્રતિજ્ઞા ઉપર સહી કરવી જોઈશે:—

"હુ પ્રતિજ્ઞા કરું છું કે (સં. ૧૯૮૪ના મહા સુદી ૭ને રવિવારના રોજ મળેલી ગૂજરાત વિદ્યાપીઠની નિયામક સભાએ નક્કી કરેલાં) વિદ્યાપીઠનાં ધ્યેયો મને માન્ય છે. તે પ્રમાણે હુ પોતે ચાલીશ અને વિદ્યાપીઠનું તંત્ર ચલાવીશ."

અધ્યાપકોની ચૂંટણી

૬. જે અધ્યાપકો આ મંડળે ઠરાવેલા, અધ્યાપકો માટેના આપેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરી વિદ્યાપીઠને પોતાની સેવા આપવાનું કબૂલ કરે, તેમાંથી કોઈ પણ બે અધ્યાપકોને આ મંડળ પસંદગી કરી મંડળના સભ્ય તરીકે નીમશે. બાકી રહેલી કે ખાલી પડેલી જગ્યાઓ, મંડળ જરૂર જણાય ત્યારે, પોતાની ઇચ્છા અનુસાર પૂરશે.

પ્રમુખ

૭. દર ત્રણ વર્ષે મંડળ સભ્યોમાથી કોઈને પોતાનો પ્રમુખ નીમશે.

મંડળના પ્રમુખ એ વિદ્યાપીઠના કુલનાયક ગણાશે. તેઓ વિદ્યાપીઠની દરેક સમિતિમાં સત્તાની રૂએ સભ્ય ગણાશે. એ દરેક સમિતિની બેઠકમાં પ્રમુખ તરીકે કામ કરશે. એમની ગેરહાજરીમાં સમિતિ પોતાનો પ્રમુખ ચૂંટી લેશે.

પ્રમુખને નીચેની સત્તા રહેશે:—

(ક) વિદ્યાપીઠને લગતી સર્વ સંસ્થાઓની બાબતમાં જે સમિતિને ભાગે તેને લગતું જે કાર્ય આવતું હોય તે કાર્ય માટે તે સમિતિને બોલાવવા માટે પૂરતો સમય ન હોય અથવા એ સમિતિ કોઈ ચોક્કસ નિર્ણય ઉપર આવી શકતી ન હોય અને તે બાબત તાત્કાલિક ફેરફાર કે નિર્ણય કરવો આવશ્યક હોય ત્યારે તે બાબતમાં પોતાની મુનસફીથી યોગ્ય લાગે તેવા ફેરફારો કે નિર્ણય કરવાની; અને સાર બાદ તે સમિતિને નિવેદન કરવાની.

(ખ) મંજૂર થયેલા અંદાજોની હદમાં રહી યોગ્ય લાગે તે ખર્ચ કરવાની.

(ગ) રૂ. ૩૦) સુધીની નિમણૂકો કરવાની અને તે બાબતની સમિતિમાં નોંધ લેવડાવવાની.

**મંત્રી**

૮. મંડળ પોતાના સભ્યોમાંથી કોઈને મંત્રી નીમશે અને તેઓ વિદ્યાપીઠના મહામાત્ર તરીકે કામ કરશે. આ નિમણૂક દર ત્રણ વરસ માટે થશે.

મહામાત્ર દરેક સમિતિનો સામાન્ય મંત્રી લેખાશે. જો કોઈ સમિતિનો ખાસ મંત્રી નીમવામાં આવ્યો હોય તો તે મહામાત્રની સામાન્ય દેખરેખ નીચે પોતાનું કાર્ય કરશે; પણ મહામાત્ર અથવા તેવા મંત્રીનો અધિકાર ધરાવનાર પુરુષની તે સમિતિના સભ્ય તરીકે નામથી નિમણૂક કરવામાં આવી ન હોય તો એ સમિતિના વિચાર-નિર્ણયમાં ભાગ લઈ શકશે નહિ.

આ સિવાય મહામાત્રને શિરસ્તા મુજબ કામ કરવાની સત્તા રહેશે.

**ખજાનચી અને અન્વેષક**

૯. ખજાનચી અને અન્વેષક દર વરસની શરૂઆતમાં મંડળની સભામાં નીમવામાં આવશે.

**મંડળની કાર્યવાહી**

૧૦. મંડળની કાર્યવાહીના નિયમો નીચે મુજબ રહેશેઃ—

(૧) મંડળની બેઠક મહામાત્ર અગર પ્રમુખ પોતાને જરૂર લાગે ત્યારે બોલાવશે. અસાધારણ બેઠક મંડળના ⅓ સભ્યોની અરજી ઉપરથી મહામાત્ર બોલાવશે.

(૨) બેઠક થવાના ઓછામાં ઓછા સાત દિવસ અગાઉ મહામાત્ર દરેક સભ્યને તે સભામાં રજૂ કરવાના દરેક કામનો નિર્દેશ કરશે. નિર્દેશપત્ર મળવા સંબંધી અનિયમિતતાનો વાંધો તે અથવા ત્યાર પછીની સભામાં રજૂ કરી શકાશે, પણ ત્યાર સુધીમાં વાંધા રજૂ ન થયા હોય તો તે સભામાં થયેલું કાર્ય યોગ્ય રીતે થયેલું મનાશે.

(૩) ઉપર પ્રમાણે નિર્દેશ કર્યા સિવાયની કોઈ હકીકત મહામાત્ર પ્રમુખની સંમતિથી રજૂ કરી શકશે. પણ આવી રીતે પસાર કરેલા કોઈ પણ ઠરાવ સામે કોઈ સભ્યને વાંધો હોય તો ત્યાર પછીની બીજી જ સભામાં તે વિષે સુધારો લાવી શકાશે.

(૪) ⅓ સભ્યોની હાજરી કાર્યસાધક ગણાશે. પણ કાર્યસાધક સંખ્યાને અભાવે મુલતવી રહેલી સભામાં ગમે તેટલી હાજરીએ પણ કાર્ય થઈ શકશે. મુલતવી રહેલી સભાની ખબર એક દિવસ અગાઉ મળે તો પૂરતી ગણાશે.

(૫) કોઈ પણ દરખાસ્ત લાવનાર સભ્યે સભામાં થનારા કાર્યક્રમની ખબર સાથે એ દરખાસ્તની ખબર આપી શકાય એવી રીતે મહામાત્રને આગળથી જણાવવું જોઈશે. કાર્યક્રમમાં ન જણાવેલા

વિષય ઉપર મહામાત્ર સિવાય બીજા કોઈથી દરખાસ્ત લાવી શકાશે નહિ.

(૬) લાગલાગટ એક વર્ષ સુધી મંડળની બેઠકોમાં ગેરહાજર રહેનારા સભ્ય મંડળના સભ્ય તરીકે આપોઆપ બંધ પડશે. પણ તે ફરીથી નિમાવાને લાયક ગણાશે.

(૭) મંડળની બેઠકોનો અહેવાલ દરેક સભ્યને બેઠક થયા પછી બીજી બેઠક આવતા સુધીમાં મોકલી આપવામાં આવશે.

**કાર્યવાહક સમિતિ**

૧૧. દર વરસની શરૂઆતમાં મંડળ પોતાના સભ્યોમાંથી ૭ સભ્યોની કાર્યવાહક સમિતિ નીમશે. મંડળના પ્રમુખ અધિકારની રૂએ આ સમિતિના સભ્ય ગણાશે. ત્રણ સભ્યોની હાજરી કાર્યસાધક સંખ્યા ગણાશે. સમિતિની બેઠકો માટે ઓછામાં ઓછા બે દિવસ અગાઉ સભ્યોને ખબર આપવી જોઈશે.

સમિતિની બેઠક મહામાત્ર અગર પ્રમુખ પોતાને જરૂર લાગે ત્યારે બોલાવશે. અસાધારણ બેઠક દરેક સભ્યને ખબર મળ્યા પછી એક દિવસનો વચ્ચે સમય આપીને બોલાવી શકાશે. અગર ત્રણ સભ્યોની અરજી ઉપરથી બોલાવવામાં આવશે. લાગલાગટ ૭ માસ સુધી સમિતિની બેઠકોમાં ગેરહાજર રહેનાર સભ્ય સમિતિના સભ્ય તરીકે આપોઆપ બંધ પડશે, અને તેમની જગાએ મંડળની બેઠક મળતા સુધી મંડળના સભ્યોમાંથી કોઈની કામચલાઉ નિમણૂક

(૨) જે ખાતા માટે ખર્ચ મંજૂર કરવામાં ન આવ્યો હોય અને કાર્યવાહક સમિતિને તે ખર્ચ ઉતાવળે કરવાની આવશ્યકતા લાગતી હોય તો તે કામ માટે રૂા. ૧૦૦૦) સુધી ખર્ચ મંજૂરી મેળવ્યા પહેલાં કરવાની અને પાછળથી મંજૂરી મેળવવાની.-

(૩) જે ખાતાઓ માટે જુદી સમિતિઓ નિમાઈ ન હોય તે ખાતાંઓ માટે જરૂરી માણસોની નિમણૂક કરવાની, તેમને છૂટા કરવાની, રજા આપવાની, પગાર વધારવા ઘટાડવાની અને દંડ કરવાની.

(૪) વિદ્યાપીઠની સંસ્થાઓમાં અધ્યાપકોની નિમણૂકો કરવાની, તથા આખા પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી ન કરી હોય તેવા અધ્યાપકોનું રાજીનામું સ્વીકારવાની કે સબળ કારણસર તેમને બરતરફ કરવાની

(૫) પરીક્ષાઓ માટે ફી ઠરાવવાની અને તેના નિયમો કરવાની.

(૬) શાળાઓના નિરીક્ષણ માટે વ્યવસ્થા કરવાની.

(૭) અવલોકન માટે આવેલાં પુસ્તકો ઉપર અભિપ્રાય આપવાની અને પુસ્તકો પ્રસિદ્ધ કરવાની.

(૮) મહાવિદ્યાલય અને વિનય મંદિરનાં સત્રો નક્કી કરવાની.

(૯) વિદ્યાપીઠનાં પુસ્તકો માટે આડતિયા નીમવાની અને તેની શરતો નક્કી કરવાની.

(૧૦) મંદિરોને માન્ય કરવાની.

(૧૧) જે મંદિરો પોતાની મેળે વિદ્યાપીઠની સાથે સંબંધ તોડવા ઇચ્છે તેમને અવમાન્ય કરવાની તથા બીજા મંદિરોને અવમાન્ય કરવાની ભલામણ કરવાની.

(૧૨) જે ખાતાંઓ માટે જુદી સમિતિઓ નીમવામાં ન આવી હોય તે સર્વે ખાતાંઓનો વહીવટ કરવાની અને તેને માટે નિયમો ઘડવાની. અને—

(૧૩) માત્ર વિદ્યાપીઠ મંડળ કરી શકે એવાં જે કામ હોય તેમાં મંડળની સભા મળે તે પહેલાં કોઈ વિષયમાં કાંઈ વ્યવસ્થા

કરવાની કે હુકમ કાઢવાની કે નિર્ણય આપવાની જરૂર પડે તો, મંડળની સભા એ વિષે છેલ્લો નિર્ણય આપે ત્યાં સુધીને માટે, તેને યોગ્ય લાગે તેવી વ્યવસ્થા કરવાની, હુકમ કાઢવાની તથા નિર્ણય આપવાની.

(૧૪) વિદ્યાપીઠને અંગે જે કાંઈ ફેરફાર કે સુધારાવધારા કરવાની જરૂર હોય અને જેને માટે મંડળની મંજૂરીની જરૂર હોય તેવાં કામ માટે મંડળને ભલામણ કરવાની.

(૧૫) મંડળની બેઠકમાં રજૂ કરવા માટે સભ્યો તરફથી આવેલી દરખાસ્તો ઉપર અભિપ્રાય આપવાની.

(૧૬) આ સિવાયની જે સત્તાઓ સાધારણ રીતે કાર્યવાહક સભાને હતી તે.

**અભ્યાસક્રમ સમિતિ**

૧૨. શ્રી. કુલનાયક, શ્રી. મહામાત્ર અને ગૂજરાત મહાવિદ્યાલયના આચાર્યની અભ્યાસક્રમ સમિતિ બનશે. આ સમિતિ જુદા જુદા વિષયોનો અભ્યાસક્રમ ઘડવામા તે તે વિષયના નિષ્ણાત અધ્યાપકોને પોતાની સાથે કામ કરવા માટે નીમશે.

બેઠકની ખબર બે દિવસ અગાઉ આપવામા આવશે, અને અસાધારણ બેઠક એક દિવસ અગાઉ ખબર આપીને બોલાવવામા આવશે. બે સભ્યોની અરજી ઉપરથી પણ સભા બોલાવવામાં આવશે અને બે સભ્યોની હાજરી અથવા ⅔ સભ્યોની હાજરી — જે સખ્યા વધારે હોય — કાર્યસાધક ગણાશે.

નોંધ — અભ્યાસક્રમને લગતા ફેરફારો માટે કાર્યવાહક સમિતિ પોતાની મેળે પણ વિદ્યાપીઠ મંડળને ભલામણ કરી શકશે.

(૪) આ સિવાય વિદ્યાનિધિ મંડળને સામાન્ય રીતે જે સત્તા હતી તે.

પરિપત્ર

૧૩. વિદ્યાપીઠ મંડળ, કાર્યવાહક સમિતિ તથા બીજી સમિતિઓ માટે પરિપત્રથી ઠરાવ કરવાનું ધોરણ નીચે મુજબ રહેશે :—

(૧) જે વિષય માટે મહામાત્રને એમ લાગે કે પત્રથી અભિપ્રાય માગી શકાય તે માટે સમિતિને બોલાવવાને બદલે ખબર મળ્યા પછી ચાર દિવસની મુદત ઠરાવી પરિપત્ર (circular) થી સભ્યોના અભિપ્રાય માગે.

(૨) ઠરાવેલ મુદતમાં ઓછામાં ઓછા ⅔ સભ્યોના અભિપ્રાય આવે અને તે સર્વે એકસરખા હોય તો તે પ્રમાણે સમિતિએ ઠરાવ કર્યો છે એમ સમજી એ પ્રમાણેનો ઠરાવ અહેવાલના પુસ્તકમાં ઉતારી લઈ તે ઉપર કુલનાયકની મંજૂરી લઈ તે મુજબ મહામાત્ર અમલ કરે.

(૩) જો અભિપ્રાયોમાં મતભેદ હોય અથવા ચર્ચાની માગણી કરવામાં આવી હોય કે તેની જરૂર લાગી આવે તો સમિતિની સભા બોલાવવામાં આવે.

(૪) જે વિષય માટે પરિપત્ર ફેરવવામાં આવ્યું હોય તે જ વિષય માટે સમિતિની બેઠક ભરવી પડે તો એ બેઠકમાં કાર્યસાધક સંખ્યા જરૂરી નહિ ગણાય.

સામાન્ય

૧૪. જે સમિતિ માટે કાર્યસાધક સંખ્યા વગેરેને લગતા નિયમો કરવામાં આવ્યા ન હોય તેવી સમિતિના ⅓ સભ્યોની અથવા બે સભ્યોની — જે સંખ્યા વધારે હોય તે — સંખ્યા કાર્યસાધક ગણાશે. સાધારણ બેઠકની ખબર બે દિવસ અગાઉ આપવામાં આવે અને

અનિવાર્ય કારણ સિવાય નિયમિત રીતે કાંતનારા અને નિરંતર ખાદી પહેરનારા હોવા જોઈએ.

૬. વિદ્યાપીઠમાં સ્વભાષાને પ્રધાનપદ દેવામાં આવશે અને બધું શિક્ષણ સ્વભાષા દ્વારા આપવામાં આવશે.

સમજૂતી :— બીજી ભાષાઓ શીખવતાં તે જ ભાષાને વાપરવામાં બાધ નહિ ગણાય.

૭. વિદ્યાપીઠમાં રાષ્ટ્રભાષા હિંદી–હિંદુસ્તાનીને આવશ્યક સ્થાન હશે.

નોંધ :— હિંદી–હિંદુસ્તાની એ ભાષા કે જે ઉત્તરના સામાન્ય હિંદુમુસલમાન બોલે છે અને દેવનાગરી અથવા ફારસી લિપિમાં લખે છે.

૮. વિદ્યાપીઠમાં ઔદ્યોગિક શિક્ષણને બૌદ્ધિક શિક્ષણના જેટલું જ મહત્ત્વ આપવામાં આવશે. અને રાષ્ટ્રના પોષક જે જે ઉદ્યોગો છે તેને સ્થાન આપવામાં આવશે, બીજાને નહિ.

૯. ભારતવર્ષનો ઉત્કર્ષ શહેરો ઉપર નહિ પણ ગામડાં ઉપર અવલંબે છે. તેથી વિદ્યાપીઠના મોટા ભાગના દ્રવ્યનો અને વિદ્યાપીઠના શિક્ષકોનો મુખ્ય ઉપયોગ ગામડાંમાં રાષ્ટ્રપોષક કેળવણીનો પ્રચાર કરવામાં થશે.

૧૦. કેળવણીનો ક્રમ ઘડવામાં આમવર્ગીઓની હાજતોને પ્રધાનપદ આપવામાં આવશે.

૧૧. વિદ્યાપીઠની નીચે ચાલતી સંસ્થાઓમાં બધા પ્રચલિત ધર્મોને વિષે સંપૂર્ણ આદર હોવો જોઈએ અને વિદ્યાર્થીઓના આત્મવિકાસને અર્થે ધર્મનું જ્ઞાન અહિંસા અને સત્યને દૃષ્ટિમાં રાખીને આપવામાં આવશે.

૧૨. પ્રજાના શારીરિક વિકાસને અર્થે વ્યાયામ અને અંગ-મહેનતની તાલીમ વિદ્યાપીઠમાં આવશ્યક ગણાશે.

## પરિશિષ્ટ ૨

### કુલપતિ

૧. મહાત્મા શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી, આજીવન કુલપતિ
૨. સરદાર શ્રી. વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ, તા. ૧૪–૬–'૪૮થી ચાલુ

### કુલનાયક

૧. શ્રી. અસુદમલ ટેકચંદ ગિદવાણી, તા. ૨૮–૧૧–૧૯૨૦થી ૨૭–૧–૧૯૨૪
૨. શ્રી. નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ તા ૬–૧૨–૧૯૨૫થી ૨૮–૧–૧૯૨૮
૩. શ્રી. દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર તા. ૧૦–૨–૧૯૨૮થી૩–૧–૧૯૩૫
૪. સરદાર શ્રી. વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ તા. ૪–૧–૧૯૩૫થી, ૧૩–૬–'૪૮
૫. શ્રી. મોરારજી રણછોડજી દેસાઈ તા. ૧૪–૬–'૪૮થી ચાલુ

### મહામાત્ર

૧. શ્રી. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા તા. ૧૯–૧૦–૨૦ થી ૧૨–૧–૧૯૨૧
૨ શ્રી ત્રિકમલાલ મનસુખલાલ શાહ તા. ૧૩–૧–૧૯૨૧થી, ૨૦–૩–૧૯૨૩
૩. શ્રી. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા તા. ૨૧–૩–૧૯૨૩થી ૫–૧૨–૧૯૨૫
૪. શ્રી. નંદલાલ મણિલાલ શાહ તા. ૬–૧૨–૧૯૨૫થી૧૦–૭–૧૯૨૭
૫. શ્રી. શ્યામલાલ હરિલાલ ભગવતી તા. ૧૮–૭–૧૯૨૭ થી ૩૦–૧–૧૯૨૮

૬. શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ તા. ૩૧-૧-૧૯૨૭થી ૨-૮-૧૯૩૭ (૧૯૩૦માં શ્રી. નરહરિભાઈના જેલનિવાસ દરમિયાન શ્રી. મગનભાઈ દેસાઈ મહામાત્ર હતા.)

૭. શ્રી. મગનભાઈ પ્રભુદાસ દેસાઈ તા. ૩-૮-૧૯૩૭થી ચાલુ

### મહાવિદ્યાલયના આચાર્ય

૧. શ્રી. અસુદમલ ટેકચંદ ગિદવાણી તા. ૧૫-૧૧-૧૯૨૦થી ૧૫-૧૧-૧૯૨૨

૨. શ્રી. જીવતરામ ભગવાનદાસ કૃપાલાની તા. ૧૬-૧૧-૧૯૨૨થી ૬-૨-૧૯૨૮

૩. શ્રી. દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર તા. ૧૦-૨-૧૯૨૮થી ૧૨-૩-૧૯૩૦

૪. શ્રી. મગનભાઈ પ્રભુદાસ દેસાઈ તા. ૨૮-૬-૧૯૪૭થી ચાલુ

### વિનય મંદિરના આચાર્ય

૧. શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક તા. ૧૩-૬-૧૯૨૦થી ૨૮-૪-'૨૮

૨. શ્રી. દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર તા ૨૯-૪-'૨૮થી ૧૨-૩-૧૯૩૦

૩. શ્રી. વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી તા. ૮-૬-૧૯૩૫થી ૧૨-૮-'૪૨

### કુમાર મંદિરના આચાર્ય

૧. શ્રી. વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી તા ૮-૬-૧૯૩૫થી ૧૨-૮-'૪૨

૨. શ્રી. શંકરભાઈ ભીખાભાઈ પટેલ તા. ૧૪-૬-'૪૮થી ચાલુ

ભાષાવિશારદ

દ્વિતીય વર્ગ

ગુજરાતી–બંગાળી

૨. દાણી જમનાદાસ વલ્લભદાસ ( ગ્ર. મ. )

સંસ્કૃત–અંગ્રેજી

૩. નાણાવટી અમૃતલાલ ઠાકોરદાસ ( ગ્ર. મ )

સામાન્ય વર્ગ

ગુજરાતી–સંસ્કૃત

૪. દેસાઈ ગોવિન્દલાલ ગિરધરલાલ ( ગ્ર. મ. )

સંસ્કૃત-અંગ્રેજી

૫. ઝુંઝુનુવાલા પુરુષોત્તમ પિરામલ ( ગ્ર. મ. )

૬. પંડ્યા હિરાલાલ લાલશંકર ( ગ્ર. ગ. )

૭. ભટ્ટ વિષ્ણુપ્રસાદ મણિલાલ ( ગ્ર. મ. )

ગણિત વિશારદ

વાણિજ્ય વિશારદ
સામાન્ય વર્ગ
નામું અને નીમતાનો

૧૪. દવે અંબાલાલ કાળીદાસ (ગૂ. મ.)
૧૫. પટેલ મણિભાઈ સનાભાઈ (ગૂ. મ.)
૧૬. ભટ્ટ હરિશ્ચંદ્ર દુર્લભશંકર (ગૂ. મ.)
૧૭. સાઠેબા દેવેન્દ્ર હિંમતલાલ (ગૂ. મ.)

## સં. ૧૯૮૬ના આઠમા પદવીદાન સમારંભમાં પદવી લેનાર સ્નાતકો

ભાષા વિશારદ
દ્વિતીય વર્ગ
ગુજરાતી–સંસ્કૃત

૧. શાહ ચિમનલાલ મોતીલાલ (ગૂ. મ.)

સંસ્કૃત–અંગ્રેજી

૨. સુહાર ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ (ગૂ. મ.)

સામાન્ય વર્ગ
ગુજરાતી–અંગ્રેજી

૩. પટેલ મગનભાઈ અંબાઈદાસ (ગૂ. મ.)
૪. પંડ્યા અમૃતલાલ મણિલાલ (ગૂ. મ.)
૫. ધ્રુવ સનાતન જન્મશંકર (ગૂ. મ.)

સંસ્કૃત–અંગ્રેજી

૬. ચોકસી ચંદ્રકાન્ત પુરુષોત્તમદાસ (ગૂ. મ.)
૭ પુરાણી કનૈયાલાલ છોટાલાલ (ગૂ. મ.)

સમાજવિદ્યા વિશારદ
દ્વિતીય વર્ગ
રાજકારણ

૮. દેસાઈ મણિભાઈ ભગવાનજી (ગૂ. મ.)

સામાન્ય વર્ગ

૯. મારફતિયા ગોવિંદલાલ ભાઈદાસ (ગૂ. મ.)
૧૦. રમણિકલાલ લક્ષ્મીરામ (ગૂ. મ.)

વાણિજ્ય વિશારદ
દ્વિતીય વર્ગ

૧૧. શાહ નેમચંદ ડુંગરશી (ગૂ. મ.)
૧૨. શાહ હિંમતલાલ પેથાભાઈ (ગૂ. મ.)

## સં. ૧૯૮૭ના નવમા પદવીદાન સમારંભમાં પદવી લેનાર સ્નાતકો

સામાન્ય વર્ગ
વાણિજ્ય વિશારદ

૧. નાયક જીણાભાઈ ગોપાળજી (ગૂ. મ.)
૨. ક્ષેત્રાળગી નવલલાલ છોટાલાલ (ગૂ. મ.)

ભાષા વિશારદ

૩. ગાંધી મોતીલાલ ચુનીલાલ (ગૂ. મ.)
૪. મહેતા વીરસુત ત્રિભુવનદાસ (ગૂ. મ.)
૫. પટેલ છોટાભાઈ જીણાભાઈ (ગૂ. મ.)
૬. ભટ્ટ નરહરિ કેશવલાલ (ગૂ. મ.)

સમાજવિદ્યા વિશારદ
રાજકારણ

૭. મહેતા દિનકરરાય કૃષ્ણલાલ (ગૂ. મ.)
૮. મહેતા કપિલરાય મનહરરાય (ગૂ. મ.)

ગ્રામસેવા દીક્ષિતો

૧. દેસાઈ છગનભાઈ ઈન્દરજી
૨. દેસાઈ ઠીકુભાઈ ગુલાબભાઈ
૩. પટેલ ગોરધનભાઈ લલ્લુભાઈ
૪. ભટ્ટ ત્ર્યંબકલાલ ભગવાનદાસ
૫. પટેલ ઝવેરભાઈ પુરુષોત્તમદાસ

## સં. ૧૯૯૨ના દસમા પદવીદાન સમારંભમાં પદવી લેનાર સ્નાતકો

### ભાષા વિશારદ

૧. પટેલ છગનભાઈ દાળાદાસ (ગૂ. મ.)

### સમાજવિદ્યા પારંગત

૧. દેસાઈ મગનભાઈ પ્રભુદાસ

## પરિશિષ્ટ ૧૧
## સને ૧૯૩૫ પછીના વિનીતો

૧૯૩૮

૧. આસર મણિબહેન લક્ષ્મીદાસ
૨. સોલકી છગનભાઈ પ્રેમજીભાઈ

૧૯૩૯

૩. પરીખ વનમાળાબહેન નરહરિભાઈ

૧૯૪૦

૪. પટેલ જશભાઈ દેવુભાઈ
૫. પટેલ લક્ષ્મીબહેન નારણદાસ
૬. આત્મારામ મેઘજી

૧૯૪૧

૭ પંડિત અરવિંદ છોટુભાઈ
૮. મહેતા ભેરમલ મંગળજી
૯. પટેલ ગોવિંદભાઈ પ્રભુદાસ
૧૦. પટેલ છોટુભાઈ રેવનદાસ
૧૧. પટેલ અંબાલાલ રતનાભાઈ
૧૨. પટેલ વલ્લભભાઈ મોતીભાઈ
૧૩. પટેલ શિવાભાઈ કાશીભાઈ
૧૪. પટેલ ચંદુભાઈ પ્રહલાદભાઈ
૧૫ પટેલ દિવાળીબહેન નારણભાઈ
૧૬. પટેલ ભાઈલાલ નારણભાઈ
૧૭. પટેલ રાવજીભાઈ રણછોડભાઈ
૧૮. પટેલ અંબાલાલ જેઠાલાલ

૧૯૪૨

૧૯. પટેલ ડાહ્યાભાઈ કાલિદાસ
૨૦. પટેલ તુલસીભાઈ મોતીભાઈ
૨૧. ચૌધરી નાથુભાઈ રણછોડજી
૨૨. ઘોડિયા બલ્લુભાઈ હાસજીભાઈ
૨૩. પટેલ રાવજીભાઈ સોમાભાઈ

૧૯૪૮

૨૪. પટેલ મગનભાઈ વહાલાભાઈ
૨૫. દવે નંદલાલ મણિલાલ
૨૬. નાયક ઘેલુભાઈ ગુલાબભાઈ
૨૭. પટેલ ભાઈલાલ ફૂલાભાઈ
૨૮. શાહ મંગળભાઈ સોમાભાઈ

૧૯૪૯

૨૯. પટેલ મગનભાઈ નારણભાઈ
૩૦. પંડ્યા અરવિંદ ચંદ્રવદન
૩૧. ભટ્ટ મનુભાઈ મોહનલાલ
૩૨. વડાલિયા નાગરદાસ કપુરચંદ
૩૩. શાહ પરસુખલાલ પ્રાણજીવનદાસ

## પરિશિષ્ટ ૧૨

## ગૂજરાત વિદ્યાપીઠની અત્યારની પ્રવૃત્તિઓ

### ૧. મહાદેવ દેસાઈ સમાજ સેવા મહાવિદ્યાલય

શરૂ તા. ૨૮-૬-૧૯૪૭

| | વિદ્યાર્થીઓ | | મ. દે. ટ્રસ્ટની | એમ. મનૂરમહાજનન. |
|---|---|---|---|---|
| | ભાઈઓ | બહેનો | શિષ્યવૃત્તિ લેનાર | શિષ્યવૃત્તિ લેનાર |
| ૧૯૪૭-૪૮ (પ્રથમ વર્ષના) | ૮ | ૧ | ૪ | [illegible] |
| ૧૯૪૮-૪૯ (બન્ને વર્ષના) | ૧૬ | ૪ | ૯ | ૫ |
| ૧૯૪૯-૫૦ (ત્રણે વર્ષના) | ૨૭ | ૫ | ૧૫ | ૭ |

(બાકીના પોતાના ખર્ચે ભણે

શિષ્યવૃત્તિ લેનાર વિદ્યાર્થીએ સ્નાતક થયા પછી ત્રણ વર્ષ સુધી ટ્રસ્ટ સોંપે તે કામ કરવાનું હોય છે

૨. વિનીત પરીક્ષા

| | બેઠા | પસાર |
|---|---|---|
| ૧૯૪૮ જૂન | ૨૦ | ૫ |
| ૧૯૪૯ મે | ૨૭ | ૫ |
| ૧૯૫૦ મે | ૨૫ | ૬ |

૩. પ્રાથમિક શિક્ષક ઉદ્યોગ તાલીમ વર્ગ

| | દાખલ સંખ્યા | પૂરા પસાર |
|---|---|---|
| ૧લો વર્ગ તા. ૨૩–૭–૪૭ થી તા ૭–૧૧–૪૭ | ૪૦ | ૩૨ |
| ૨જો વર્ગ તા. ૧૫ ૧૨-૪૭ થી તા. ૩૧–૩–૪૮ | ૪૦ | ૨૦ |
| ૩જો વર્ગ તા- ૫–૮–૪૮ થી તા. ૨૦-૧૦-૪૮ | ૪૧ | ૧૫ |
| ૪થો વર્ગ તા. ૩–૧–૪૯ થી તા. ૩૦–૪–૪૯ | ૪૨ | ૩૨ |
| ૫મો વર્ગ તા. ૧–૭–૪૯ થી તા. ૧૩ ૧૦-૪૯ | ૫૨ | ૩૪ |
| ,, અગાઉ નાપાસ થયેલાની પુનઃ પરીક્ષા | ૬૭ | ૧૭ |
| ૬ઠ્ઠો વર્ગ તા. ૩–૧–૫૦ થી તા. ૨૯–૪–૫૦ | ૩૪ | ૨૩ |

૪ પાયાની તાલીમ માટે પ્રાથમિક શાળા

| | વિદ્યાર્થીઓ | | |
|---|---|---|---|
| | છોકરાઓ | કન્યાઓ | કુલ |
| ૧૯૪૮–૪૯ (ધો ૧ થી ૫) (ફેબ્રુ '૪૯) | ૯૨ | ૩૭ | ૧૨૯ |
| ૧૯૪૯–૫૦ (ધો. ૧ થી ૬) (ફેબ્રુ. '૫૦) | ૧૩૫ | ૭૨ | ૨૦૭ |
| ૧૯૫૦–૫૧ (ધો. ૧ થી ૭) (માર્ચ '૫૦) | ૧૩૭ | ૮૮ | ૨૨૫ |

૫ રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની પ્રચાર પરીક્ષાઓ

| | પહેલી | દુસરી | તીસરી | ચૌથી | કુલ |
|---|---|---|---|---|---|
| ૨૨–૯–'૪૬ | ૨,૮૪૩ | ૬૮૬ | ૧૬૮ | ૫૧ | ૩,૭૪૮ |
| ૨–૨–'૪૭ | ૨,૯૫૨ | ૯૦૨ | ૨૪૯ | ૬૦ | ૪,૧૬૩ |
| ૧૩–૯–'૪૭ | ૩,૩૪૭ | ૧,૧૭૯ | ૩૨૩ | ૧૦૫ | ૪,૯૫૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪-૨-'૪૮ | ૨,૪૮૪ | ૧,૨૨૮ | ૪૫૧ | ૮૭ | ૪,૨૫૦ |
| ૨૨-૮-'૪૮ | ૩,૬૩૭ | ૧,૪૦૪ | ૫૬૩ | ૧૫૨ | ૫,૭૫૬ |
| ૧૨-૧૨-'૪૮ | — | — | ૨૯૩ | ૮૭ | ૩૮૦ |
| ૯-૪-'૪૯ | ૨,૨૬૬ | ૧,૪૨૮ | ૩૧૧ | ૧૫૭ | ૪,૧૬૨ |
| ૩-૯-'૪૯ | ૪,૦૦૫ | ૧,૭૩૭ | ૬૨૬ | ૨૦૫ | ૬,૫૯૩ |
| ૧૭-૧૨-'૪૯ | — | — | ૨૯૮ | ૬૨ | ૩૬૦ |
| ૨૨-૪-'૪૯ | ૨,૫૬૫ | ૨,૧૮૫ | ૫૨૯ | ૩૬૫ | ૫,૬૭૪ |

## હિન્દુસ્તાની પ્રચારક તાલીમ વર્ગો

| | સ્થળ | પ્રચારક સંખ્યા | સંચાલક |
|---|---|---|---|
| તા. ૧૧-૫-'૪૬ થી ૨-૬-'૪૬ | બાહરણુ | ૨૨ | ચરોતર કે. મંડળ, આણંદ |
| ” | કઠોદ | ૧૨ | સુરત જિ. હિં. પ્રચાર સમિતિ |
| તા. ૨૭-૧૦-'૪૬ થી ૫-૧૧-'૪૬ | ચકલાસી | ૪૨ | ચરોતર કે. મં. |
| તા. ૧-૫-'૪૭ થી ૨૧-૫-'૪૭ | કપડવંજ | ૩૨ | સેવા સંઘ, કપડવંજ |
| તા. ૧૧-૫-'૪૭ થી ૩૦-૫-'૪૭ | નવસારી | ૩૫ | સુરત જિ. હિં. પ્ર. સમિતિ |
| તા. ૨૭-૧૦-'૪૭ થી ૬-૧૧-'૪૭ | કઠલાલ | ૨૫ | ચરોતર કે. મં. |
| તા. ૪-૫-'૪૮ થી ૨૩-૫-'૪૮ | પીપળાવ | ૨૬ | ” |
| તા. ૧૦-૫-'૪૮ થી ૩૦-૫-'૪૮ | નવસારી | ૨૬ | સુરત જિ. હિં. પ્ર. સ. |
| તા. ૨૪-૧૦-'૪૮ થી ૩૧-૧૦-'૪૮ | બોરસદ | ૨૭ | ચરોતર કે. મં. |
| તા. ૭-૫-'૪૯ થી ૨૨-૫-'૪૯ | અટલ | ૪૪ | સુરત જિ. હિં. પ્ર. સ. |

## પરિશિષ્ટ ૧૩

### વિશિષ્ટ દાનોની યાદી

ત્રીસ વરસમાં વિદ્યાપીઠની જુદી જુદી પ્રવૃત્તિઓ પાછળ ખરચાયેલ રૂ. ૧૩,૯૨,૦૭૦ ઉપરાંત નીચેનાં કામો માટે ખાસ દાનો મળ્યાં હતાં:—

૧૦૦,૦૦૦ શ્રી. નગીનદાસ અમુલખરાય આરતિયા તરફથી ગ્રામ કેળવણી માટે (૧૯૨૮)

૪૮,૦૦૦ શેઠ રૂસ્તમજી ઘોરખોદુ તરફથી ગુજરાતનાં ગામડાંની પ્રાથમિક શાળાઓ માટે (૧૯૨૧)

૩૦,૦૦૦ શેઠ પુંજાભાઈ હીરાચંદ મારફત શ્રીમદ્ રાજચંદ્રજીના સ્મરણાર્થે એકઠા થયેલ ફંડમાંથી પુરાતત્ત્વ મંદિરના પુસ્તકાલય માટે (૧૯૨૧)

૨૫,૨૦૦ શેઠ પુંજાભાઈ હીરાચંદ તરફથી જૈન ગ્રંથમાળા ચલાવવા માટે (૧૯૨૮)

૧૦,૦૦૦ શ્રી. ગોરધનભાઈ આશાભાઈ તરફથી શ્રી સુરજબહેનના સ્મરણાર્થે ઇતિહાસ ગ્રંથમાળા ચલાવવા માટે (૧૯૪૬)

૬,૦૦૧ શ્રી. છબાભાઈ રેવાભાઈ તરફથી શ્રી. રેવાભાઈના સ્મરણાર્થે ધર્મ ગ્રંથમાળા ચલાવવા માટે (૧૯૪૨)

૫,૦૦૦ શ્રી. જેઠાલાલ રામજી તરફથી ગામડાંમાં પ્રાથમિક શાળાઓ ખોલવા માટે (૧૯૨૧)

૫૧૦૦ શ્રી. જેઠાલાલ રામજી તરફથી તેમના કુટુંબીઓના શિક્ષણ માટે (૧૯૨૮)

૪૦૦૦ શ્રી. રણછોડલાલ છગુભાઈ તરફથી વિદ્યોત્તેજન માટે (૧૯૨૯)

૧૬૫૦ દ્વિતીય મહાવિદ્યાલય વિદ્યાર્થી પરિષદ તરફથી વિદ્યાર્થીઓને ગુજરાતીના ઈનામ માટે (૧૯૨૩)

૧૦૦૧ શ્રી. વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી તરફથી શ્રી ચકુબહેનના સ્મરણાર્થે ગ્રંથમાળા ચલાવવા માટે (૧૯૪૦)

૧૦૦૦ આચાર્ય ગિદવાણી સ્મારક સમિતિ તરફથી આચાર્યશ્રીના સ્મરણાર્થે ગ્રંથમાળા ચલાવવા માટે (૧૯૩૬)

૫૦૦ શ્રી. જમનાદાસ વનમાળીદાસ મહેતા તરફથી શ્રી. લક્ષ્મીદાસ વનમાળીદાસના સ્મરણાર્થે ખાદી સંગ્રહસ્થાન કરવા માટે (૧૯૨૯)

૨૫૦ શ્રી. રણછોડલાલ છગુભાઈ તરફથી શ્રી તારાગૌરીના સ્મરણાર્થે 'સાબરમતી' ત્રૈમાસિકમાં ઉત્તમ લેખ લખનારને ચંદ્રક આપવા માટે (૧૯૨૩)

'સાબરમતી' બંધ થયા પછી આ રકમમાંથી ૧૯૩૯ થી 'તારાગૌરી ગ્રંથમાળા' ચલાવવામાં આવે છે.

૨૦૦ શ્રી. જરબાઈ રુસ્તમજી તરફથી રાષ્ટ્રીય શાળાઓમાં રમતોની હરીફાઈ અંગે ધ્યાનચિહ્ન અંકિત પદક રાખવા માટે (૧૯૨૪)

# પરિશિષ્ટ ૧૪

## ગૂજરાત વિદ્યાપીઠ : અમદાવાદ

તા ૧૮-૧૦-૧૯૨૦થી ૩૧-૩-'૪૯ સુધીનુ કુલ આવક ખર્ચનુ તારણ

૭,૧૨,૪૮૪-૧૨-૩ વિદ્યાપીઠ સ્વરાજ ફાળો

૧,૮૩,૭૪૫-૭-૦ વિદ્યાપીઠ ફાળો

૧,૯૪,૯૭૬-૧૧ ૬ ગાંધીજી પર્સ ફંડમાંથી

૧,૬૬,૫૩૪ ૧-૭ ટિળક સ્વરાજ ફાળામાંથી

૨,૮૪,૯૬૯-૧૧-૦ પુસ્તક પ્રજાદાન, ખેતી, વ્યાજ, ધર્મ ઋણ, તથા ઇતર આવકોના

૬૭,૦૦૦-૦-૦ ગુજરાત પ્રાંતિક સમિતિ મદદ

૭૩ ૨૩૭-૪-૦ ગ્રંથાલય ભેટ વગેરે-ખર્ચ જતા [ ૩૧-૫-૪૫ સુધી ]

૩૩,૮૩૪ ૧૨ ૬ મહાદેવ દેસાઈ ટ્રસ્ટ તરફથી

૩૯,૦૦૦-૦-૦ ગ્રંથાલય માટે સરકારી ગ્રાન્ટ

૪૦,૧૯૫-૦-૩ ગાંધીજી અધીન ફાળામાંથી

૬,૪૩૨-૭-૬ ગુજરાત રાષ્ટ્રભાષા પ્રચાર તરફથી

૩,૮૪૦-૦-૦ અમદાવાદ મ્યુનિસિપલ શિક્ષક તાલીમવર્ગ શિક્ષણ ફી

---

૧૮,૦૬,૨૫૦-૩-૯

૨,૫૧,૯૮૪-૬-૬॥ ગૂજરાત મહાવિદ્યાલય ખર્ચ
૩,૧૭,૧૩૪-૭-૩॥ ખર્ચ

---

૬૫,૧૫૦-૦ ૯ આવક
૮૭,૬૪૨-૫-૩ ગુજરાત પુરાતત્ત્વમંદિર ખર્ચ
૯૦,૭૨૭-૧૩ ૧ ખર્ચ

---

૩,૦૮૬-૭ ૧૦ આવક
૨,૬૩,૫૩૭-૭-૪ શાળા મદદ ખર્ચ
૨,૮૮,૫૭૪ ૧૧-૭ ખર્ચ

---

૨૫,૦૩૭-૮-૩ આવક
૫૦,૦૯૩-૨-૫ ગુજરાત વિનય મંદિર ખર્ચ
૬૦,૧૫ -૯-૨ ખર્ચ

---

૧૦,૦૬૦-૬ ૯ આવક
૨૦,૧૨૨-૯-૫ અધ્યાપન મંદિર ખર્ચ
૨૧,૦૪૪-૯-૫ ખર્ચ

---

૯૨૨-૦-૦ આવક

૧,૩૪,૮૨૯ ૧૨ ૬ મકાન બાંધકામ ઘસારા ખર્ચ

૩,૮૦,૧૪૯ ૧૫-૨॥ સરસામાન ઘસારો, હિંદુસ્તાની પ્રચાર ( ૩૧-૩-'૪૫ સુધી ), કાર્યાલય ખર્ચ તથા બીજા ખર્ચના

| | |
|---|---|
| ૧,૭૬૨-૨-૯ | વલ્લભ વિદ્યાલય ખર્ચ |
| | [૧-૧-'૪૭ થી] |
| ૨૫,૬૯૧-૪-૯ | ખર્ચ |
| ૧૮,૯૨૯-૨-૦ | આવક |
| ૧૨,૮૭,૩૩૮-૧-૩ | કુલ ખર્ચ |
| *૫,૨૧,૨૨૦-૨-૪ | ખર્ચ કરતાં આવકનો વધારો ૩૧-૩-'૪૯ સુધીના હિસાબ મુજબ |
| ૧૮,૦૬,૫૫૮-૩-૭ | |

## પરિશિષ્ટ ૨૫

### ગૂજરાત વિદ્યાપીઠના વાર્ષિક અંદાજપત્રનું તારણ

(સને ૧૯૪૯-૫૦)

| | ખર્ચ અંદાજ | આવક અંદાજ |
|---|---|---|
| ૧. વિદ્યાપીઠ સામાન્ય | ૧૦,૨૯૦ | ૩,૧૦૦ |
| ૨. ખેતી-વણાટ | ૫,૪૯૦ | ૩,૪૦૦ |
| ૩. હિન્દુસ્તાની પ્રચાર | ૨૦,૭૫૦ | ૧૩,૮૦૦ |
| ૪. કોશ-પ્રકાશન | ૫,૫૦૦ | — |
| ૫. ગ્રંથાલય | ૪૦,૦૨૫ | ૧૬,૮૦૦ |
| *૬. મ. દે. મહાવિદ્યાલય | ૩૧,૯૫૦ | ૩૧,૯૫૦ (મ. દે. ફંડમાંથી) |
| ૭. કુમાર મંદિર | ૧૩,૦૦૦ | ૪,૧૦૦ |
| ૮. જૈન સાહિત્ય પ્રકાશન | ૧,૦૦૦ | ૧,૦૦૦ (જૈન સા. ફંડમાંથી) |
| ૯. વલ્લભ વિદ્યાલય, બોચાસણ | ૪૫,૫૭૧ | ૧૦,૬૭૫ |
| | ૧,૭૩,૬૦૦ | ૮૪,૮૨૫ |
| | | ૨૧,૦૦૦ (પ્રકાશનો વગેરેની આવક) |
| | | ૧,૦૫,૮૨૫ |
| | ૧૦૫,૮૨૫ | |
| અંદાજે ખૂટતી રકમ | ૬૭,૭૭૫ | |

## પરિશિષ્ટ ૧૬

### ૧૯૪૯–૫૦ની જુદી જુદી સમિતિઓ

ખજાનચી — શ્રી બચ્છરાજ કંપની, મુંબઈ
અન્વેષક — આપાજી અમીનની કંપની, અમદાવાદ

#### કાર્યવાહક સમિતિ

શ્રી મોરારજી રણછોડજી દેસાઈ (કુલનાયક), પ્રમુખ
,, ખંડુભાઈ કસનજી દેસાઈ
,, જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
,, ગોપાલદાસ જીવાભાઈ પટેલ
,, પરીક્ષિતલાલ લલ્લુભાઈ મજમુદાર
,, વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
,, મગનભાઈ પ્રભુદાસ દેસાઈ (મહામાત્ર મંત્રી)

#### વિદ્યાપીઠ ગ્રંથાલય સમિતિ

શ્રી કુલનાયક (પ્રમુખ)
,, મગનભાઈ પ્રભુદાસ દેસાઈ
,, જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
,, વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
,, મોરારભાઈ મણિભાઈ દેસાઈ
,, જુગતરામ ચીમનલાલ દવે
,, કીકુભાઈ રતનજી દેસાઈ
,, પાંડુરંગ ગણેશ દેશપાંડે
,, ગોપાળદાસ જીવાભાઈ પટેલ (મંત્રી)

#### પુસ્તક સમિતિ

શ્રી કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા
,, વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
,, જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
,, જુગતરામ ચીમનલાલ દવે
,, પાંડુરંગ ગણેશ દેશપાંડે
,, ગોપાળદાસ જીવાભાઈ પટેલ
,, મગનભાઈ પ્રભુદાસ દેસાઈ (મહામાત્ર મંત્રી)

### ગૃ હિન્દુસ્તાની પ્રચાર સમિતિ

શ્રી મ્વનાયક (પ્રમુખ)
,, જુગતરામ ચીમનલાલ દવે
બબલભાઈ પ્રાણજીવનદાસ મહેતા
વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
અમૃતલાલ ઠાકોરદાસ નાણાવટી
,, ગિરિરાજ કિશોર
,, નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ
,, કરીમભાઈ ભીખાભાઈ વોરા
,, જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
,, મગનભાઈ પ્રભુદાસ દેસાઈ (મહામંત્રી)

### ગ્રામસેવા અને વર્ધા તાલીમ સમિતિ

શ્રી કવનાયક (પ્રમુખ)
,, જુગતરામ ચીમનલાલ દવે
,, ઠાકોરભાઈ મણિભાઈ દેસાઈ
,, વાનભાઈ ડાહ્યાભાઈ નાયક
,, બબલભાઈ પ્રાણજીવનદાસ મહેતા
,, શિવાભાઈ ગોકળભાઈ પટેલ
,, વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
,, મગનભાઈ પ્રભુદાસ દેસાઈ (મંત્રી)

### શ્રી રેવાભાઈ ગ્રંથમાળા સમિતિ

શ્રી કસનાયક (પ્રમુખ)
,, ગોપાળદાસ જીવાભાઈ પટેલ
,, મગનભાઈ પ્રભુદાસ દેસાઈ (મંત્રી)

### શ્રી સુરજબહેન પટેલ ગ્રંથમાળા સમિતિ

શ્રી કુનાયક (પ્રમુખ)
,, નરહરિભાઈ દ્વારકાદાસ પરીખ
,, પાંડુરંગ ગણેશ દેશપાંડે
,, ગોપાળદાસ જીવાભાઈ પટેલ
,, વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી
,, મગનભાઈ પ્રભુદાસ દેસાઈ (મંત્રી)

# પરિશિષ્ટ ૨૭

## ગુજરાત વિદ્યાપીઠનાં પ્રકાશનો

### ૧ પાઠ્ય પુસ્તકમાળા (૩૧)

| ક્રમ | પુસ્તકનું નામ | લેખક યા સંપાદક | પ્રકાશન સાલ |
|---|---|---|---|
| ૧ | સ્વતંત્ર બાળશિક્ષણ | ગિજુભાઈ બધેકા | ૧૯૨૧ |
| ૨ | બાળવાર્તાઓ પર વ્યાખ્યાનો | કાલેલકર અને ગિજુભાઈ | ૧૯૨૧ |
| ૩ | સંપત્તિશાસ્ત્ર ભા-૧ | ભાટે | — |
| ૪ | ,, ભા-૨ | ,, | ૧૯૨૨ |
| ૫ | ગણિતની પરિભાષા | હરિહર ભટ્ટ | ૧૯૨૨ |
| ૬. | Poetical Selections for Prathma Examination | બાસુરાવ ઠાકોર | ૧૯૨૨ |
| ૭ | પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા | રા. વિ. પાઠક | ૧૯૨૨ |
| ૮ | કુન્તાએ ભાતે રૂઢ | અ. ઝ. નદવી | |
| ૯ | ચામીમાર ભા-૧-૨-૩ | જુગતરામ દવે | |
| ૧૦ | રાયણ ભા ૧-૨ | ,, ,, | ૧૯૨૨ |
| ૧૧ | સંપત્તિશાસ્ત્ર ભા ૩-૪ | ભાટે | [illegible] |

| | | |
|---|---|---|
| ૨૩ બ્રિ રાજતંત્ર અને આપણી મહાસભા | ચૂનીલાલ ભટ્ટ | ૧૯૨૪ |
| ૨૪ ઐતિહાસિક વાર્તામાળા | નાનુભાઈ ગાંધી | ૧૯૨૫ |
| ૨૫ આકડાશાસ્ત્રના મૂળતત્ત્વો | ચંદુલાલ દલાલ | ૧૯૨૬ |
| ૨૬ નક્ષત્રમાળા | — | — |
| ૨૭ કરડિયો | નંદા પરીખ | ૧૯૨૮ |
| ૨૮ Education for Life | આર્મસ્ટ્રોંગ | — |
| ૨૯ Preparation for Science | ગ્રેગ | ૧૯૨૮ |
| ૩૦ મહાત્મા ગાંધીજીની ૧૧ શરતો | ખુશાલ ત. શાહ | ૧૯૩૧ |
| ૩૧ શિક્ષણ વ્યાખ્યાનમાળા | — | ૧૯૨૬ |

## ૨ ગ્રામસમિતિના પ્રકાશનો (૫)

| | | |
|---|---|---|
| ૩૨ માતર તાલુકાની આર્થિક તપાસ (અંગ્રેજી) | કુમારપ્પા | ૧૯૩૧ |
| ૩૩ માતર તાલુકાની આર્થિક તપાસ (ગુજરાતી) | કુમારપ્પા | ૧૯૩૬ |
| ૩૪ બોરસદની આર્થિક તપાસ | વિઠ્ઠલદાસ કોઠારી અને ઝવેરભાઈ પટેલ | ૧૯૩૩ |
| ૩૫ ગ્રામસંગઠન (વ્યાખ્યાન સંગ્રહ) | — | — |
| ૩૬ ભાંગતાં ગામડાં | — | ૧૯૩૬ |

## ૩ પુરાતત્ત્વ ગ્રંથાવલી (૨૮)

| | | |
|---|---|---|
| ૩૭ પાલિપાઠાવલી | જિનવિજયજી | ૧૯૨૨ |
| ૩૮ પ્રાકૃત કથા સંગ્રહ | ,, | ૧૯૨૨ |
| ૩૯ આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા | — | ૧૯૨૨ |
| ૪૦ ઉપનિષદપાઠાવલી | કાલેલકર | ૧૯૨૨ |
| ૪૧ અભિધમ્મત્થસંગહો | ધર્માનંદ કોસંબી | ૧૯૨૩ |
| ૪૨ બુદ્ધલીલાસારસંગ્રહ | ,, ,, | ૧૯૨૩ |
| ૪૩ પ્રાચીન તહેવારોનો ઇતિહાસ | ત્રિવેદી | ૧૯૨૩ |
| ૪૪ અભિધાનપ્પદીપિકા | જિનવિજયજી | ૧૯૨૪ |
| ૪૫ સન્મતિતર્ક પ્રકરણ ભા. ૧ | સુખલાલ અને બેચરદાસ દોશી | ૧૯૨૪ |

| | | |
|---|---|---|
| ૪૬. કાવ્યપ્રકાશ | રસિકલાલ પરીખ અને ગ. વિ. પાઠક | ૧૯૨૪ |
| ૪૭. ધમ્મપદ | ધર્માનંદ કોસંબી અને રા. વિ. પાઠક | ૧૯૨૪ |
| ૪૮. સમાધિમાર્ગ | ધર્માનંદ કોસંબી | ૧૯૨૫ |
| ૪૯. બૌદ્ધ સંઘનો પરિચય | ,, | ૧૯૨૫ |
| ૫૦ પ્રાકૃત વ્યાકરણ | બેચરદાસ દોશી | ૧૯૨૫ |
| ૫૧. સન્મતિતર્ક પ્રકરણ ભા. ૨ | સુખલાલજી અને બેચરદાસ દોશી | ૧૯૨૬ |
| ૫૨. વૈદિક પાઠાવલી | રસિકલાલ પરીખ | ૧૯૨૭ |
| ૫૩. સન્મતિતર્ક પ્રકરણ ભા. ૩ | સુખલાલજી અને બેચરદાસ દોશી | ૧૯૨૮ |
| | | [illegible] |

| | | |
|---|---|---|
| ૭૦ જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્ય વિચાર | બેચરદાસ દોશી | ૧૯૩૧ |
| ૭૧. સન્મતિ પ્રકરણ | ,, | ૧૯૩૨ |
| ૭૨ જિનાગમ કથાસંગ્રહ | ,, | ૧૯૩૫ |
| ૭૩ શ્રીમદ્‌ની જીવનયાત્રા | ગોપાળદાસ પટેલ | ૧૯૩૫ |
| ૭૪ શ્રી રાજચંદ્રના વિચારરત્નો | ,, | ૧૯૩૬ |
| ૭૫ મહાવીરસ્વામીનો સંયમધર્મ | ,, | ૧૯૩૬ |
| ૭૬. મહાવીરસ્વામીનો આચાર ધર્મ | ,, | ૧૯૩૬ |
| ૭૭. બુદ્ધચરિત | ધર્માનંદ કોસંબી | ૧૯૩૧ |
| ૭૮. મહાવીર સ્વામીનો અંતિમ ઉપદેશ | ગોપાળદાસ પટેલ | ૧૯૩૭ |
| ૭૯ શ્રી કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો | ,, | ૧૯૩૭ |
| ૮૦. યોગશાસ્ત્ર | ,, | ૧૯૩૮ |
| ૮૧. શ્રી. ભગવતીસાર | ,, | ૧૯૩૮ |
| ૮૨. જગતનો આવતી કાલનો પુરુષ | મગનભાઈ દેસાઈ | ૧૯૩૯ |
| ૮૩. સમી સાંજનો ઉપદેશ | ગોપાળદાસ પટેલ | — |
| ૮૪. તત્ત્વાર્થસૂત્ર | સુખલાલજી | ૧૯૩૦ |

| | | |
|---|---|---|
| ૧૪૬. પ્રાચીન શીલકથાઓ | ગોપાળદાસ પટેલ | ૧૯૪૪ |
| ૧૪૭. આહાર અને પોષણ | ઝવેરભાઈ પટેલ | ૧૯૪૫ |
| ૧૪૮. મેલેરિયા | વિઠ્ઠલદાસ કોઠારી | ૧૯૪૬ |
| ૧૪૯. ઘરમાખી | બંસીધર ગાંધી | ૧૯૪૯ |
| ૧૫૦. ખેડૂતનો ચોપડો | — | ૧૯૪૯ |

૯. રેવાભાઈ સ્મારક માળા (૭)

| | | |
|---|---|---|
| ૧૫૧. યોગવાસિષ્ઠ | ગોપાળદાસ પટેલ | ૧૯૪૫ |
| ૧૫૨ કળા એટલે શું? | ટૉલ્સ્ટૉય | ૧૯૪૫ |
| ૧૫૩. ગૌતમ બુદ્ધ | રાધાકૃષ્ણન | ૧૯૪૬ |
| ૧૫૪. મુંડકોપનિષદ | મગનભાઈ દેસાઈ | ૧૯૪૭ |
| ૧૫૫ શ્રીમદ્ ભાગવત | ગોપાળદાસ પટેલ | ૧૯૪૯ |
| ૧૫૬. પ્રાચીન સાહિત્ય | મહાદેવ દેસાઈ અને | |

## ૧

# વિદ્યાપીઠની સ્થાપના

[ ગુજરાત મહાવિદ્યાલયના સ્થાપના-સમયનું વ્યાખ્યાન, તા. ૧૫-૧૧-૧૯૨૦ ]

મારી જિંદગીની અંદર મેં અનેક કાર્યો કર્યાં છે. તેમાંનાં ઘણાં કાર્યોને માટે મારા મનમાં હું મગરૂરી પણ માનું છું, કેટલાકને સારુ પશ્ચાત્તાપ પણ થાય છે. એમાંનાં ઘણાં મોટી જવાબદારીવાળાં પણ હતાં. પણ અત્યારે જરાયે અતિશયોક્તિ વિના હું કહેવાને ઇચ્છું છું કે, મેં એવું એક પણ કાર્ય નથી કર્યું કે જેની સાથે આજે કરવાના કાર્યનો મુકાબલો થાય. આ કાર્યમાં મને ભારે જોખમ લાગે છે. તે એ કારણથી નહિ કે એમાં પ્રજાને નુકસાન રહેલું છે; પણ મને દુઃખ થયા કરે છે અથવા હું મારા મનમાં મુકાબલો કરી રહ્યો છું તે એક જ વસ્તુ છે કે, હું જે કામ કરવા બેઠો છું તેને માટે હું લાયકાત ધરાવતો નથી. આમ હું વિવેકદૃષ્ટિએ નથી કહી રહ્યો, પણ મારો આત્મા જે કહે છે તે હું તમારી સામે આળેખી રહ્યો છું. મને જો ખબર હોત કે અત્યારે જે કાર્ય કરવાનું છે તે કેળવણીનો જે ખરો અર્થ છે તેને અવલંબીને કરવાનું છે તો મારે આ પ્રસ્તાવના મૂકવી ન પડત. આ મહાવિદ્યાલયની પ્રતિષ્ઠા કરવાનો હેતુ કેવળ વિદ્યાદાન આપવાનો નથી, પણ આજીવિકાની પ્રાપ્તિને સારુ સાધન કરી આપવાનો પણ છે, અને તે સારુ આ વિદ્યાલયની સરખામણી ગુજરાત કાલેજ આદિની સાથે કરું છું ત્યારે મને ઘૂમરી આવે છે.

### ઈંટ–ચૂનાની સરખામણી

આમા પણ અતિશયોક્તિ નથી ક્યાં ગૂજરાત કૉલેજ અને એવી બીજી કૉલેજો અને ક્યા આપણુ આ નાનું મહાવિદ્યાલય? મારા મનમા તો એ મહાન જ છે પણ મને ધાસ્તી છે કે તમારી દૃષ્ટિથી હિંદુસ્તાનમા પહેલી કૉલેજોની સામે આ મહાવિદ્યાલય અણુવિદ્યાલય લાગતુ હશે આ વિદ્યાલયનો વિચાર કરતા તમારા મનમા ઈંટ અને ચૂનાની સરખામણી થતી હશે ઈંટ અને ચૂનો તો હું ગૂજરાત કૉલેજમા વધારે જોઉં છુ ટ્રેનમા આવતો હતો ત્યારે એ જ વિચાર હું કરતો આવતો હતો કે તમારી આગળ આજે હું કયો વિચાર મૂકુ કે જેથી આવી ઈંટચૂનાની સરખામણી તમારા મનમાંથી કાઢી નાખી શકુ એવો વિચાર મને હજી સુધી નથી સૂઝ્યો એ મને ખૂંચે છે આવો કઠણ પ્રસગ મે મારે વાસ્તે અગાઉ કદી ઊભો નથી કર્યો અત્યારે અનાયાસે એમા હુ આવી પડ્યો છુ મારા હૃદયની અદર જે વસ્તુ સિદ્ધ છે તે હું તમારી આગળ તેવી રીતે સિદ્ધ નહિ કરી શકુ જેને તમે ત્રુટીઓ માનશો તેને હું ત્રુટી નથી એમ કઈ રીતે બતાવી શકું? એ ત્રુટીઓ સરળ ભાવે જણાવીને ભાઈ કિશોરલાલે (મહામાત્રે) મારું કામ સહેલુ કરી મૂક્યું છે એ ત્રુટીઓ હોવા છતા આ કાર્ય મહાન છે એમ તમે માનજો મારામા એને વિષે જેવી શ્રદ્ધા [redacted] તેવી જ શ્રદ્ધા ઈશ્વર તમારામા આરોપે હુ પોતે તમારામા એ શ્રદ્ધાને નહિ આરોપી શકુ મારામા એટલી તપશ્ચર્યા નથી મારે મારુ અસમર્થપણું કબૂલ કરવું જોઈએ. મે કેળવણીમા એવું મર્મ નથી કર્યું કે હું તમને બતાવી શકું કે આ કાર્ય મહાનમાં મહાન છે હિંદુસ્તાનની આજની પરિસ્થિતિમા આપણે જે મર્મ કરી રહ્યા છીએ તે જ શોભે છે. મકાનોની શી સરખામણી?

### કસોટીની પથરી

આજે તો ધરતીનો એક ઇંચ પણ આપણો નથી. બધુ સરકારી છે આ જમીન, આ ઝાડ, સૌ કઈ સરકારી છે. શરીર પણ સરકારી છે, અને આપણો આત્મા પણ આપણો પોતાનો છે કે નહિ એ વિષે

આજે મને શકા થઈ રહી છે આવી દયામણી સ્થિતિમા આપણે મહા વિદ્યાલયને સારુ સારા સારા મમનો કેમ શોધીએ? વિદ્વાનોને શોધવા રહીએ તો કેમ બને? કોઈ અજ્ઞાનમા અજ્ઞાન અણઘડ માણસ આવીને કહે અને સમજાવી શકે કે આપણો આત્મા શુષ્ક થઈ ગયો છે, આ દેશ તેજહીન-જ્ઞાનહીન થઈ ગયો છે, તો તેવા માણસને હુ આચાર્યની પદવી આપુ એક ભરવાડને આચાર્યપદ આપવાને તમે તૈયાર હો એવી મારી ખાતરી નથી એટલે આપણે ભાઈ ગિદવાણીને શોધવા પડ્યા છે એમની પદવી ઉપર હુ મોહિત નથી તમે એમને એમની પદવી સિવાય બીજી રીતે ઓળખતા નહિ હો પણ આ વિદ્યાલયની પ્રોઢીને માટે તમે જુદો આક મૂકજો, આની પારખ કરવાને સારુ તમે જુદી પથરી શોધો એમ ઇચ્છુ છુ સામાન્ય પથરી ઉપર કસોટી કરશો તો આભાસ પિત્તળનો માલૂમ પડશે પણ ચારિત્ર્યની કસોટી ઉપર તપાસશો તો તમને પિત્તળ નહિ પણ સોનું જણાશે

અહીંયા આ વિદ્યાના કાર્યને સારુ જે સગમ થયો છે તે તીર્થરૂપ છે અહીં ચારિત્રવાન પુરુષો એકઠા થયા છે સુદર સિંધી સુદર મહારાષ્ટ્રી સુદર ગુજરાતીઓનો સગમ થયેલો છે આવો સગમ આપણે ક્યાથી પ્રાપ્ત કરી શકીએ?

અહીં જે ભાઈઓ અને બહેનો આવેલાં છે તેમની હું પહેલો પ્રાર્થના કરીશ આ મહાવિદ્યાલયની પ્રતિષ્ઠામા તમે સાક્ષીભૂત છો તમારામાથી કોઈને આ પ્રતિષ્ઠા કરવી એ તમાશો લાગતો હોય તો તેવાઓના અત કરણોને હુ રોકવા માગુ છુ, અને તેમને હુ કહેવા માગુ છુ કે તમે આ પ્રતિષ્ઠામા ન બેસશો તમે અહીં તમારા આશીર્વાદ આપવા ને સારુ જ બેસજો તમારો આશીર્વાદ મળવાથી મહાવિદ્યાલય મહાન તરીકે ઓળખાશે પણ તે મુખનો જ ન હોવો જોઈએ હૃદયનો આપજો હૃદયનો આશીર્વાદ તો તમે તમારા છોકરાઓ અને છોકરીઓ મહાવિદ્યાલયને આપીને જ આપી શકશો હિંદુસ્તાનમા પૈસો આપવાની શક્તિ તો ઘણી છે પૈસાને અભાવે કોઈ પ્રગતિ નથી રોકાતી પ્રગતિ રોકાય છે, તે તો

મનુષ્યને અભાવે, અધ્યાપક અથવા મુખીને અભાવે, કે મુખી હોય તો તેના શિષ્યોને—એટલે કે સિપાઈઓને અભાવે. હું માનું છું કે જ્યાં આગેવાનો લાયક હોય ત્યાં સિપાઈ મળી જ રહે છે. પોતાનાં ઓજાર ગમે તેટલાં બૂઠાં હોય પણ સુતાર તેની સાથે કજિયો નહિ કરે, એ તો બૂઠામાં બૂઠાં ઓજારોને પણ પોતાના હાથમાં રમાડશે. તેમ મુખી પણ ખરેખરો કારીગર હશે તો જેવી વસ્તુ મળેલી હશે તેવીમાંથી, દેશની માટીમાંથી સુવર્ણ ઉત્પન્ન કરી શકશે. આચાર્ય પ્રતિ મારી એ પ્રાર્થના છે.

## ચારિત્રનો ચમત્કાર

આચાર્યની અને અધ્યાપકોની અહીં દાખલ થવામાં એક જ ભાવના છે; વિદ્વાનો નહિ પરંતુ ચારિત્ર્યનો ચમત્કાર બતાવીને તમે સ્વાતંત્ર્ય અપાવવાના છો. સરકારની તેજસ્વી તલવારની સાથે તલવારનો મુકાબલો કરીને નહિ, પણ સરકારની અશાંતિકારક રાક્ષસી પ્રવૃત્તિની સાથે આપણી શાંતિમય દૈવી પ્રવૃત્તિનો-ભલે તે અપૂર્ણ હોય તોપણ—મુકાબલો કરીને. અત્યારે આપણે સ્વતંત્રતાનું બીજ રોપી તેને પાણી પાઈ તેમાંથી સ્વરાજનું સુંદર વૃક્ષ બનાવવું છે. તે ચારિત્રથી શુદ્ધ દૈવીબળ જ ઊછરશે. જ્યાં સુધી આચાર્ય અને અધ્યાપકો આ એક જ દૃષ્ટિ રાખીને કાર્ય કર્યે જશે ત્યાં સુધી આપણને જરા પણ ઝાંખપ નથી લાગવાની. જે મારી પોતાની શ્રદ્ધા છે તે આચાર્ય અને અધ્યાપકો, તમારે વિષે ઈશ્વર ખરી પાડે એ અચલિત શ્રદ્ધા મારામાં નહિ હોત તો હું નિરક્ષર આ કુલપતિનું પવિત્ર સ્થાન કબૂલ ન જ કરત. આ કાર્યની અંદર જ જીવવાને તેમ મરવાને હું તૈયાર છું. તેને માટે મરવું એને જ જેમ હું જીવવું સમજું છું, તેમ તમે પણ સમજો છો એમ જાણીને જ હું તમારી સાથે વસુ છું. અને તેથી જ આ મહાન પદ મેં ધારણ કર્યું.

## વસ્તુસ્થિતિનું આભાસ

જો આચાર્ય અને અધ્યાપકો પોતાનો ધર્મ બજાવે તો વિદ્યાર્થીને મારે શું કહેવું? વિદ્યાર્થીઓ ઉપર આક્ષેપો મૂકવાનું અધમ કામ હું

કરવાનો નથી. વિદ્યાર્થીઓ તો પરિસ્થિતિનું આભલું છે, તેમનામાં દંભ નથી, દ્વેષ નથી, ઢોંગ નથી. જેવા છે તેવાને તેવા તેઓ પોતાને દેખાડે છે. જો તેમની અંદર પુરુષાર્થ નથી, સત્ય નથી, બ્રહ્મચર્ય નથી, અસ્તેય નથી, અપરિગ્રહ નથી, અહિંસા નથી—તો એ દોષ તેમનો નથી. દોષ માબાપનો છે; અધ્યાપકોનો છે; આચાર્યનો છે; રાજાનો છે. પણ આમાં રાજાનોય શું દોષ કાઢું ? કાલે જ મેં મુંબઈમાં વિદ્યાર્થીઓને કહ્યું હતું, 'यथा राजा तथा प्रजा' જેમ સાચું છે તેમ જ 'यथा प्रजा तथा राजा' પણ સાચું છે, બલ્કે એ જ સાચું કહેવાય. પ્રજાનો પ્રથમ દોષ છે. પ્રજાના દોષ વિદ્યાર્થી વર્ગમાં નીતર્યા છે. અને તેથી તે વિદ્યાર્થીમાં સ્પષ્ટરૂપે જોઈ શકાય છે. તો આપણે, માબાપે, આચાર્યે, અધ્યાપકે તે દોષો કાઢી નાંખવાને માટે જે કરવું ઘટે તે કરવું જોઈએ.

### ભાડાની સંસ્કૃતિ

હિંદુસ્તાનનું દરેક ઘર વિદ્યાપીઠ છે—મહાવિદ્યાલય છે, માતાપિતા આચાર્યો છે, માતાપિતાએ એ આચાર્યનું કાર્ય છોડી દઈ પોતાનો ધર્મ છોડી દીધો છે. બહારની સંસ્કૃતિને આપણે નથી ઓળખી શકયા, એના ગુણ અને દોષોનું આપણે માપ નથી લઈ શકયા. બહારની સંસ્કૃતિને આપણે ભાડે લીધી છે, પણ ભાડું તો આપણે કશું આપતા નથી એટલે એને આપણે ચોરી લીધી છે. એવી ચોરેલી સંસ્કૃતિથી હિંદુસ્તાન કેમ ઊંચે ચડી શકે ?

આપણે આ વિદ્યાલયની પ્રતિષ્ઠા વિદ્યાની દૃષ્ટિથી નહિ પણ રાષ્ટ્રીય દૃષ્ટિથી કરીએ છીએ, વિદ્યાર્થીઓને બળવાન અને ચારિત્ર્યવાન બનાવવાને માટે કરીએ છીએ. હું ચોમેર કહી રહ્યો છું કે જેટલી સફળતા વિદ્યાર્થીઓમાં મેળવશું તેટલે અંશે હિંદુસ્તાનના સ્વરાજ માટે આપણે લાયક થઈ શકશું. સ્વરાજની સ્થાપના બીજી રીતે નહિ થઈ શકે. આપણે આવાં વિદ્યાલયો સફળ કરવા માટે આપણો પૈસો, આપણું ચારિત્ર્ય જેટલું ખરચી શકીએ તેટલું ઓછું છે.

આ બોલવાનો સમય નથી, કરવાનો સમય છે. મારા ઉદ્ગારો જેવા આવ્યા તેવા હું તમને આપી ગયો છું. તમારી પાસે માગવાનું મેં માગ્યું. હવે અભ્યાસ કરનાર વિદ્યાર્થી પાસે પણ માગું છું. તેમની પાસે સાહસ છે એમાં તો શંકા નથી. તેમને જેઓ દાખલ થઈ ચૂક્યા છે તેમને હું વિદ્યાર્થી તરીકે નહિ ગણું, એટલે એમને હું જવાબદારીથી મુક્ત નથી ગણવાનો જે વિદ્યાર્થીઓએ અહીં નામ નોંધાવ્યાં છે તેઓ તો અરધા શિક્ષક ગણાય. તેમણે જ મહાવિદ્યાલયનો પાયો નાખ્યો છે. તેમના ઉપર જ મહાવિદ્યાલયનું મંડાણ રચાયું છે. તેઓ દાખલ ન થયા હોત તો આ મહાવિદ્યાલય ઊભું ન થઈ શક્યું હોત. તેથી તેમની પણ પૂરેપૂરી જવાબદારી છે. તમે આમાં પૂરેપૂરા ભાગીદાર છો તમે તમારો ભાગ પૂરેપૂરો નહિ આપો તો શિક્ષક ગમે તેટલા પ્રયત્ન કરે તોપણ ફળીભૂત નહિ થાય, અથવા સંપૂર્ણ ફળીભૂત તો નહિ જ થાય જે વિદ્યાર્થીઓએ પોતાની શાળા છોડી છે, તેઓ શું સમજીને અહીં આવ્યા છે, તેમને અહીં શું મેળવવાનું છે, એ તેમણે જાણી લેવાનું છે ગમે તેટલા વખત સુધી આ દારુણ યુદ્ધ ચાલુ રહેશે તે દરમ્યાન તેઓ પોતાનું કાર્ય કરતા રહે એવી શક્તિ ઈશ્વર તેમનામાં રેડે તેમ જો થશે તો મારી ખાતરી છે કે મૂઠીભર વિદ્યાર્થીઓ હશે તોપણ આ મહાવિદ્યાલય શોભશે અને આખા હિંદુસ્તાનમાં આદર્શ વિદ્યાલય થશે.

## ઋષિનું કાર્ય

આનું કારણ નથી ગુજરાતનું ધન, નથી ગુજરાતની વિદ્યા, પણ એનું કારણ એ [redacted] કે અસહકારની ઉત્પત્તિનું સ્થાન ગુજરાત છે; અસહકારનું મૂળ ગુજરાતમાં રોપાયું છે, તેના ઉપર સિંચન ગુજરાતમાં થયું છે, એને માટે તપસ્યા ગુજરાતમાં થઈ છે આ ઉપરથી એમ નહિ માનશો કે આ મિથ્યાભિમાની માણસ બોલે છે, એમ ન માનશો કે એ બધી તપસ્યા મેં જ કરી છે, કે એ મૂળ મેં જ રોપ્યું છે. મેં તો કેવળ મંત્ર આપ્યો છે, એક વણિકપુત્ર જો કરી શકતો હોય તો મેં ઋષિનું કામ કર્યું છે.

### શ્રદ્ધાનું બળ

એથી વિશેષ મેં કંઈ નથી કર્યું. તેના મૂળ તો મારા સાથીઓએ રોપ્યાં છે. એમની શ્રદ્ધા માગ કરતાં પણ વધારે હતી ત્યારે કામ થયું. મને અનુભવજ્ઞાન છે એમ મારો દાવો છે. દેવતાઓ આવીને સમજાવે તોપણ મારી શ્રદ્ધા ચળે એમ નથી નરી આંખે જેમ સામાં ઝાડ હું જોઉં છું તેમ મને લાગે છે કે હિંદુસ્તાનની ઉન્નતિ શાંત અસહકારથી જ થવાની છે. પણ મારા સાથીઓને વિષે તેવું ન કહેવાય. તેઓએ તર્કથી, ન્યાયથી, શ્રદ્ધાથી માન્યુ છે કે આ શાંતિમય અસહકારથી જ ઉન્નતિ થઈ શકશે.

હિંદુસ્તાનમાં કે પૃથ્વીમા ક્યાંયે કોઈ પોતાના જ અનુભવથી કાર્ય નથી કરતુ. કેટલાકને અનુભવ મળે છે ત્યારે બીજા તે કાર્ય શ્રદ્ધાથી કરે છે.

મારા સાથીઓએ પાયો રોપ્યો છે તેમનામાં ઘણા ગુજરાતી છે, મહારાષ્ટ્રીઓ પણ છે, પણ એ મહારાષ્ટ્રીઓ તો ગુજરાતમાં આવીને અરધા કે પોણા અથવા સવા ગુજરાતી જ બની ગયા છે. તેમના વડે આ શસ્ત્ર ઉજ્જવળ બનેલું છે એનો પૂરો ચમત્કાર આપણે હજી નથી જોયો. જેને માટે બાલિકાઓએ પોતાની અંગડીઓ મને કાઢી આપી છે તે કાર્યનો ચમત્કાર તમે ૧ માસની અંદર વિશેષ જોશો પણ એ બધાનુ મૂળ–તેની દૃશ્ય પ્રતિમા–આ મહાવિદ્યાલય છે. હિંદુઓ પ્રતિમાપૂજક છે; અને તે માટે આપણને અભિમાન છે. આ પ્રતિમાનાં જુદાં જુદાં અંગો છે તેમાં કુલપતિ તો હું પોતે; અધ્યાપકો, આચાર્ય, વિદ્યાર્થીઓ એ એનાં બીજાં અંગો છે. હું પોતે બુઢ્ઢો છુ, પાકું પાન છુ, બીજાં કામોમાં રોકાયેલો છુ. મારા જેવું પાકુ પાન ખરી પડે તો ઝાડને કંઈ આંચ આવે નહિ આચાર્ય અને અધ્યાપકો પણ પાતરાં જ છે, જો કે એઓ અત્યારે કુમળાં પાતરાં છે. થોડા વખતમાં તેઓ પણ ઘરડાં પાન થઈને કદાચ ખરી જશે. પરંતુ વિદ્યાર્થીઓ એ આ સુંદર ઝાડની ડાળીઓ છે, અને આ ડાળીઓમાંથી આચાર્યો અને અધ્યાપકોરૂપી પાતરા ફૂટવાનાં.

## પ્રહ્લાદના જેવો અગ્નિ પ્રગટાવો

વિદ્યાર્થીઓને મારી વિનંતી છે કે મારી ઉપર જેટલી તમારી શ્રદ્ધા [illegible] તેટલી જ શ્રદ્ધા તમારા અધ્યાપકોમાં રાખજો. પણ જો તમે તમારા આચાર્યને કે અધ્યાપકોને બલહીન જુઓ તો તે સમયે તમે પ્રહ્લાદના જેવા અગ્નિથી એ આચાર્યને અને એ અધ્યાપકોને ભસ્મ કરી નાખજો અને તમારું કામ આગળ ચલાવજો. એ જ મારી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે. અને એ જ મારો વિદ્યાર્થીઓને આશીર્વાદ છે.

અંતમાં હું પરમેશ્વરને પ્રાર્થના કરું છું અને એ પ્રાર્થનામાં તમારા સર્વેની સંમતિ માગું છું. મારી પ્રાર્થનામાં તમે સહુ નિર્મળ હૃદયથી જોડાજો. હે ઈશ્વર! આ મહાવિદ્યાલયને એવું બનાવ કે તેની અંદરથી જે સ્વતંત્રતાનો જાપ આપણે રાત દિવસ જપીએ છીએ તે સ્વતંત્રતા મળો, અને એ સ્વતંત્રતાથી એકલું હિંદુસ્તાન જ નહિ, 'પણ આખું જગત જેમાં હિંદુસ્તાન એક બિંદુ માત્ર છે, તે સુખી થાઓ.

૨

## મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને

[તા. ૧૨-૬-૧૯૨૪ના રોજ ગુજરાત મહાવિદ્યાલયના નવા સત્રના આરંભપ્રસંગે સત્યાગ્રહ આશ્રમમાં મળેલા મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો સમક્ષ આપેલું વ્યાખ્યાન]

આજે સવારે ત્રણ કાગળો મારે વાંચવાને સારુ પડ્યા હતા. એક કહે કે મારે મને તો વિદ્યાપીઠને સળગાવી દેવી. વિદ્યાપીઠે આજ લગીમાં કંઈ જ સારું નથી કર્યું. આ લખનાર વિદ્યાપીઠમાં ભણેલો છે. બીજો કહે કે વિદ્યાર્થીઓ મોજશોખી છે, અનેક પ્રકારના સ્વાદો કરે છે. વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓ સાદાઈથી રહેતા હશે, ચારિત્રબળ વધતું હશે એમ માનીને મેં મારા છોકરાને મોકલ્યો છે. હવે મારે શું કરવું? ત્રીજો કાગળ મદ્રાસથી છે. તેમાં લખે છે કે આખા હિંદુસ્તાનને કંઈ પણ સૂચક વસ્તુ મળે એવું મારું આજનું ભાષણ હોવું જોઈએ.

હવે મારે શું કરવું? ત્રણમાંથી કઈ વસ્તુ કરવી? ત્રણમાંથી એકે હું કરવા ઇચ્છતો નથી. જેને સ્થાપવામાં મારો કંઈ પણ હિસ્સો છે એ વિદ્યાપીઠને હું કેમ બાળું? એક અંગ્રેજ ચિત્રકારે એક કિસ્સો વર્ણવ્યો છે. એક વાર વિનોદને ખાતર એણે પોતાનું એક ચિત્ર બજારમાં ટંગાવ્યું અને લખ્યું કે એમાં જેને જ્યાં ભૂલ લાગતી હોય તે ત્યાં તેની ઉપર નિશાની કરે. બીજે દિવસે ચિત્રમાં એક તસુ પણ જગા ખાલી રહી નહોતી. પણ પેલાએ કહ્યું: મને પોતાને એ ચિત્રથી સંતોષ છે ત્યાં સુધી હું એને નહિ જ બાળું.

મને સવારે આજે એ ચિત્રકાર યાદ આવ્યો. અને એની દૃષ્ટિ સાચી લાગી. ટીકાઓ શોધવા બેસતાં કંઈ પાર નથી આવવાનો. ઈશ્વરે માણસમાં મોહ જેવી વસ્તુ મૂકેલી છે. એ મોહને વશ થઈને આપણે

કામ ચલાવ્યા જઈએ છીએ. તમે પોતે તો આ ત્રણે વસ્તુમાંથી સાર ગ્રહણ કરજો. પેલા તીખી ટીકા કરનારે કહેલું છે કે નથી કંઈ વિદ્યાર્થીઓમાં કે નથી કંઈ અધ્યાપકોમાં. એની ઇચ્છા છે કે મારે એ કાગળ 'નવજીવન'માં છાપવો ને તેના પર ટીકા કરવી. હું નથી એ કાગળને છાપવાનો કે નથી એના પર ટીકા પણ કરવાનો. વિદ્યાર્થીઓમાં સાદાઈ નથી એ આરોપ છે તેને વિષે તમારે સમજી લેવાનું છે. મદ્રાસીને તો હું સંભાળી લઈશ. વળી જો મારા ભાષણનો કોઈ ઉતારો ન લે તો એ અનાયાસે માની લે કે સાચે જ કંઈ ભારે ભાષણ કર્યું હશે!

આ તો પ્રસ્તાવના થઈ. મેં તમને કહેવાનું વિચારેલું તો છે જ. નથી વિચાર્યું એમ નહિ કહું, કારણ મને પોઠી આત્મનિંદા કરવાની ટેવ નથી. બે વર્ષ સુધી પરોક્ષ આશ્રમની શાન્તિમાં ચિંતન કરતાં મારા આગલા વિચારો દૃઢ થયા છે. જે વસ્તુ મેં હિંદુસ્તાન આગળ મૂકી તેને માટે મને જરાયે પશ્ચાત્તાપ નથી. આપણે ગુજરાતમાં વિદ્યાપીઠ સ્થાપીને વિદ્યાલય સ્થાપ્યું પણ તેમાં સિંધીઓ ભર્યા, દક્ષિણીઓને ભર્યા, અને ગુજરાતીઓને માટે સ્થાન ન રાખ્યું તેને સારુ પણ મને મુદ્દલ પશ્ચાત્તાપ નથી. ગુજરાતનો તો ધર્મ છે કે દક્ષિણ અને સિંધમાંથી જે સારું મળી આવે તેને સંઘરવું. કૃપાલાની પોતાને બિહારી માનતા હોય તો તેમને બિહારી ગણીને આપણે લેવા. એમને ગુજરાતમાંથી પણ કંઈક લેવાનું મળશે. બિહારમાં જો તેઓ જુલાહા (વણકર) હતા તો અહીં તેઓ કાંતનાર પીંજનાર બનશે, ને પછી કહેશે કે હું જેટલો બિહારી તેટલો જ ગુજરાતી છું. પણ એ સ્થિતિ લાવવી તમારા મારા હાથમાં છે. તેઓ સિંધથી આવ્યા એટલે આપણા મહેમાન છે. ગુજરાતીને તો આપણે ગાળો પણ દઈએ. એમને આપણી ગરજે રાખ્યા છે. એટલે તેઓ જે આપશે તે તો લેવું જ. આમાં ગુજરાત ખોશે નહિ પણ કમાશે. મારું ચાલે તો એક પણ ગુજરાતીને ન રાખતાં મહાવિદ્યાલય સિંધ અને દક્ષિણીઓથી ભરી મૂકું, અને બધાને કહું કે તમે કાકા ને મામા થાઓ. બધા જ જો કાકા ને મામા મળે તો પછી જોઈએ શું?

વિદ્યાપીઠ આપણે શું કામ સ્થાપી? અસહકારને માટે. એ અસહકાર કોની સાથે? સરકારી કૉલેજોના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો સાથે? ના, એમની સામે આપણો મુદ્દલ અસહકાર નથી. આપણો અસહકાર પદ્ધતિની સામે છે. એ અસહકાર કયા પ્રકારનો છે, ને એ અસહકાર કરીને આપણે શું કરવાના? એનો વિચાર કરતાં મને બે વાતો યાદ આવી. એક વાત વાઘ બકરાની. વાઘ બકરાને બેને સાથે રાખેલા. વાઘ પાંજરામાં હતો, બકરો છૂટો હતો. બકરાને સરસ ખાવાનું મળે, ઘાસ મળે, છતાં બકરો હંમેશાં સોસાતો જ જાય. મારા જેવા વિચક્ષણ માણસે જોયું કે બકરો પુષ્ટ નથી થતો એનું કારણ એ કે એને પડખે વાઘ છે. વાઘની નજર આગળથી દૂર થયા પછી બકરો ગમે તેવું ખાવાનું ખાઈને પણ નાચવા લાગ્યો ને હૃષ્ટપુષ્ટ થયો.

બીજી વાત સર નારાયણ ચંદાવરકરે લખેલી મેં જેલમાં વાંચેલી તે યાદ આવી. સર નારાયણ પૂનામાં ફરવા જતા હતા. ત્યાં એક છુટ્ટી એક શેઠના બચ્ચાને તેને ઘેર લઈ જતી હતી. શેઠનું સાહેબને ઘેર હતું એટલે ખાવાનું તો પૂછવાનું જ શું હોય! પણ ત્યાં એને ચેન ન પડ્યું. છુટ્ટી લઈ જતી હતી ત્યારે એ નાચતું હતું, કૂદતું હતું ને છુટ્ટીને દોરતું હતું, કારણ એ પોતાને ઘેર જતું હતું. કોઈ પણ પ્રાણી સ્વતંત્રતામાં જ ફાલી શકે છે, પરતંત્રતામાં નહિ. એ જ વાતને તુલસીદાસે પોતાની અનુપમ વાણીમાં મૂકીને કહ્યું છે કે 'પરાધીન સપને સુખ નાહીં.'

સરકારી કેળવણીમાં સારામાં સારી સગવડ મળે, સારા અધ્યાપકો મળે, મોટાં મકાનો મળે, છતાં આપણે કપાળે તો કાળી ટીલી જ રહેવાની. આપણે નસીબે તો નોકરી — ગુમાસ્તાગીરી વિના બીજું કશું રહે જ નહિ. બહુ તો વકીલાત સૂઝે. વકીલાતે ઘેર ગઈ, આપણને તો ગ્રેજ્યુએટ થઈને ૩૦ રૂપિયાથી શરૂ થતી નોકરી જ સૂઝે. વધી વધીને ગુજરાત કૉલેજમાં પ્રોફેસર થયા એટલે તો હદ થઈ ગઈ. મહાવિદ્યાલયમાં તો કુટાતાપીટાતા ભણવાનું મળે, અક્ષરજ્ઞાન મળે તેટલું ખરું. મહાવિદ્યાલયના મકાનને છાપરું હોય કે ન પણ હોય. ઘરધણી ગમે ત્યારે નોટિસ આપીને

કાઢી મૂકે. વિદ્યાપીઠને માટે વલ્લભભાઈ ભીખ માગતા ફરે, વિદ્યાપીઠ કાલે હશે કે નહિ એનો પણ સવાલ હોય. આ સ્થિતિ છે. ગુજરાત કૉલેજ પર તો સૂર્ય કદી આથમતો નથી. તમારી વિદ્યાપીઠ પર તો સૂરજ રોજ ઊગે છે ને રોજ આથમે છે. દુનિયાનો કુદરતી નિયમ એ જ છે. એ નિયમને અનુસરીને જ આપણે ઊગરી જવું છે.

આદર્શ તો આપણે ઊંચા જ રાખવાના. ઉચ્ચ આદર્શને આપણે પહોંચી નથી શકતા. ભૂલો કરીએ છીએ એ ખરું, પાપ કરીએ છીએ એ ખરું, પણ આપણે પાપને પુણ્ય તો નથી જ મનાવતા.

सा विद्या या विमुक्तये એ સૂત્ર આપણો આદર્શ છે. ભાઈ કિશોરલાલે મને કહ્યું, 'આ ભારે સૂત્રનો સાંકડો અર્થ કરી આપણે એનો દુરુપયોગ નથી કરતા?' ભાઈ કિશોરલાલના કહેવાનો મારે ખૂબ વિચાર કરવો પડે. તેમનું કહેવું મને ખૂબ સાલે. મેં જોયું કે એ સૂત્રનો દુરુપયોગ નથી, જે આ મુક્તિ મેળવી શકે તેને જ પેલી મુક્તિ મળી શકે. આટલી નાની મુક્તિ પણ ન મેળવીએ તો મોટી કેમ મળે? એટલે મુક્તિના પ્રાકૃત અને ખરેખરા બંને અર્થમાં મુક્તિ એ જ આપણો આદર્શ છે.

આજે મને જરાય અશાન્તિ નથી, જરાયે પશ્ચાત્તાપ નથી કે, મેં આ વિદ્યાપીઠ ઉત્પન્ન કરી. મહાવિદ્યાલયના બધા છોકરા નાસી જાય ને સરકારી કૉલેજમાં ભરાય તોય હું તો કહેવાનો અને કહેવાનો કે એ કેવા મૂર્ખ ને હું કેવો ડાહ્યો! હિંદુસ્તાનને તરવા માટે બીજો ઉપાય જ નથી. આપણે બધા મહા મોહથી ઢંકાઈ રહેલા છીએ તેથી આપણને એ વાત નથી સૂઝતી. હું તો મરીશ ત્યાં સુધી કહ્યાં જ કરવાનો કે મારે માટે તો બહિષ્કાર સિવાય કંઈ જ નથી. મને જ્યારે જણાશે કે હવે પૂરેપૂરો સહકાર કરી શકાય એવી સ્થિતિ આવી છે ત્યારે હું બીજું કહીશ. ત્યાં સુધી તો આખું હિન્દુસ્તાન મારો ત્યાગ કરશે તોપણ હું બહિષ્કારને જ વળગી રહેવાનો. આ હું કહું છું કારણ કે હું અનુભવી માણસ છું, મારા વિચાર પાછળ મેં વર્ષો ગાળ્યાં છે. મેં તપશ્ચર્યા કરી

છે, એટલે સુધી કહી શકાય. હું બીજું કહી જ નહિ શકું. જે માણસને ખબર છે કે પાંચ વીસે સો થાય છે તે કઈ કહેવાનો હતો કે ચાર વીસે કે [redacted] વીસે સો થઈ શકે? મગેણ આશ્રમની અંદર મારા વિચારો કેવળ વધારે દૃઢ થયેલા છે.

ભણ્યા પછી શું કરવાનું એ સવાલ છે. કારકિર્દી વિષે કૃપાલાનીએ મારે માટે કહેવાનું બાકી નથી રાખ્યું. આપણે ભયમાંથી નીકળી જવા માગીએ છીએ એ મુખ્ય વાત છે. હું કહું છું તમે નોકરી ભલે કરજો, અક્ષરજ્ઞાનને વટાવવું હોય તો ભલે વટાવજો. અહીં તો હું એક અંગ્રેજ જુવાન શું કરે છે તે જ કહેવા માગું છું. અંગ્રેજો પ્રત્યે મને તિરસ્કાર નથી. ઘણા નહિ જાણતા હોય કે અંગ્રેજો પર હું આશક છું. અંગ્રેજોનું અનુકરણ મને ત્યાજ્ય નથી. મને માત્ર મારી ધરતી જોઈએ. મારી ધરતીમાં રંગ હું ચાહે ત્યાંથી લાવીને પૂરું. મારી સાથેના મારા અંગ્રેજ મિત્રોમાંથી એકે પણ એમ નથી કહ્યું કે તારી સાથે નહિ રહેવાનું થાય તો અમારું શું થશે? તેઓ આજીવિકા છોડીછોડીને મારી પાસે આવેલા. એમની હાજતો વિષે મેં ખોટી ગણતરી કરેલી, છતાં એમાંના કોઈએ કટુવચન નથી કાઢ્યું કે તેં ખોટી ગણતરી કરી હતી. વળી તે દરેકના મનમાં તો એમ પણ હતું હું શું ગાંધીનો જીવાડ્યો જીવવાનો છું? મને જીવાડનારો તો ઈશ્વર છે. જે પુરુષે – જે ચૈતન્યે તમને જન્મ આપ્યો છે તે તમને રોટી પણ આપી દેશે. મુસલમાનો તેમ જ હિંદુઓ આ વાત જાણે છે. પણ આજ તો મુસલમાનો કુરાનને ભૂલી ગયા છે ને હિન્દુઓ ગીતાને; ને તેને બદલે ધૂળ જેવું અર્થશાસ્ત્ર લઈ બેઠા છે. ભૂખે ન મરવું પડે તેને માટે ધાલાવેલી કરી રહ્યા છે. તેઓ નથી જાણતા કે ધાલાવેલી નથી કરી તેઓ કઈ ભૂખે નથી મર્યા. અને ધાલાવેલી શાને સારુ કરવી? પેટને વિષે નિશ્ચિન્ત થવું એ જ તો શાળામાં શીખવાનું છે. અંગ્રેજોની શાળાઓમાં પણ છોકરાઓને આજીવિકાની ફીકર કરવા દેવામાં આવતી નથી. શિક્ષકો કહે છે, 'ભણીને પુરુષાર્થ કરજો ને કમાઈ લેજો.' તેથી જ તમે જુઓ છો કે એ નાનકડા ટાપુમાંથી

માણસો ક્યાં ક્યાં જાય છે. મારા અનેક અંગ્રેજ મિત્રો આજે દુનિયામાં ભ્રમણ કરી રહ્યા છે. કોઈ પૂછશે, 'પણ તેમને બ્રિટિશ વાવટાની ઓથ છે ને?' બ્રિટિશ વાવટાની ઓથથી તેમનાં પેટ નથી ભરાતાં, તેમનું રક્ષણ થાય છે ખરું. તેમને કોઈ મારે તો વાવટો ફરકે ને તોપો ચાલે. આપણે એ રક્ષણ નથી જોઈતું. પણ આજે એ વિષય પ્રસ્તુત નથી. પ્રસ્તુત વિષય એ જ છે કે, તમારે ભવિષ્યમાં આજીવિકાનું શું થશે એનો વિચાર ન કરવો. તમને થવું જોઈએ કે ભંગીના કામમાં પુરુષાર્થ કરીને આજીવિકા મેળવશું, વણકરના કામમાંથી મેળવશું, પણ નામોશીભરેલું કામ કદી નહિ કરીએ, કોઈને બારણે યાચના કરવા નહિ જઈએ, પછી માબાપનું, ભાઈનું, બહેનનું શું થશે એની ચિંતા શાને જોઈએ! અંધારામાં અજવાળું કરવા એક દીવો બસ છે, તેમ તમારા કુટુંબમાં તમે એક સપુત પાકશો તોપણ બસ છે. તમારે ભલે માબાપ ભાઈબહેનનું પોષણ કરવાનું હોય; બહેનને તમારે કહેવું કે તને ખવરાવીને હું ખાઈશ; પણ તને બાસુદી નહિ મળે, રોટલો જ મળશે. એટલે એ બહેન તમને મહેનત કરતા જોઈને બેસી નહીં રહે, પણ મહેનત કરવા લાગશે અને તમારા રોટલામાં ભાગ ભરશે. એમ તમારામાં હિંમત હશે તો બધું કુશળ થશે.

ત્યારે આપણે શું કરીએ? હું તમને કહું છું કે તમારો અધ્યાપકો પરથી વિશ્વાસ ઊઠી જાય, તમને લાગે કે અધ્યાપકો પૈસા કમાવા આવ્યા છે, આડંબર કરવા આવ્યા છે, મોટા થવા આવ્યા છે તો તમે તેમને છોડીને ચાલ્યા જજો. એક માણસે કહ્યું, તમને પૈસાનો લોભ તો ન હોય, પણ તમે આડંબર તો કરો, કારણ તમારે મહાત્મા થવું હોયને? વાત સાચી છે. તેથી તમને લાગે કે અધ્યાપકો મોટા થવા માગે છે તો તમે તેમને છોડજો. છોડજો એટલું જ નહિ પણ બહાર ધરાઈને વગોવજો. અધ્યાપકો ને વિદ્યાર્થીઓ વચ્ચે કંઈ કરાર નથી. પણ અધ્યાપકોમાં જો ચારિત્ર હોય તો તમારો બધો બોજો એમના પર નાંખી ન દેતા. વિદ્યાદાન કોઈ નથી આપવાનું. વિદ્યાદાન કોઈથી આપી જ ન શકાય. અધ્યાપકોનું

કામ તમારામાંનું ઝવેરાત પારખવું અને ખેંચી કાઢવું એ છે. એ ઝવેરાતને દીપાવીને વધારી તો તમે જ શકો. 'એજ્યુકેશન'નો પણ અર્થ એ છે કે, અંદર હોય તે બહાર ખેંચી કાઢવું. એટલે શું શીખવાનું મળશે એ વિષે તમારે નિર્ભય રહેવું, અધ્યાપકો પર વિશ્વાસ રાખવો ને તેઓ જે શીખવે તે શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરવું.

તમારી નીતિ જાળવવી એ તમારા પોતાના હાથમાં છે તમારી નીતિ અધ્યાપકો નહિ જાળવી રાખે. તમારે હંમેશાં ધ્યાનમાં રાખવું કે તમારો મોજશોખ તમારા અભ્યાસમાં, તમારા બાહુબળમાં, તમારા પુરુષાર્થમાં છે. તમે હાથપગ હલાવતાં શીખો. વિદ્યાર્થીઓ પહેલાં અપંગ બની જાય છે ને પછી કહે છે કે હવે અખાડામાં જઈને શરીરબળ કેળવો, હૃદયબળ પછી કેળવી શકાને

મારી પ્રાર્થના તમારી પાસે છે. ઈશ્વરને તો હું શું પ્રાર્થના કરું? તેની આગળ તો હું રડું છું, એટલે મારી પ્રાર્થના તમારી જ પ્રત્યે છે. તમે તમને પોતાને તેમ જ અધ્યાપકોને શોભાવો. આપણું વિદ્યાપીઠ એ આખા હિંદુસ્થાનને નમૂનો રૂપ છે. કેળવણીનો અસહકાર ગુજરાતે શોભાવ્યો છે. કેટલો શોભાવ્યો એનો આંક તો ભવિષ્યમાં મંડાશે.

અધ્યાપકોને હું વિનંતી કરવા ઇચ્છતો નથી, કારણ હું પણ એમનો જ છું અત્યારે તો માત્ર કેળવણીનો અસહકાર સફળ થયો કે નહિ એનો આધાર તમારા જ ઉપર છે એ વિચાર હું તમારી પાસે મૂકવા માગું છું. ને એ જ વિચાર લઈને તમે ઘેર જાઓ એમ ઇચ્છું છું.

## ૨

# શિક્ષણપરિષદમાં

[તા. ૧-૮-'૨૪ના રોજ રાષ્ટ્રીય શિક્ષણપરિષદમાં આપેલું વ્યાખ્યાન]

મને આટલું કહેતાં અત્યંત દિલગીરી થાય છે કે, હું તૈયારી કરવા ઇચ્છતો હતો તેટલી નથી કરી શક્યો. ખરી વાત એ છે કે, મારે આ સાહસ બિલકુલ ખેડવું નહોતું જોઈતું. મારી પાસે એટલી શરીરશક્તિ પણ નથી, અને વખત પણ નથી. પણ મારા ઉપર દબાણ એવા પ્રકારનું થયું કે મારે કહેવું પડ્યું કે ઑગસ્ટની શરૂઆતમાં પરિષદ ભરો તો તેમાં હું હાજરી પૂરીશ. ઘોડા વિચાર પછી મને લાગ્યું કે, હાજરી ઉપરાંત મારે કાંઈક કામ પણ કરવું પડશે. મારા વિચારો લખી નાખવાનો હું વખત શોધી રહ્યો હતો, પણ તેમ ન બની શક્યું, તેમ જ વિચાર કરવો હતો તેટલો પણ નથી થઈ શક્યો. આને માટે તમે મને માફી આપશો એવી આશા છે.

### સખાભાવ

ભાઈ કિશોરલાલની યાચના મારી શક્તિની બહાર છે. શિક્ષકો પરસ્પર સખાભાવથી વર્તે એ તો સ્વરાજ કહેવાય. એ આપણું મારા હાથની વાત નથી. એવી ભિક્ષા તો ઈશ્વર પાસે જ માગી શકાય. ઈશ્વર એટલું આપે તો બધું જ મળી ગયું. આવી ભિક્ષા તમને તો નહિ જેવી જ લાગતી હોય, પણ એ મારે માટે આપવી અશક્ય છે. હું તો માત્ર કેટલીક સૂચના અને તમને ને મને ઉત્સાહ મળે એવા આંકડા આપવા ઇચ્છું છું.

### મારો કાળગજ

હિંદુસ્તાનમાં આજે નિરાશાનો કાળ આવી ગયો છે એમાં હું પણ એક કારણ છું મેં હિંદુસ્તાન આગળ કાળગજ મૂક્યો કે સ્વરાજ એક

વર્ષમાં લેવું જ જોઈએ. એક વર્ષ તો ગયું, પણ એથીયે વધારે વર્ષો ગયાં છે, છતાં સ્વરાજ દૂર હોય એમ લાગે છે. સને ૧૯૨૧માં હતું તેના કરતાં પણ કદાચ કેટલાકને સ્વરાજ વધારે દૂર લાગે. પણ હું એમ નથી માનતો. મને તો તે નજીક આવેલું લાગે છે. એને માટે મારા જેવી અચલિત શ્રદ્ધા જોઈએ. એ શ્રદ્ધા આપેલી નહિ અપાય. એ તો અનુભવથી જ મળે. જો મેં કાગળ ન મૂક્યો હોત, અને તે પ્રમાણે ત્રિરાશી માંડવાનું ન હોત તો જેટલું થયું છે તેટલું કામ પણ ન થઈ શક્યું હોત.

### કેટલાક આંકડા

જે આંકડા તમારી પાસે મૂકવા માગું છું તે તમને અજાણ્યા નથી. એટલા પણ આપણો ઉત્સાહ ટકાવવાને સારુ બસ છે. અસહકારના દરેક અંગમાં ગુજરાતે કરેલું છે તે શરમાવા જેવું નથી — ગુજરાતને જ નહિ, પણ હિંદુસ્તાનને પણ શરમાવા જેવું નથી. ત્રિરાશીના હિસાબે આપણે ભાગે આવે તેટલું આપણે નથી કરી શક્યા એ વાત સાચી, પણ દરેક જણ યથાશક્તિ જેટલું થાય તેટલું કરી ચૂક્યો હોય — અને હું જાણું છું કે તેમ ન માનવાને મને કારણ નથી — તો આપણને શરમાવા જેવું નથી. આમ હું કેમ કહું છું તેનું કારણ તમને સમજાવું.

આટલું જ કામ કેમ કર્યું એવો મેં મારા સાથીઓને ઠપકો આપ્યો છે, કારણ ઠપકો આપવો એ મારો ધર્મ છે. જે સેવા કરવા માગે, અને સેવાને અંગે જેના ઉપર સરદારી આવી હોય તેણે તો વધારે ને વધારે માગવાનું રહ્યું, ઠપકો આપવાનો તેનો ધર્મ રહ્યો. પણ નિષ્પક્ષપણે વિચાર કરવા બેસું છું ત્યારે મને નથી લાગતું કે કોઈએ અપ્રામાણિકપણું કરેલું છે.

આ તો ઊજળો પક્ષ રજૂ કરવાની દૃષ્ટિથી મેં કહ્યું. એના સમર્થનમાં આંકડા મેળવ્યા છે એ તમે જાણો છો. એ મહામાત્રે લખેલા છે, અને તમે શિક્ષકોએ જ ભેગા કરેલા છે. તે આંકડાથી મને પોતાને અને તમને હું ઉત્સાહ આપવા ઇચ્છું છું. આપણી પાસે રાષ્ટ્રીય શાળાઓમાં

ત્રણ મ્યુનિસિપાલિટીની શાળાઓ બાદ કરતાં, ૧૦૦૦૦ વિદ્યાર્થીઓ છે. તેમની પાછળ આપણને સાડા ત્રણ લાખનું ખર્ચ થયું છે. વિદ્યાર્થીઓમાં ૫૦૦ કન્યાઓ છે. એ સંખ્યા ઓછી છે, પણ એટલીને આપણે ભણાવી રહ્યા છીએ. અમદાવાદ, નડિયાદ અને સુરતની મ્યુનિસિપાલિટીઓએ અસહકારનું તત્ત્વ સ્વીકારી પોતાની શાળાઓને રાષ્ટ્રીય બનાવી તે શાળાઓના આંકડા સાથે વિદ્યાર્થીઓની સંખ્યા ૨૦૦૦૦ થાય છે. આમાં ૧૦૦૦૦ અમદાવાદના છે. આપણી પાસે ૮૦૦ શિક્ષકો છે. એમને આજીવિકા પણ આ સાડા ત્રણ લાખમાંથી જ મળે છે. મહાવિદ્યાલયો આપણી પાસે બે છે, પુરાતત્ત્વ મંદિર પણ છે. એને વિષે મેં સાંભળ્યું છે કે એ પ્રકારનું કામ હિંદુસ્તાનમાં બીજે ક્યાંય નથી થતું. ત્રણ જૂની સંસ્થાઓ આપણને મળી ગઈ છે, અને આપણી પાસેથી પોષણ મેળવી રહી છે. એ સંસ્થાઓ તે દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી-ભવન, ચરોતર કેળવણી મંડળ, અને ભરૂચ કેળવણી મંડળ. એના સંસ્થાપકો અને સંચાલકો કબૂલ કરશે કે એ સંસ્થાઓએ અસહકાર કરીને અસહકારની હિલચાલને જેમ શોભા આપી છે તેમ અસહકાર પાસેથી પોષણ પણ લીધું છે.

### પાઠ્યપુસ્તકો

ઉપરાંત આપણે ઘણાં પાઠ્યપુસ્તકો ઉત્પન્ન કરેલાં છે. એમાંનાં ઘણાં હું જેલમાં જોઈ ગયો છું. દક્ષિણામૂર્તિનાં અને ચરોતર મંડળનાં પુસ્તકો પણ જોઈ ગયો છું — તપાસી ગયો છું. વાંચી ગયો એમ નથી કહેતો, પણ ઘણાં પુસ્તકો ઉથલાવવાથી એટલું જોવાની શક્તિ આવી ગઈ છે કે ઉપર ઉપરથી જોઈ જતાં એમાં શું લખેલું છે, કઈ શૈલીએ લખેલું છે, અને કર્તાએ શું કહેવા ધાર્યું છે એ કળી લઉં. એ કર્તાઓને અને સંસ્થાઓને ધન્યવાદ ઘટે છે. વિદ્યાપીઠનાં પુસ્તકો એ ઉપરાંત જુદાં છે. ગુજરાતનો આજકાલનો — એટલાં છેલ્લાં ૫૦ વર્ષનો આખો ઇતિહાસ તપાસીએ તો જણાશે કે આવું કામ બિલકુલ થયેલું જ નથી. અત્યાર સુધીનું કામ બધું સરકારે કરેલું હતું. એનો જશ આપણે નથી

ખાટી શકેના. એમાં આપણા માણસો તો હતા જ, પણ યોજના સરકારની અને સરકારના નીમેલા માણસોની હતી. એ યોજના હાલની રાજ્યપદ્ધતિને પોષનારી અને તેને પોષવાના હેતુથી કેળવણી કેમ આપવી એ વિચારથી ઘડાયલી હતી. એ કામ એમણે કર્યું ત્યારે પહેલા વર્ષમાં કેટલાં પુસ્તકો લખેલાં તેની ત્રિરાશી કાઢીએ તોપણ આપણે ચઢી જઈએ. પણ આપણે કોર્સની સાથે સરખામણી કરવા નથી બેઠા

ગુજરાત પછાતમાં પછાત પ્રાંત હતો, આજે પણ છે. ગુજરાતીઓ નિરક્ષર રહ્યા, માત્ર વેપાર જ કરી જાણે, અને વેપારથી જેટલો પૈસો ગુજરાતમાં દાખલ થઈ શકે તેટલો કરવાનું સમજ્યા. સમાજને માટે સાહિત્ય ઉત્પન્ન કરવાની ભાવના અસહકાર પહેલાં વ્યાપક નહોતી. પણ એ દિશામાં સૌથી પહેલું કાર્ય કરનાર સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય એટલે સ્વામી અખંડાનંદ. એમણે ગુજરાતમાં પુષ્કળ સસ્તાં પુસ્તકો ફેલાવ્યાં. તથાપિ અસહકારની હિલચાલ એને પણ વટાવી ગઈ છે. એટલે અખંડાનંદના આભાર કામને આપણે ભૂલી જઈ ગયીએ છીએ, જોકે એ ભૂલી ન શકાય એવું છે.

### ચેતવણી

પાઠ્ય પુસ્તકો વિષે મારે કહેવું હતુ એના કરતાં વધારે કહી દીધુ. હવે ચેતવણી પણ આપુ છું. એવાં પાઠ્યપુસ્તકો ધોધબંધ ગુજરાતમાં નીકળ્યા કરે તો તેને વિષે હું મોહિત નથી. યરોડા જેલમાં મારા ઉપર એનો વરસાદ વરસવા લાગ્યો ત્યારે હું ચોંક્યો. છપાઈ વગેરે બધાની સુંદર હતી. એના ઉપર તો હું બહુ મોહિત થઈ ગયો. પણ એ બધુ ગુજરાતને શોભે એવું નથી. ગુજરાત ભિખારી નથી. પ્રમાણમા ગુજરાત પાસે ઠીક પૈસા છે, પણ ગુજરાત એટલો બોજો ન ઉપાડી શકે એમ મને લાગે છે. એટલાં ધોધબંધ પુસ્તકો એ પચાવી પણ ન શકે, એનાં ખિસ્સાં પણ એ ન સહન કરી શકે. અમદાવાદ, સુરત, નડિયાદ, ભરૂચ જેવાં શહેરો માટે જ એવાં પુસ્તકો લખાય તો મારે કાંઈ કહેવાપણું નથી. જોકે એ શહેરીઓનાં મગજો તો એટલો ભાર ન જ ઉપાડી શકે, ખિસ્સાં

ભલે ઉપાડી શકે પણ ગામડાંનાં માબાપો તો ન જ ઉપાડી શકે. આપણે પુસ્તકો છાપી નાંખીએ ને પ્રજા આગળ મૂકીએ એ ગરીબમાં ગરીબ બાળકને મળી શકે એવાં જોઈએ. મારું ચાલે તો હું એક બે અને ચાર પૈસાનાં પુસ્તક કાઢું.

### નવજીવન પ્રકાશન મંદિર

મને કહેવામાં આવે છે કે નવજીવન પ્રકાશન મંદિરે મોંઘાં પુસ્તકો કાઢેલાં છે. લોકો નહિ જાણતા હોય કે એનો ધણી હું નથી. એનો ધણી સ્વામી આનંદાનંદ છે. એ તો બધું છાપી કરીને જ મને ખબર આપે છે. મારી પાસે ફરિયાદો આવી છે કે આનંદાનંદે ગુજરાતને લૂંટ્યું છે, અને 'નવજીવન' પાસેથી ૫૦,૦૦૦ની ભેટ અપાવી છે, પણ એણે ખાધા છે કેટલા તે તમે શું જાણો? એવાને હું એવો જ જવાબ દઉં કે મારી પાસે એવા ખાનારા સાથી રહેલા નથી, અને રહેતા હોય તો મને ખબર નથી. સંસ્થામાં કેટલાક પગાર લેતા નથી અને કેટલાક જરૂરજોગો લે છે, પણ બધાનો વાજબી પગાર ગણું તો તે રકમ ૫૦,૦૦૦ થીયે વધી જાય.

### પાઠ્યપુસ્તકો ન જોઈએ

એટલું સાચું કે હું હોત તો આટલાં બધાં પુસ્તકો નવજીવન પ્રકાશન મંદિર મારફતે બહાર ન પડવા દેત. હું તો એક પુસ્તક પ્રજા આગળ મૂકું તેના પહેલાં હજાર વાર વિચાર કરું. મેં એક નાનું પુસ્તક — બાળપોથી લખ્યું છે. એને વાંચવા બેસું તો પાંચ મિનિટમાં પૂરી કરું. જરા છૂટથી વાંચું તો દસ મિનિટમાં પૂરી કરું. એના ઉપર ટીકાઓ આવી છે તે મેં વાંચી નથી. હું જાણું છું કે ઘણી ટીકા મને ખુશ કરે એવી તો નથી જ. મારી સ્તુતિનિંદાનો પાર નથી, એટલે બંનેની મારા ઉપર કશી અસર નથી થતી છતાં એ પુસ્તકની પાછળ જે વિચાર છે તે ભારે છે. એ વિચાર એ કે શિક્ષક મોઢેથી જ કેળવણી આપે, પુસ્તકો અને પાઠ્યપુસ્તકો દ્વારા ન આપી શકાય. જે જે દેશમાં

કેળવણીનાં પાઠ્યપુસ્તકોનો હુમલો હોય છે તે દેશનાં બાળકોનાં મગજમાં શું ભરાય છે કોણ જાણે — ભૂસું જ ભરાય છે, બાળકોની વિચારશક્તિ શૂન્ય થઈ જાય છે. અસંખ્ય બાળકોના અનુભવ ઉપરથી અને અનેક શિક્ષકો સાથે વાતચીત ઉપરથી મારો આ નિશ્ચય બંધાયો છે. દક્ષિણ આફ્રિકામાં હું આંખો ઉઘાડી રાખીને ફરતો હતો, ત્યાં [illegible] તેમાં હું ઘૂમતો હતો તે વેળા પણ મેં આ અનુભવ લીધો છે. શાળાઓને સરખાવો — એક કે જેમાં શિક્ષકોની પાસે પુષ્કળ પાઠ્યપુસ્તકો હોય, અને બીજી કે જેમાં એકે પાઠ્યપુસ્તક વિના શિક્ષકને કામ લેવાનું હોય. બન્ને શિક્ષકમાં ઝવેરાત તો છે જ. જેની પાસે પાઠ્યપુસ્તક નથી તે બાળકોને જેટલું આપી શકશે તેટલું પાઠ્યપુસ્તકવાળો ન આપી શકે. હું બાળકો પાસે પાઠ્યપુસ્તકો મૂકવા ઇચ્છતો નથી. શિક્ષકોને પોતાને તે વાંચવાં હોય તો ભલે વાંચે, શિક્ષકોને સારુ આપણે ગમે તેટલું લખીએ. બાળકોને સારુ લખશો તો શિક્ષકોને યાંત્રિક બનાવશો, એથી શિક્ષકોમાં શોધકશક્તિ ને સ્વતંત્રતા મારી નાંખવાના છો. પણ હું શિક્ષકોની ગતિને રોકવા નથી ઇચ્છતો. હું તો માત્ર એટલું જ ઇચ્છું કે મારી આ દૃષ્ટિ પણ તમે જાણી લો. પાઠ્યપુસ્તકોના લખનારા અનુભવી છે. પ્રજાને તેમનાં પુસ્તકોની જરૂર હોય ત્યાં જરૂર તે લે, પણ મારા

જગતને પણ ખોયું છે. પણ માણસ વિચાર સંઘરે, તેના ઉપર અખતરા કરે, પોતે કરે, બાળકો ઉપર અખતરા કરે અને આખરે તાળો મેળવે, અને પછી પણ રોકાઈ જાય તો જગત કશું ખોવાનું નથી. આને સારુ મારી પાસે મોટામોટાનાં દૃષ્ટાંત છે. તેમણે વિચાર ગોપી રાખ્યા છે તેથી નથી તેમણે ખોયું, નથી જગતે ખોયું. એવાઓએ પાછળથી વિચારો ફેરવેલા પણ છે, અને નવા અનુભવમાં જૂના વિચાર ભૂલી ગયા છે. એનો એક દાખલો ઉતાવળા એન્ડ્રૂઝ — મારા પરમ મિત્ર, મારી સાથે ઉઠનારાબેસનારા, ખાનારાપીનારા — દશ વર્ષ ઉપર એમને જે વિચારો સૂઝતા તે તરત જ લખી નાંખતા, એવી એને લત હતી. એ દશ વર્ષ ઉપરના વિચારો આજે એના નથી. એ તો ધાર્મિક પુરુષ છે — આપણે પણ ધાર્મિક પુરુષ છીએ — આપણે જે વિચારો પ્રગટ કર્યા વિના મરીશું તે વિચાર આત્મા લઈને જશે, અને કોઈ કાળે તે જગતને જરૂર મળશે.

## રાષ્ટ્રીય કેળવણીની ઉત્પત્તિ

વિદ્યાપીઠ અને તેના અંગની સંસ્થાઓ કેવા સંજોગોમાં ઉત્પન્ન થઈ એનો વિચાર કરી લઈએ તો અનેક ગૂંચવણનો ઉકેલ આવશે. આજે આપણે કેળવણીને કેળવણીકાર તરીકે વિચારી રહ્યા છીએ. શિક્ષકનો ધંધો માત્ર શિક્ષણ આપવાનો છે એ દૃષ્ટિએ આપણે સારામાં સારી કેળવણી આપવી જોઈએ. પણ આપણો પ્રશ્ન એટલો સહેલો નથી. કેવળ કેળવણીની ખાતર આપણે વિદ્યાપીઠશાળાઓ ઉત્પન્ન કરી નથી. આપણે અસહકારને અંગે વિદ્યાપીઠ સ્થાપી હતી. એનો અર્થ એ છે કે શિક્ષકો, શિષ્યો, અને માબાપો સ્વરાજના સંઘમાં બંધાયા છે, સ્વરાજના સેવક છે, અસહકારી છે. પણ અત્યારે હું તમને અસહકારનો ચમત્કાર કહેવા નથી બેઠો, પણ રાષ્ટ્રીય શિક્ષક તરીકેનો ધર્મ કહેવા માગું છું. સ્વરાજના સંઘમાં દાખલ થયા ત્યારે જ અસહકારનો સિદ્ધાન્ત બરાબર છે એમ માની લીધેલું.

એ સિદ્ધાન્તમાં ભૂલ હશે તો મહાસભા તે સુધારશે. અત્યારે તો ગાડું બરોબર જ ચાલે છે એમ માનીને જ ચલાવવું રહ્યું. અસહકાર બરોબર છે કે નહિ એનો તાત્વિક નિર્ણય કરવા આપણે નથી બેઠા. આપણી બંનેની વચ્ચે એટલી વાત સામાન્ય છે કે આપણી વિદ્યાપીઠની અને શાળાઓની હસ્તી સ્વરાજને અંગે છે કેળવણીને ખાતર કેળવણીનો વિચાર સ્વરાજ મેળવ્યા પછી જ કરશું. આજે તો ઉપર કહેલી સંકુચિત દૃષ્ટિએ જ કેળવણીનો વિચાર કરવો રહ્યો.

આપણી પ્રાથમિક શાળાઓ, વિનયમંદિરો, મહાવિદ્યાલયો અને પુરાતત્વમંદિર પણ ચલાવવામાં આ દૃષ્ટિ આગળ રાખવી જોઈએ. સ્વરાજ અને અસહકારના સિદ્ધાન્તનો ભંગ ન જ કરીએ. આપણે સ્વરાજ મેળવવું છે, એનાં સાધન સત્ય અને અહિંસા નક્કી કરેલાં છે મહાસભાના સંકલ્પમાં 'શાંતિમય' અને 'કાયદેસર' શબ્દોનો ગમે તે અર્થ થતો હોય, મારી પાસે તો તેનો એક જ અર્થ છે — સત્ય અને અહિંસા; અને હું માનું છું કે ગુજરાત પણ એ જ અર્થ કરે છે. એ ઉપરાંત પંચવિધ બહિષ્કાર આપણે સ્વીકારેલો છે. એ તોડીએ તો આપણી પ્રતિજ્ઞાનું પાલન નથી થતું. બાળકોની નીતિના આપણે પાલક છીએ તો આપણે બહિષ્કાર છોડીને તેમના ઉપર ખોટો પાઠ બેસાડશું. જેમના મનમાં એ વિષે શ્રદ્ધા ન હોય તેમણે આ સંસ્થાઓમાંથી નીકળી જવું જોઈએ. ઉદરપોષણ તો સૌની પાછળ લાગ્યું છે, પણ તે આપણો પ્રધાન હેતુ ન હોય. પણ જેને અસહકારની શરતો કબૂલ ન હોય તેણે આમાંથી નીકળી જવું જોઈએ. કેવળ ઉદરપોષણને અર્થે રાષ્ટ્રીય શાળામાં દાખલ થવું એ ન શિક્ષણ આપનારને શોભે, ન લેનારને શોભે.

### લડતનાં બે અંગો

આપણી લડતનાં બે અંગ—એક ધ્વંસાત્મક, એ આપણે સાધી લીધું. હજી પણ એ જ કામ કર્યા કરીએ તો અણઆવડ જડ ખેડૂતના જેવું આપણે કરીએ. બી વાવવાં હોય તો ખેડૂત ઘાસ કાઢી નાખે, પથ્થર કાઢી નાખે, જમીનને ખેડીને એક રસ કરે, આટલું કર્યા પછી પણ જો

તે ઊથલપાથલ કર્યા કરે તો કાળક્ષેપ જ કર્યો ગણાય. તેમ જ પરિણામ જોયા પહેલાં બીજા ખેતરમાં પોતાના પ્રયોગો ચલાવે તે પણ બરોબર નથી. તેમ જ એક છોડીને જાય અને તેની જગ્યાએ બીજો બેસે તે પણ બરોબર નથી. તેણે તો ત્યાં સ્થાયી કામ જ કરવું રહ્યું. એ કામ કરતાં કરતાં તે ધીરજ રાખે કે એ ખેતર એની મેળે તૈયાર થશે. આપણું ધ્વંસાત્મક કામ પૂરું થયું છે, હવે રચનાત્મક — સ્થાયી — કામ કરવાનું રહ્યું છે. એ રચનાત્મક કાર્ય અહિંસાને પોષક છે. આપણે કરી રહ્યા છીએ એ કામ જો જગતની સ્તુતિ મેળવે, જગત એનો સ્વીકાર કરે તો બીજી શાળાઓ એની મેળે નાશ પામવાની. બીજી શાળાઓમાં આત્મા નથી એ સૌ કબૂલ કરે છે અને કહે છે કે એને સ્થાને બીજું કંઈક મૂકો. આપણને આપણા કાર્ય વિષે અચળ શ્રદ્ધા હોય તો તેની સિદ્ધિ થતાં એક વરસ લાગો કે વીસ વરસ, આપણે તો એ જ ચાલુ રાખવાના.

## શિક્ષણનું સ્થાયી કામ

આપણું સ્થાયી કામ એક એ છે કે આપણે શાળાઓ ઉત્પન્ન કરીએ. વિદ્યાર્થીએ પંચાયતોને અને અદાલતોને ભૂલી જવી જોઈએ. એ બંધાનો વિચાર આપણે કરવાપણું નથી. આપણે આપણી જવાબદારી પૂરતો વિચાર કરીએ એટલે જગત છૂટી ગયા. આપણી બીજી જવાબદારી એ શાળાની શોભાવવાની છે. આપણે વિસ્તાર પૂરા કર્યો છે, હવે એ વિસ્તારમાંથી પણ ચૂંટણી કરવાની રહી. તમારામાંના જે ખેડૂત હશો તે સમજી જશો. ખેડૂત બીજ વાવે પણ એના જે છોડ થાય એમાંથી પગાય, પીળાં ને મરેલાં તે કાઢી નાખશે. ઘઉં પાક્યા પછી પણ સારામાં સારા બીજને તે સંઘરશે અને એમ દર વરસે સારો ને સારો પાક પેદા કરશે. આપણે વિસ્તાર કરી લીધો. હવે શક્તિ અને ગુણ વધારવાનું કરી લેવું જોઈએ.

ભાવ બાળકોમાં વ્યાપક કરીશું તો ગુજરાતમાં પણ જે ઝેરભાવ છે તે ગમી જશે. ગુજરાતમાં આપણે માથાં નથી ફોડયાં એ ખરું, તોપણ આપણી વચ્ચે સભાભાવ નથી. એને સારુ શાળાઓ જવાબદાર છે. પણ બાકુ નથી. બધી શાળા ઉપર અન્ત્યજોને દાખલ કરવાનો બોજો છે જ. અન્ત્યજોને દાખલ કરવાનો નિયમ વિદ્યાપીઠે પોતાની હસ્તીને જોખમે કર્યો. શિક્ષકોએ શું કર્યું ? માબાપોએ શું કર્યું ? માબાપો ડરે છે. અન્ત્યજો વિના શાળા ચલાવવા તેઓ તૈયાર છે. અન્ત્યજોને દૂર રાખી શકતા હોય તો સારું એ એમની વૃત્તિ છે. તેથી શાળાઓમાં ઘણાં અન્ત્યજ બાળકો નથી. આપણે સદ્‌ભાગ્યે ઇન્દુલાલ, મામા અને બીજા સેવકોને પ્રતાપે આપણી પાસે ૧૫ અન્ત્યજ શાળાઓ છે. એ અન્ત્યજ શાળાઓ આપણી નામોશીની નિશાની છે — આપણી કાર્યશક્તિની કે ઉદારતાની નહિ. જ્યાં અન્ત્યજો પ્રત્યે તિરસ્કાર હોય ત્યાં જ જુદી શાળાની જરૂર પડે ; નહિ તો અન્ત્યજ બાળકો સામાન્ય શાળાઓમાં જ હોય. આપણે પ્રેમનો બળાત્કાર કરીને અન્ત્યજ બાળકોને લઈ આવીએ. પહેલાં એને શીખવાડીએ, પછી બીજાને. એમને શણગારીએ, નવડાવીએ, ખવડાવીએ — તોતડા હોય તો એમના ઉચ્ચાર સુધારીએ. પણ આપણે એ નથી કર્યું, એ મોટો ગુનો છે, નાનો નથી.

અસ્પૃશ્યતાનિવારણને જો આપણે મહાસભાનું અંગ માનતા હોઈએ — માનવું પડશે — તો જ્યાં સુધી આપણે અન્ત્યજોને દૂર રાખ્યાં કરીશું, એમને ભેટવા તૈયાર નહિ થઈએ ત્યાં સુધી હિન્દુસ્તાનમાં સ્વરાજ અશક્ય છે. મારાં આ વચનનો દુરુપયોગ અંગ્રેજી છાપાંઓ કે વક્તાઓ કરે, પણ તેને વિષે હું બેફિકર છું. આપણે સ્વરાજ આત્મશુદ્ધિથી જ લેવું રહ્યું છે. એટલે આ વચન તો હું સંભળાવ્યા જ કરવાનો.

### ભાડા રૂપિયા

મને સંભળાવવામાં આવે છે કે શિક્ષકો રાજીનામું આપશે, છોકરાંઓ ચાલ્યા જશે. પણ તેથી શું ? બેલગામવાળાએ અને જમનાલાલજીએ મને ખબર આપી કે ઠેકઠેકાણે રાજીનામાં અપાઈ રહ્યાં છે કેટલીક

જ્યારે તો સમિતિ ચલાવવાના પૂરતા અંગો પણ નથી રહ્યા. હું એ સાંભળીને રાજી થયો. મારી પાસે એક કરોડ રૂપિયા હોય, એને એરણ ઉપર મૂકી જોઉં અને ખોટા નીવડે તો એને હું શું કરું? એને તો હું સાબરમતીમાં જ પધરાવી દઉં. પણ એ કરોડમાં એક સાચો હોય અને એ કોઈ દિવસ શોધી લેવાનું મને કહેવામાં આવે તો મને તે કયે દિવસે મળે? મારે માગ છોડવાને માટે આટલો લાભ હોય તેમાં મને એ શી રીતે ગમ લાગી શકે? હું તો આજે જ એ સાચાને શોધી લઉં અને બાકીનાને નાખી દઉં. એટલે હું રાજીનામાં વિષે બેફિકર છું. એ થોડા રૂપિયા ભલે જતા. આપણે શિક્ષકો નિર્ભય બનીએ, સત્ય ઉપર નિર્ભય રહીએ અને કહીએ કે અન્ત્યજ બાળકો જે શાળામાં ન આવી શકે તે રાષ્ટ્રીય શાળા નથી, સ્વરાજની શાળા નથી, અસહકારી શાળા નથી. હું તો સ્વરાજનો ચોકી રહ્યો. જે કામની શાળા હોય એની જ હું કિંમત આંકું. આપણે જોરપૂર્વક દૃઢ નિશ્ચય કરીને જઈએ કે જે શાળામાં અન્ત્યજોને મનાઈ હોય, આડકતરી રીતે માબાપો અન્ત્યજોને દૂર રાખવા માગતા હોય તે શાળાનો ત્યાગ કરીએ. અન્ત્યજવાડામાં જઈને રહીએ ને અન્ત્યજ બાળકોને શીખવાડીએ. શહેરના બાળકો ત્યાં આવે તો ઠીક, નહિ તો એકલો બેઠો જોઉં. એટલું પૈસાનું જોખમ ખોટું. આપણી પાસે પૈસા નથી. આપણને પ્રજા પૈસા આપતી નથી. અન્ત્યજનું કામ પ્રજાને પસંદ નથી. એ કામ અત્યારે પ્રજાપ્રિય નથી તેથી પ્રજા પૈસા આપતી નથી એમ સમજવામાં શું ખોટું? છતાં આપણે તો એ કર્યે જ જવાનું છે. આપણને સૂઝે કે પ્રજા ખોટે પાટે છે, એને સાચે પાટે ચઢવું જ જોઈશે, અને જ્યારે જશે ત્યારે આપણે સિગ્નલર્સ તૈયાર છીએ. જે શાળામાં અસહકારના હમેશના અંગને આપણે ન પોષી શકીએ છતાં તે રાષ્ટ્રીય શાળા છે એમ માનીએ તો આપણે પાપમાં પડવાના.

### સૂતરને તાંતણે સ્વરાજ

હું દીવાનો થયો છું? સૂતરને તાંતણે સ્વરાજની વાત આપણે માનતા હોઈએ તો એ પ્રમાણે ખરી બનાવવું જોઈએ. મારી ઉપર બે

કાગળો આવ્યા છે. તેમાં લખ્યું છે, "તું મૂરખ થયો છે. પહેલાં તો રેંટિયાની વાતમાં કાંઈક મર્યાદા રાખતો હતો, હવે તો એ પણ છોડી છે." દુનિયા મને મૂરખ કહે, દીવાનો કહે, ગાળો દે તોય હું તો એ જ વાત કરવાનો. મને બીજી વાત ન સૂઝે તો હું શું કરું? હું તો મહાવિદ્યાલયના સ્નાતકને પણ નાપાસ કરું, પ્રમાણપત્ર ન આપું જ્યાં સુધી તે રેંટિયાની પરીક્ષા પાસ ન કરે. એવો વાંધો લેવામાં આવે છે કે આમાં બળાત્કાર છે. બળાત્કાર એટલે શું? અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત શીખવું પડશે એવા નિયમ રાખીએ છીએ ત્યાં બળાત્કાર નથી? તે જ પ્રમાણે કહીએ કે કાંતવાનું પણ ફરજિયાત શીખવું પડશે. આપણે એમાં ન માનતા હોઈએ તો જુદી વાત. વિદ્યાર્થીઓને કહેવું કે કાંતશો નહિ તો શાળામાં નહિ રહી શકો એમાં શું ખોટું છે? ગૂમડાને અડતાં માણસ રાડ પાડે એટલે શું નહિ અડીએ? ગૂમડાને ફોડી નાખીશું પછી તો એ રાજી જ થશે. એમાં બળાત્કાર નથી પણ સુવ્યવસ્થા છે. આપણે જે વસ્તુ જરૂરની કલ્પી છે તે શરમાયા વિના બાળકો આગળ મૂકવી જોઈએ. જે બાળકોને અને માબાપોને એ કબૂલ ન હોય તે ન આવે. પ્રાથમિક શાળા, વિનયમંદિર, મહાવિદ્યાલય સ્વરાજશાળા હોય તો તેમાં આ નિયમ હોવો જ જોઈએ. બીજો વિચાર આપણે માટે અપ્રસ્તુત છે. જેના વિચાર બદલાયા હોય તે રાજીનામું આપે. મહાસભાનો ઠરાવ કાયમ છે ત્યાં સુધી એવો માણસ રહી જ નથી શકતો.

આ બે શરતોને આપણે ન જ છુપાવીએ. માબાપોનો શો ડર? માબાપને એ વસ્તુ પસંદ ન હોય તો સરકારી શાળામાં મોકલે નહિ? તો પછી સરકારી શાળામાં અને રાષ્ટ્રીય શાળામાં ભેદ શો? હું જ કહેનારો હતો કે આપણી શાળાઓમાં સ્વતંત્રતાનું વાતાવરણ એ જ ભેદ છે. કોઈ કહેશે કે એટલુ બસ નથી? છે જ. પણ રેંટિયાને અને અન્ત્યજને મેં કદી વિસાર્યાં જ નથી. સ્વતંત્રતા એ સ્વચ્છંદ છે એમ મેં સ્વપ્ને પણ માન્યુ નથી. બાળકો ભલે શિક્ષકોને માથે ચડે, ગાળો દે, તુંકારે, પણ કહ્યું તો જરૂર માને. જે બાળક અન્ત્યજની ગરદન પર

એટલે એ સ્વતંત્રતાને શું જાણે? એને સ્વતંત્રતાનો ગમ પણ શો હોય? બારડોલીના ઉજળા લોકો દુબળાને ચગદતા હોય એ તો જુલમને જાણે, એ સ્વરાજને શું જાણે? જુલમ માત્ર ટાળવાની શિક્ષકોની પ્રતિજ્ઞા છે. દરેક પરીક્ષા સાથે વિદ્યાર્થીએ આટલું સૂતર તો આપવું જ જોઈએ એવો નિયમ હું જરૂર મૂકું. પછી થોડા જ અરસામાં હું બતાવી શકું કે દરેક રાષ્ટ્રીય શાળા સ્વાશ્રયી બની શકે.

હિંદુસ્તાન આગળ સિદ્ધાન્ત મૂકી રહ્યો છું તે સાચા છે એમ બતાવી શકું. આપણે શાળાને "રાષ્ટ્રીય" રાખવા માગતા હોઈએ તો એ બંને વસ્તુ કરવી જ જોઈએ. દરેક શિક્ષક કાંતતાં, પીંજતાં, લોઢતાં, કપાસ ઓળખતાં ન જાણતો હોય તો જાણી લે. પોતાનો નવરાશનો બધો વખત એમાં જ આપે. પોતે નહિ જાણતો હોય તે બાળકોને શું શીખવાડશે? કોઈ શિક્ષક કહેશે કે અમે તો બાધા જ્ઞાન જ આપીશું, કાંતતાં, વણતાં શીખવવા બીજાને રોકો. જેમ આપણને દરેકને ખાવાની શક્તિ છે અને કપડાં પહેરતાં આવડે છે, તેમ કાંતતાં વગેરે પણ આવડવું જ જોઈએ. એમ હોય તો જ બાળકને પદાર્થપાઠ આપી શકાય.

### હિંદનાં હાડપિંજરો

અત્યાર સુધી જેટલો પૈસો ખરચાયો છે તેટલો મહાવિદ્યાલય, વિનયમંદિરો અને અન્ત્યજ શાળાઓ ઉપર ખરચાયો છે. પ્રાથમિક શાળાઓ ઉપર વિદ્યાપીઠે ભાર નથી દીધો. મેં જે સિદ્ધાંતો બતાવ્યા તે જીવન્ત કરવા ઇચ્છતા હોઈએ તો વિદ્યાપીઠને ખાદીશાળા બનાવવી જોઈએ. અસહકારની ચળવળ સાર્વજનિક છે. થોડાને સારુ નથી. આપણે કરોડોનાં હાડપિંજરોની જાગૃતિ ઇચ્છીએ છીએ. એ હાડપિંજરોને ચરબીથી ઢાંકવા ઇચ્છીએ છીએ. આપણને ખોરાક મળે છે, એટલે આપણામાં ચરબી છે. આપણે ઠીક ઠીક ખાઈએ છીએ એમ આપણને થાય છે. હિંદુસ્તાનનાં હાડપિંજરોને ચામડી સિવાય બીજું ઢાંકણ નથી. એ હાડપિંજરોને જોઈને હું રોયો હતો. તમે જુઓ તો તમે પણ રડો અને કહો કે, 'આવી સ્થિતિ છે?'

મુખર્જીના માણસને શી ખબર હોય કે હાઇપિંગ્ટર કેવાં હોય? આપણું કાર્ય જનતામાં જાગૃતિ આણવાનું છે છાપાં ઓછાં થાય તોય શું? આમવર્ગ છાપાં વાંચનારો નથી. એ તો મને વાચે, તમને વાચે. તેમની પાસે એ આંખ ખડી કરી દો, તેને જ તે જોવાના છે. આને વેદવાક્ય સમજજો. તમારી આખમાં કંઈક હશે તો માણુસો સમજશે અને છાપાંને તેઓ હમી કાઢશે.

## ગંગોત્રી બનાવો

આપણે આમવર્ગને કેળવવા માગતા હોઈએ તો મહાવિદ્યાલય પર ભાર ભલે દઈએ, પણ છેવટે તો તેને ગંગોત્રી જ બનાવી દઈએ. છેવટે તેના વિદ્યાર્થીઓ તૈયાર થઈ ગામડામાં જ જઈ બેસે. એ જ વિચારથી એમને તૈયાર કરો. ભલે થોડા આવે તો થોડા તોય હરકત નહિ.

## પ્રાથમિક શાળાઓ

પણ હું ભાર તો પ્રાથમિક શાળાઓ ઉપર દેવા ઇચ્છું છું. પ્રાથમિક શાળાઓની ઉપર વિદ્યાપીઠ વધારે ધ્યાન આપે, તેને વિષે વધારે જવાબદારી લે એમ હું ઇચ્છું. પ્રાથમિક શાળાઓ કેવી રીતે ચલાવવી તેનો વિચાર કરવો જોઈએ. હું મારો વિચાર બતાવી દઉં છું. સરકારી શાળાનું અનુકરણ કરવા બેસવું એ મૂર્ખાઈ છે. એ વર્ષ ઉપર મેં 'યંગ ઇન્ડિયા'માં કેટલાક આંકડા છાપ્યા હતા, તેમાં બતાવેલું હતું કે પંજાબમાં ૫૦ વર્ષ પર પ્રાથમિક શાળાઓ હતી તેના કરતાં આજે ઓછી છે. બ્રહ્મદેશમાં પણ ઠેર ઠેર શાળાઓ હતી, બધાં બાળકોને લખવા વાચવાનું અને હિસાબનું જ્ઞાન હતું. આજે તે સ્થિતિ નથી, કારણ જંગલી ગણાતી ગામઠી શાળાઓ સરકારે બંધ કરી અને પોતે સ્થાપેલી શરૂ કરી. સાત લાખ ગામડાંને સરકાર શું પહોંચે? સાતમાંથી ત્રણ લાખમાં તો શાળા નથી. એવી દીન સ્થિતિ હોય ત્યાં સરકારની હરીફાઈની શાળાઓ ઊભી કરવામાં શો સાર હોય? આપણે શાળાના મકાન વિના ચલાવી લઈએ, માત્ર ચારિત્ર્યવાન શિક્ષક જોઈએ. જૂના મહેતાજીઓ આ

શિક્ષકો હતા. તેઓ છોકરાને ભણાવતા અને ભિક્ષા માગીને ચલાવતા. લોટ માગી લાવે, ઘી મળે તો ઘી લાવે. આવા મહેતાજી સારા નહોતા ત્યાં સારી કેળવણી નહોતી મળતી, સારા હતા ત્યાં સારી મળતી. એનો આજે લોપ થઈ ગયો છે. સુશોભિત મકાનથી કેળવણી નહિ આપી શકાય. ગામડામાં જઈને સાદાઈથી રહીને રેંટિયા વગેરેનું કામ કરવાના હોઈએ તો સંઘ દ્વારા પહોંચી શકશે. વિદ્યાપીઠ પાસે એનો વિચાર કરાવીએ પણ વિદ્યાપીઠ એ તમારા મારાથી પર વસ્તુ નથી. વિદ્યાપીઠ પાસે પાંચ સાત માણસ યોજના ઘડીને મૂકે અને આપભોગી માણસ ગામડામાં બેસવા અને લૂખુંસૂકું જે મળે તે ખાવા તૈયાર હોય તો એ બને.

મારા ઉપર એક કાગળ છે જે 'નવજીવન'માં છાપ્યો છે. તેમાં એક શિક્ષક લખે છે કે પોતે ત્રણ બાળકથી શરૂઆત કરેલી. આજે તેમની પાસે ૯૬ બાળકો છે. ૭૩ છોકરા છે અને ૨૩ છોકરીઓ છે. એમને તે ઝાડની નીચે ભણાવે છે. એ બાળકો બ્રાહ્મણવાણિયાનાં નથી. અંત્યજની શાળા છે. અને અંત્યજ શિક્ષક જે કરી શક્યો તે તમે અને હું નહિ કરી શકીએ? આપણને અંત્યજ બાળક પણ નહિ મળી આવે? તે પણ ન મળે તો અખતરો બીજે અજમાવીશું. હું એ કહેવા ઇચ્છું છું કે પ્રાથમિક કેળવણીના કાર્ય ઉપર ખૂબ ધ્યાન આપવું જ જોઈએ.

### દુઃખના દાવાનળ

મેં સાંભળ્યું છે કે માબાપ આપણા શિક્ષણક્રમથી કાયર થયાં છે. છોકરાંને માતૃભાષા દ્વારા શિક્ષણ અપાય છે, તે તેમને સાલે છે! આ સાંભળીને હું હસ્યો. દુઃખ તો પાછળથી થયું. દુઃખના દાવાનળ જ્યારે સળગે છે ત્યારે માણસ રડી નથી શકતો, હસે છે. મને થયું કે આ કેટલી બધી અધોગતિ! માબાપોને ભય છે કે છોકરાં અંગ્રેજી સારું ન બોલી શકે, ખરાબ ગુજરાતી બોલશે તે તેમને નથી સાલતું. ગુજરાતી ભણશે તો કેળવણી કાંઈક ઘરમાં પણ લાવશે એનો એમને

વિચાર શેનો હોય? મને પોતાને ભૂમિતિ, બીજગણિત, ગણિતની પરિભાષા નથી આવડતી. 'સર્કલ' શબ્દનું ગુજરાતી પૂછે તો મારે વિચાર કરવો પડે. ત્રિકોણોનાં જુદાં જુદાં અંગ્રેજી નામ હું જાણું. પણ ગુજરાતી નામો એકે ન આવડે. આ તે કેવી સ્થિતિ? માબાપને હું તો કહું કે તમારાં છોકરાં તમને જ મુબારક. શું હું અંગ્રેજીમાં શીખવીને બીજાને ગુજરાતી શબ્દ પૂછવા જાઉં? તેને માટે રાષ્ટ્રીય શાળા ઊભી કરી પૈસા ભેગા કરું એના કરતાં હું પોતે જ બેસી જાઉં. આના કરતાં હું પોતે જ બધી પરિભાષા શીખી લઉં, અને પછી ધોધ ચલાવું. એકે અંગ્રેજી વિદ્વાનને પોતાની ભાષાના શબ્દોની મુશ્કેલી આવતી નથી જાણી. સ્પર્જ્યન કરીને એક અંગ્રેજ ભારે વિદ્વાન નહોતો, પણ બોલવા બેસે ત્યારે ધોધ ચાલે, ઝીણામાં ઝીણા નૌકાસૈન્યના શબ્દોનો ધોધ ચલાવીને બધાને છક કરી મૂકતો. આપણા મોટામાં મોટા સાક્ષરો નરસિંહરાવ અને આનંદશંકર, એમને આવા કોયડા પૂછું, એમની પરીક્ષા ખોટી દાનતથી લેવાને જાઉં, તો તેમને તરતોતરત નપાસ કરી દઉં. આની કંગાળ સ્થિતિ છે ત્યાં મને કહેવામાં આવે કે અંગ્રેજી મારફતે શીખવાડો તો હું ના પાડું. એટલું કબૂલ કરી લઉં ખરો કે માતૃભાષા દ્વારા શિક્ષણ એ કાંઈ અસહકારનું અંગ નથી. કોઈ માબાપ કહે કે મારા છોકરાને સારું અંગ્રેજી શીખવો, અને સાથે તમારો રેંટિયો, સંગીત વગેરે ભલે શીખવો, તો હું જરૂર એનું સાટું કરી લઉં. ચાર કલાક અંગ્રેજી ભણાવું અને ચાર કલાક રેંટિયો ફરવાવું. અંગ્રેજી શીખવતા પણ ગુજરાતી શીખવામ એટલું શીખવી લઉં. એટલે અંશે તો માબાપોને છેતરું પણ, કારણ મારા મનમાં તો ચોરી જ હોય. એમ એ. થયેલા પણ ખોટું અંગ્રેજી લખે છે, ખોટી જોડણી કરે છે.

## સ્ત્રીશિક્ષણ

સ્ત્રીકેળવણી વિષે મારે બહુ કહેવું હતું. પણ એ વિષય ગંભીર છે. એક રીતે એને હડતાલ સાથે સંબંધ નથી. આપણે સ્ત્રીઓને અજ્ઞાન

તો નથી જ રાખવા માગતા. પણ સ્ત્રીકેળવણીની પદ્ધતિ કઈ હોય, કન્યાઓના અને સ્ત્રીઓના શિક્ષણના એ ફાંટા ક્યાં પડે એ બધો નોખો વિષય છે, કેવળ કેળવણીનો છે. અત્યારે તો આપણી દૃષ્ટિ સંકુચિત છે, અત્યારે તો બાળાઓને પ્રાથમિક શાળામાં ખેંચી આણી હું રેંટિયા જ જ કંતાવું. બીજા ઝીણા પ્રશ્નોનો વિચાર મેં નથી કર્યો, જો કે છોકરીઓના શિક્ષણના અખતરા મારા જેટલા બીજાએ ભાગ્યે જ કર્યા હોય. જુવાન છોકરા છોકરીઓને મેં સાથે ભણાવ્યાં છે; એને સારુ મને પશ્ચાત્તાપ નથી. મારાં આંગળાં દાઝ્યાં છે ખરાં, પણ તે ખોવાયાં નથી, કારણ તેમના ઉપર હું સિંહ જેવો ગર્જી રહ્યો હતો. તમે હરગિજ ન માનશો કે હું એ વિષે વધુ નથી બોલતો તેથી એની અવગણના કરું છું.

મારા વિચારોના દોહન તરીકે આ ઠરાવો મેં ઘડ્યા છે. એના ઉપર તમે વિચાર કરી લેજો. મેં મૂક્યા છે માટે જ તેને ન સ્વીકારશો. મહાસમિતિમાં તો હું ડાંગ લઈને ગયેલો કે મારા ઠરાવ તમારે કબૂલ કરવા જ જોઈએ; અહીં તો કેવળ સલાહ રૂપે જ એ ઠરાવો રજૂ કરું છું. એ ઠરાવોનો નિર્ભયતાથી વિરોધ કરશો તેનું મને દુઃખ નહીં થાય, પણ દુઃખ થશે પાખંડનું, પ્રતિજ્ઞા કરીને નહિ પાળો તેનું. અહીં પાખંડ નથી, કારણ પ્રતિજ્ઞા પણ નથી.

४

# ગૂજરાત મહાવિદ્યાલયમાં

[ગાંધીજી ૧૯૨૪માં જેલમાંથી છૂટયા ત્યારથી તેમનો સત્કાર કેવી રીતે કરવો તેના વિચારમાં આચાર્ય કૃપાલાનીજી અને તેમના વિદ્યાર્થીઓ ગરકાવ હતા. ગુજરાતની કૂલપાંખડીનો ફાળો ઉઘરાવવાની શરૂઆત થતાં વિદ્યાર્થીઓએ પોતાનો ફાળો ટરવા માંડયો અને તેમણે જ અધ્યાપકવર્ગને પણ તેમાં ભાગ લેવા પ્રેર્યો. થોડા જ દિવસમાં રૂા. ૧૧૦૦) જેટલી રકમ એકઠી થઈ હતી. ત્યારનું વિદ્યાર્થીઓએ લગભગ નિયમિત કાંતવાનું પણ રાખ્યું હતું. રૂા. ૧૧૦૦)ની થેલી તથા પાછળથી ક્રમેક્રમે એકઠી રૂા. ૧૨૫)ની રકમ ગાંધીજીના ઉપયોગને સારુ વિદ્યાર્થીઓના હાથના સૂતરનાં વણેલાં પંચિયાં તથા ચાદર, તથા ખાસ આ પ્રસંગને માટે દરેક વિદ્યાર્થીએ કાતેલું ઓછામાં ઓછું પાંચ તોલા સૂતર ગાંધીજીને ભેટ કરવા તા ૮-૯-૧૯૨૪ની સવારે ગૂજરાત મહાવિદ્યાલયમાં ગાંધીજીને નોતરવામાં આવ્યા હતા. તે પ્રસંગે તેમણે નીચેનું વ્યાખ્યાન આપ્યું હતું.]

આપને ભાઈ કૃપાલાનીએ રાજાનું ગીત સંભળાવ્યું. પણ રાજા કહીને ગયો હોય કે છ વરસમાં આવીશ અને તેને બદલે બે વરસમાં આવીને ઊભો રહે તો વાંક રાજાનો છે, પ્રજાનો નથી. રાજાએ વિચારી લેવું જોઈએ કે પ્રજાને તૈયારીનો વખત નથી મળ્યો.

તમારાથી બન્યું તેટલું તમે આપી ચૂકયા પણ તે વિષે કંઈ કહું તે પહેલાં મારે એક ફેંસલો આપવાનો છે. પત્રકારોનાં નામો આપવાની જરૂર નથી. તમારે ત્યાં તો એ જાણીતાં જ હશે. એક અખબારે કાગળમાં પૂછ્યું છે કે ગાંધીજીને માટે રેંટિયો કાંતવો કે દેશને માટે? આ સવાલ સહેલો છે. તમે વિદ્યાલયમાં શિક્ષણ લો છો એટલે સમજતા હશો કે દરેક વસ્તુને ઓછામાં ઓછા બે પક્ષ હોય છે. કાળો અને ધોળો યા તો તીવ્ર અને મોળો. આ બન્ને દૃષ્ટિ સાચી હોય, જો તેને તે ન

માણસના દૃષ્ટિબિન્દુથી વિચારીએ. જે માણસ ગાંધીને માટે સૂતર કાંતે છે તે પોતાની દૃષ્ટિથી સાચો. દેશને માટે કાંતે છે તેયે સાચો. કારણ તે જાણે છે કે ગાંધી કાલે જવાનો છે. તેની દૃષ્ટિ કંઈક વધારે સાચી કહેવાય. કારણ જ્યારે પહેલાને ક્ષણિક વસ્તુને વિષે મોહ છે ત્યારે બીજાને દેશને માટે પ્રેમ છે. અને દેશ કંઈ ક્ષણિક નથી. આપણે જો તલવારથી સ્વરાજ લઈશું તો તે રાખવા માટે તલવાર જ રાખવાની જરૂર લાગવાની. એ દુનિયાનો નિયમ છે. એટલે જ્યાં સુધી દેશ છે ત્યાં સુધી રેંટિયો છે જ. એ દૃષ્ટિમાં નિર્મળતા છે; મોહ નથી. ત્રીજી વાત. આપણે આપણા પોતા માટે જ રેંટિયો કાં ન ચલાવીએ? આપભોગ, ત્યાગ વગેરેની આપણે જે વાતો કરીએ છીએ તેથી આપણે જગતને છેતરીએ છીએ. આપણો ત્યાગ એ આપભોગ નથી; એ તો વિલાસ છે. આપણી પોતાની ઇચ્છાને સંતોષવાનો સ્વાર્થ તેમાં રહેલો છે. અને દેશને સારુ એટલે આપણે સારુ. આપણે પોતાને સારુ જો રેંટિયો કાંતવા આપણે તૈયાર હોઈએ તો તે કદી ન છોડીએ, જેમ ખાવું પીવું વગેરે શરીરના ધર્મ આપણે છોડી શકતા નથી. પણ આ ત્રણે દૃષ્ટિ તે તે માણસની દૃષ્ટિથી સાચી છે.

સૂતર આવે તેમ તું રહે,
જેમ તેમ કરીને હરિને લહે.

એમાં અખા ભગતે જિંદગીનું કર્તવ્ય મૂકી દીધું છે. રેંટિયો મને છેતરવા નહિ, દેશને છેતરવા નહિ કે બીજાને છેતરવા નહિ, પણ પોતાના સંતોષને ખાતર જ. દંભથી કામ નહિ કરીએ ત્યાં સુધી બધું કામ શોભવાનું છે. જેટલું શુદ્ધ જ્ઞાન તેટલો મોહ ઓછો. છતાં જે સારી વસ્તુ છે તે મોહ કે પ્રેમથી કરીએ તો તેમાં પણ લાભ જ છે. પુત્રમાં પિતાને વિષે મોહ રહેલો છે. હું સાચું બોલતાં શીખ્યો તેમાં કંઈક મારા પિતાનો હિસ્સો છે. તે વેળા સાચું એ જ ઉત્તમ વસ્તુ છે એવું ભાન મને નહોતું. પણ પિતા માટે એટલું કરવું જોઈએ એવો મોહ મને હતો. માના પ્રેમને વશ થઈ મેં માંસ તજ્યું. માના પ્રેમને લીધે હું વ્યભિચારી થતો અટક્યો.

નહિ તો આજે હું દુનિયામાં કોઈ ભારે ખરાબમાં ખરાબ માણસ હોત. આમ મોહને વશ થઈને હું ચડ્યો, પણ ચડ્યો એમ તો કોણ જ કહી શકે? હું તો પડતો પડતો બચ્યો. એ માતાપિતાના પ્રેમને વશ થઈને, વ્રતને વશ થઈને હું બચ્યો વ્રત તો આ જિંદગીમાં મારી લાકડી છે. મતલબ કે માણસ શુભ કાર્ય અનેક ભાવનાથી કરે. તમે ઉપાવેલો ઝંડો તો ઊભો થવાની જરૂર જ નહોતી આપણે કાતવું જ હતું એ વાત બરાબર છે મને પાંચ તોલા સૂતર આપીને તમે રેંટિયો ફેંકી દો એ બરાબર નથી; તેમાં તો પતન છે એ તો ચાલ્યા જ કરશે જોઈએ. તમારી ભાવના કેવી છે એના ઉપર જ એ વસ્તુનો નિભાવ અગર નાશ થવાનો આધાર છે

મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓએ કેટલીક વસ્તુઓ સમજી જ લેવી જોઈએ જેના ઉપર એ વિદ્યાલયનું મંડાણ રચાયું છે, તે એ સંસ્થામાં શીખવા આવનાર દરેક જણ જાણી લે. તેના વિના આ રાષ્ટ્રીય મહાવિદ્યાલય રાષ્ટ્રીય નથી રહેતું સ્વરાજનાં જે જે સાધનો કલ્પેલાં છે તે સમજવાં જોઈએ. તે સમજીને તેનો અમલ ન કરશો તો જગતને છેતરશું. વિદ્યાલયમાં ખૂબ વિદ્યા મેળવી હોય, અંગ્રેજીનું સરસ જ્ઞાન હોય, સંસ્કૃતના એવા ભારે ઉચ્ચાર કરતા હોઈએ કે જેથી કાશીના પંડિત આપણને નમસ્કાર કરે, પણ તેમાં કશું નથી અહીંથી તો તમારે એ વસ્તુઓ નથી મેળવવાની, કોઈક અલૌકિક વસ્તુઓ લેવાની છે બીજી બધી વસ્તુઓથી એ સર્વોપરી છે. એ વસ્તુઓ રેંટિયો, અત્યજને ભેટવું અને હિંદુ-મુસલમાન-પારસી કોમની એકતા સાધવી. તમે કોઈ અંત્યજના છોકરાને મળ્યા છો? કોઈ મુસલમાન અથવા પારસી છોકરાને ભેટો છો? અને સમજાવો છો ખરા કે મહાવિદ્યાલયમાં તેમને માટે અવકાશ છે? તેમને મહાવિદ્યાલયમાં આવવાને વિનવો છો? આટલું કર્યા છતાં તેઓ ન આવે તો પછી દોષ તમારો નથી, વિધિનો જ છે.

બહારનો કોઈ માણસ તમારી પરીક્ષા લેવા આવે તો તે અંગ્રેજી, ગુજરાતી કે સંસ્કૃતનું જ્ઞાન બતાવનારા તમારા જવાબથી મુગ્ધ નહિ

થાય. તેણે તો દૂરથી જ જોયું હોય કે રેંટિયો તમારે ત્યાં ચાલે છે કે નહિ? અસ્પૃશ્યતાનો બહિષ્કાર થયો છે કે નહિ? રેંટિયો, અસ્પૃશ્યતા અને હિંદુ-મુસલમાન એકતા એ બધાં અંગો ફૂલેલાંફાલેલાં કોઈ પણ પ્રેક્ષકને દેખાવાં જ જોઈએ. એ સિવાયની વસ્તુઓથી તમે પાસ થાઓ તો તેમાં કશું નથી. તમે મહાવિદ્યાલયમાં ગાળેલાં વર્ષો મફત ગાળ્યાં છે એમ હું કહું.

તમે જે કરી રહ્યા છો તેને માટે હું ઉપકાર માનું છું. હવે એક પગલું આગળ વધો નહિ તો દેશને ને તમને શરમાવાનું થશે. તમે દેશના એવા સેવક થઈ જાઓ કે દેશ તમારા ઉપર આફરીન થાય. હું તો ગુજરાત મહાવિદ્યાલય પાસે વધારેમાં વધારે આશા રાખું છું. તમે વિચારી જુઓ કે આપણે મહાવિદ્યાલય ઉપર કેટલા પૈસા ખરચ્યા છે. ૯૦ ટકા પૈસા ખરચાયા છે. એ ખરચના આંકડા માંડી હિસાબ કાઢી જોજો કે એક વિદ્યાર્થી ઉપર આપણે કેટલું ખરચ કીધું છે. એ જાણીને જેમ ધ્રૂજી જાઉં તેમ પ્રજા પણ ધ્રૂજે. આપણા ઉપર ખરચાયેલી રકમના બદલામાં આપણે દેશને શું આપ્યું એ તાલાવેલી તમારા તનમાં લાગેલી હોવી જ જોઈએ. ભવિષ્યની પ્રજા આપણા કામથી સંતોષ ન માને તો આ વિદ્યાલય છોડવામાં જ તમારી શોભા છે. તમે સમજીને કટિબદ્ધ થઈ જાઓ કે અસહકારમાં સ્વરાજસિદ્ધિનાં હંમેશનાં અંગ તો તમે તમારાં કરી લીધેલાં જ હોય. એ વસ્તુ સમજી લઈને જ તમે લાયક થશો. તમારી પાછળ જેટલું ખરચવામાં આવ્યું છે તે બધાનું અગણિત બળ તમને મળશે. જેમ ખેતરમાં બીજ ફળશે તેમ તમારા ઉપર ખરચેલા પૈસા ફળશે. મિત્ર, વિદ્યાર્થી અને કુલપતિ તરીકે હું તમને કહેવા ઇચ્છું છું કે તમારી પાસે કેવળ બે જ રસ્તા છે. તમારે એ બે જ વસ્તુને સ્વીકારવાની છે. કુલપતિને ખાતર સૂતર આપો એ એક વસ્તુ છે અને મારા સંતોષને ખાતર આપો એ જુદી વસ્તુ છે. મારે વિષે તમને શ્રદ્ધા હોય અને મારા પરના પ્રેમ કે મોહને વશ થઈને કરો એ તો ઠીક છે. પણ મને સંતોષવા ખાતર કરો એ જુદી વસ્તુ છે. રેંટિયામાં તમને શ્રદ્ધા હોય અને તમે ન કાંતતા હો અને હું આવીને તમારું આળસ છોડાવું તો મારી

ખાતર તમે આગ્રહ છોડો એ સારું છે. પણ જે વસ્તુને વિષે તમને શ્રદ્ધા જ ન હોય તે કેવળ મને સંતોષવા ખાતર કરો તે અતિશય ખરાબ છે. એમાં પાખંડ અને દગો છે, છેતરપિંડી છે. દેશની ખાતર રેંટિયો કાંતવો જોઈએ એમ કહેનાર અધ્યાપકે આ જ અર્થમાં પોતાનું વચન ઉચ્ચારેલું હોવું જોઈએ

હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહૂદી એ બધા તમારા ભાઈઓ છે એવી શ્રદ્ધા તમારામાં ન હોય અને તે પ્રમાણે વર્તવાની તૈયારી તમારામાં ન હોય તો તમે ખુશીથી મહાવિદ્યાલયનો ત્યાગ કરજો. તમે તમારે રસ્તે જાઓ અને વિદ્યાપીઠ પોતાની કાર્યરેખા નક્કી કરી લેશે.

આ વાત કરતાં મહાવિદ્યાલયનુ મકાન મને યાદ આવ્યુ ત્યાં ઘણા અંત્યજ મજૂરો કામ કરે છે અને પાણીની તેઓને તકલીફ પડે છે. તમારામાં શક્તિ હોય તો બીજા મજૂરોને જવું હોય તો જવા દઈને તમે જ અંત્યજોની સાથે કામે લાગી જાઓ. પણ હું જોઉં છું કે તમારી પાસે એવાં શરીર નથી, એવો પ્રેમ નથી તમે એવે પ્રસંગે અંત્યજોને અને બીજાઓને બન્નેને પાણી આપવાની વ્યવસ્થા કરશો તમે કહેશો કે મજૂરી કરતાં કાંઈ રહી જાય, વળી અમે અભ્યાસનો વખત ક્યાંથી કાઢીએ? હું તો કહું છું કે કૂપાવાળીને કહીને તમે તે પણ મેળવી શકો. તમે ઊંચ વર્ણના મજૂરોને પાણી કાઢીને અંત્યજોને પાવાનું કહી શકો છો અને તેમને સમજાવી શકો છો કે તમને તમારાથી ઊતરતી વર્ણનાને માટે દયા આવે નહિ તો અમે પોતે પાણી ભરી આપીશું એમ દયાનો ને સત્યાગ્રહનો પદાર્થપાઠ આપી શકો. તમે એટલું તો કરો કે અંત્યજોને નવડાવીને અને ખવડાવીને જ ખાઓ આપણે જંગલમાં, અધૂરા મકાનમાં રહીશું પણ અંત્યજનો ત્યાગ ન જ કરીએ અને તેમ કરીને ઊંચ વર્ણનો ત્રાસ કાઢીશું. આ શિક્ષણ અધ્યાપકો તમને નહીં આપી શકે, ચોપડીમાંથી ન મળી શકે, આપશે તો પોતાના ચારિત્રથી પદાર્થપાઠ આપીને જ આપી શકશે. વિદ્યાપીઠની સ્થાપનાની વખતે મેં કહેલું કે અક્ષરજ્ઞાનને માટે જ આ સંસ્થા હોય તો હું કુલપતિ તરીકે નાલાયક છું. ચારિત્ર્યબળ વધે એ

જ શરતે વિદ્યાપીઠ વગેરે સંસ્થાઓ હસ્તીમાં આવી. એ વસ્તુનું સ્મરણ કરાવવાનુ મારું કર્તવ્ય છે અને તમે એ અનિવાર્ય અંગતે સ્વીકારો અને શોભાવો.

તમારા રેંટિયા તડકા અને વરસાદ ખાતા રહે તો તમે સમજજો કે તમે પાપ કરો છો. વિજ્ઞાનની પ્રયોગશાળામાં સાધનો કેવાં સાફ અને સુઘડ રાખો છો. તેવી જ રીતે તમારા રેંટિયા જોવામાં આવવા જોઈએ. તમારી પાસે ઉત્તમ ત્રાક, ચમરખાં, રૂ, પૂણી વગેરેની જરૂર હું આશા રાખું. એને માટે તમે આશ્રમની આશા રાખો એ બરાબર નથી. કારણકે તમે તો 'વિશારદ' કહેવાઓ છે. તમારી નહિ તો કોની આશા રાખું ? એ વસ્તુ સ્વતંત્ર રીતે મેળવી લેવા જેટલું સ્વાભિમાન તમારામાં હોવું જ જોઈએ.

મલબારમાં પ્રલયથી પીડાતાઓનાં સંકટનિવારણાર્થે મદદની માગણી કરતાં વિદ્યાર્થીઓને ઉદ્દેશીને તેમણે કહ્યું કે :

"તમે ઓછુ ખાઈને પૈસો આપો. તમારું દૂધ ઓછું કરી પૈસા આપો. વખત ગુમાવતા હો તો તેમાં કાંતીને પૈસા આપો. તમે જાતે આપો અને ઉઘરાવવા નીકળી પડો અને તમારી જવાબદારી ઉપર જેટલું ઉઘરાવી શકાય તેટલું ઉઘરાવો. રાષ્ટ્રને સારુ મરતાં શીખીએ, રાષ્ટ્રને સારુ દાઝ કેળવીએ એમાં જ રાષ્ટ્રીય શિક્ષણ રહેલું છે. બીજા ભીનામાં પોઢતા હોય તો તેમને સૂકામાં સુવાડી પોતે ભીનામાં સૂવાને કવિ દલપતરામે બાળપણમાં શીખવેલો માતૃપ્રેમ આપણામાં હોય તો જ રાષ્ટ્રસેવા થઈ શકશે. તમારી વધી પડેલી વસ્તુમાંથી આપશો તેનો કંઈ અર્થ નથી. તે ઉપરાંત ચોખ્ખી અગવડ ભોગવીને આપો. તેમ કરવામાં શુદ્ધ પ્રેમ હશે, દાંડી પીટવાપણું નહિ હોય."

એ સંસ્થાઓને સરકારી સસ્થાઓ જોડે હરીફાઈ કરવાની નહિ હોય, સરકારી સંસ્થાઓ વિરોધી નહિ મનાતી હોય, ત્યાજ્ય નહિ મનાતી હોય. છતાં તે વખતે પણ અનેક અખતરાઓ તો થયાં જ કરતા હશે, અને તેમાં આવા વિદ્યાપીઠો અને મહાવિદ્યાલયોને પણ સ્થાન હશે. તેથી મારી ઉમેદ છે કે જે વિદ્યાર્થીઓ મહાવિદ્યાલયમાં તેમ જ વિદ્યાપીઠના આશ્રય તળે ભણે છે તે કોઈ રીતે નિરાશ ન થાય અને એમ ન માને કે અહીં ભણ્યા એટલા વરસ આપણાં નિષ્ફળ ગયાં.

આજે સવારમાં હું આશ્રમમાં પહોંચ્યો ત્યાં એક પોસ્ટકાર્ડ આવેલું હતું. એમાં મહાવિદ્યાલય પર આક્ષેપો કરેલા હતા. પોસ્ટકાર્ડ નનામું હતુ. હુ ઘણીવાર 'નવજીવન'માં ટીકા કરી ગયો છું કે કોઈ પણ માણસ નનામા કાગળ ન લખે. એમાં નામોશી છે, એક પ્રકારની ભીરુતા છે, અને આપણે એને છોડી દેવી ઘટે. જે વિચારો જગત આગળ પ્રગટ કરવાની આપણી હિંમત ન હોય તેને ભૂલી જવા, દફનાવી દેવા એ જ સરસ છે. છતાં એ પ્રથા આ દેશમાં કેટલાંયે વરસથી ચાલતી આવેલી છે, અને કદાચ હજુયે ચાલ્યાં કરશે. તેથી એ નનામુ પત્તું હું વાંચી ગયો. એમાં લખ્યુ છે કે તમે મહાવિદ્યાલયને બંધ કેમ નથી કરતા? તમારી આંખ કેમ નથી ઉઘડતી? તમને વિદ્યાર્થીઓ ભુલાવામાં નાંખે છે. ઘણા અહીંથી નીકળ્યા પછી સરકારી સંસ્થાઓમાં ચાલ્યા જાય છે. તમે ગમે તેમ માનો, પણ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને રેંટિયા પર જરા પણ શ્રદ્ધા નથી. માટે તમે વિદ્યાપીઠ અને તેની બધી સંસ્થાઓ બંધ કરો. મને આ સલાહ માન્ય નથી, તમને પણ ન થાઓ એમ હુ ઇચ્છું છુ. જગતમાં દરેક પ્રવૃત્તિમાં કેટલા માણસો કામ કરે છે, તેમાં પૈસાનું ખરચ કેટલું થાય છે, તે પરથી તેનો આંક નથી બાંધી શકાતો. એ રીતે હિસાબ કરવા બેસીએ તો ભુલાવામાં પડવાનો ભય રહે આ દેશમાં આત્મશુદ્ધિની પ્રવૃત્તિ ચાલી રહી છે — કારણ આપણે અસહકારને આત્મશુદ્ધિ તરીકે ઓળખાવ્યો છે — તે વખતે આપણી પાસે વિદ્યાર્થીઓની સંખ્યા વધશે જ એમ વિચારવું એ ભૂલભરેલું છે. વધે તો સારું છે, ન વધે તો આપણે શ્રદ્ધા

રાખવી ઘટે અને જ્યાં સુધી આપણામાં વિશ્વાસ છે ત્યાં સુધી આપણે એ પ્રવૃત્તિને સેવ્યાં જ કરવી જોઈએ.

વિદ્યાર્થીઓને રેંટિયા પર મુદ્દલ શ્રદ્ધા નથી એ વાત ખરી હોય તો તે દુઃખની વાત છે. રેંટિયા પર શ્રદ્ધા જેને ન હોય તેણે વિદ્યાપીઠનો ત્યાગ જ કરવો જોઈએ. મહાસભાનો રાષ્ટ્રીય શાળાઓ વિષેનો ઠરાવ તમને યાદ તો હશે જ. એનું સ્મરણ અહીં ફરી કરાવું છું. એમાં રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાની જે વ્યાખ્યા કરવામાં આવી છે તેની સામે ત્યાં ભેગા થયેલા લોકોનો વિરોધ ન હતો વિરોધ મનમાં હતો છતાં કોઈએ બતાવ્યો નહીં એમ માનવું એ મારે માટે, તેમને માટે, તેમ જ દેશને માટે હીણપતભરેલું છે. એટલા બધા બુદ્ધિમાન માણસો, સ્વતંત્ર માણસો, પીઢ માણસો જે સંમતિ આપે તે ખરી નથી, હાર્દિક નથી એમ હું કેમ માની શકું? એટલે હું કહું છું કે એ વ્યાખ્યામાં હજારો માણસો સંમત હતા. હવે કાઠિયાવાડ પરિષદે પણ એ વ્યાખ્યા કબૂલ કરી લીધી છે. એ વ્યાખ્યા શું છે? રાષ્ટ્રીયવિદ્યામંદિરની ગણતરીમાં એ જ શાળા આવી શકે જેમાં રેંટિયાની પ્રવૃત્તિ ચાલે છે, જેમાં શિક્ષક અને વિદ્યાર્થી અડધો કલાક રેંટિયો ચલાવે છે અને અને હાથે કાંતેલીવણેલી ખાદી જ પહેરે છે, જેમાં માતૃભાષા કે હિંદુસ્તાની દ્વારા શિક્ષણ અપાય છે, જેમાં વ્યાયામને પૂરું સ્થાન છે, જેમાં આત્મરક્ષણની કળા પણ શીખવવામાં આવે છે, જેમાં હિંદુ મુસલમાન એક હૃદય થાય તે માટે પ્રયત્ન કરવામા આવે છે, અને જેમાં અંત્યજનો કોઈ પણ પ્રકારે ત્યાગ નથી કરવામાં આવતો એ વ્યાખ્યા રાષ્ટ્રીય વિદ્યામંદિરની મહાસભાએ કરી છે. એટલે હું જે અત્યારે કહું કે જેને રેંટિયા પર શ્રદ્ધા ન હોય તેણે વિદ્યાપીઠના આશ્રય તળે ચાલતી બધી સંસ્થાઓનો ત્યાગ કરવો, તો મેં વધારે વાત કરી છે એમ તમે ન માનજો. એમાં જ પ્રગતિ રહેલી છે. એમ કરતાં આપણે કઈ દિશામાં જઈએ છીએ, અને આપણી સાથે કેટલાં સ્ત્રી-પુરુષો તેમ જ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ છે તે માલૂમ પડી રહેશે.

"સાબરમતી"માં આવેલા એક લેખની ટીકા તરફ મારું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. કેટલીક શંકાઓ ખોટી છે, કારણ તેમાં મને આરોપેલા વિચારો મેં કર્યાં જ નથી. રેંટિયાને વિદ્યાર્થીઓએ બધો જ સમય આપવો એમ મેં કહ્યું નથી. એવા વિચારો મારા બિલકુલ છે જ નહિ એમ નથી હું જો વિદ્યાર્થીઓને અને દેશને સમજાવી શકું કે એ જ સ્થિતિ દેશને માટે ઉત્તમ છે તો જરૂર કહું કે તમે બધો વખત રેંટિયો ચલાવો. પણ આજે હું એ વાત દેશને ન સમજાવી શકું. આજે તો હું પોતે જ એ નથી કરી શકતો. હું પોતે બધો વખત રેંટિયો ચલાવી શકું તો તો દેશને અને વિદ્યાર્થીઓને પણ કહું. મારો આદર્શ તો જરૂર એ છે કે હું હિંદુસ્તાનને બનાવી શકું કે ચોવીસે કલાક રેંટિયો ફેરવવો એમાં શુદ્ધ વિદ્યા રહેલી છે. એમ તો કોઈ પણ સ્વચ્છ વસ્તુ લઈને બેસી જઈએ અને તેમાં એકાગ્રતા મેળવીએ તો તેમાં શુદ્ધ વિદ્યા રહેલી જ છે, કારણ એમાં આપણે યોગની સાધના કરીએ છીએ. પણ હું એ વાત અત્યારે નથી કરતો. અત્યારે તો હું વિદ્યાર્થીઓને એટલું જ કહું છું કે તમે શ્રદ્ધાપૂર્વક આનંદથી રેંટિયો ચલાવો, સુંદર સૂતર કાંતો અને રેંટિયો ચલાવવાનું શાસ્ત્ર શીખી લો, અને બીજી વિદ્યાને વિષે રાખો છો તેમ આને વિષે પણ અનુરકતા અને પ્રેમ રાખો. બાકીનો બધો વખત બાકીના વિષયોને આપો તેનો મને દ્વેષ નથી. માત્ર કરો તે શ્રદ્ધાપૂર્વક કરો, વેઠ ન ઉતારો એમ માગું છું.

બીજો આક્ષેપ. એક વખત મેં કહેલું કે, વિદ્યાપીઠે તમારી આજીવિકા મળે એવો અભ્યાસક્રમ ઘડી તેની યોજના કરવી જોઈએ એ વાત હજુ પણ કહું છું. પણ વિદ્યાપીઠ પાસે તેમ જ તમારી પાસે એ પ્રધાન વિષય નથી, હોવો પણ ન જોઈએ. વિદ્યાને તમે કેવળ આજીવિકાનું સાધન ગણવા લાગો તો વખતે તમારી અધોગતિ પણ થાય. વિદ્યાની જે વ્યાખ્યા વિદ્યાપીઠે સ્વીકારી છે તે એ છે કે, જે મુક્તિ આપે તે વિદ્યા. એટલે એવા આદર્શવાળી સંસ્થામાં કેવળ આજીવિકાને ધ્યાનમાં રાખીને વિદ્યા લેવી એ બરાબર નથી. આજીવિકાને માટે ઘણાં

સાધનો છે. વિદ્યા છે તે મન, શરીર અને આત્માની ઉન્નતિને માટે છે. જેનાં અંગ સરખાં છે, જેનુ શરીર સુવ્યવસ્થિત અને મજબૂત છે, જે સખત ટાઢતડકો સહન કરી શકે છે, જેનુ મન ધારેલું કામ કરી શકે છે, જે સંયમી છે, જેનો આત્મા સ્વચ્છ છે — એવો સ્વચ્છ કે જે કહી શકે કે હું મારા હૃદયના જ ભણકારા સાંભળવાનો છુ — અને આત્માનું સ્થાન હૃદય છે એટલે હૃદય પણ સ્વચ્છ હોવું જ જોઈએ, તેણે ખરી વિદ્યા લીધી છે. આ ત્રણ વસ્તુ જેણે મેળવી છે તેને આજીવિકાનો પાઠ લેવાની જરૂર શાને હોય, આજીવિકાને સારુ ચિંતા શાને હોવી જોઈએ? એવાને તો વિશ્વાસ હોય કે જેણે દાંત આપ્યા છે તે ચવાણું પણ આપશે. મને કહેવામાં આવે છે કે વિદ્યાર્થીઓને ઘરસંસાર ચલાવવો હોય છે, તેમને બબ્બે-ત્રણ ત્રણ જણનુ પોષણ કરવાનુ હોય છે. પોષણ કરવાનું ભલે હોય, પોષણ કરવું જોઈએ અને તે કરવામાં બહાદુરી રહેલી છે; પણ ઉપરનાં સાધનો સાધવામાં જ આજીવિકા મળી રહે છે, આજીવિકા શોધવાથી નથી મળતી . . . વિદ્યાને જે કેવળ આજીવિકાનુ સાધન માને છે તેને આજીવિકા પણ નથી મળતી આજીવિકાની ગોઠવણ તો વિદ્યાપીઠ આજે પણ કરી રહી છે વિદ્યાપીઠ નક્કી કરી આપતી હોય કે વિદ્યાર્થી નીકળે કે તરત તેને ત્રણસોનો કે ત્રીસનો પગાર શરૂ થઈ જશે એવું તે તમને ખત લખી દે તો તમે અપંગ બનવાના છો પછી તમે દેશસેવા નહિ કરી શકો, તમારાથી પુરુષાર્થ પણ નહિ થાય વિદ્યાપીઠ તો તમને માત્ર મુસીબત સામે ટકી રહેવાની ને તેમાંથી નીકળી જવાની શક્તિ આપે. ખરું જોતા તો વિદ્યાપીઠ તમને કંઈ આપી નહિ શકે, તમારામાં જે કંઈ હશે તેને ખીલવી શકશે. એટલે તમે માનતા થઈ જાઓ, કે વિદ્યાપીઠમાં આવીને તમે નથી કંઈ ખોયુ, નથી કંઈ ખોવાના.

વિદ્યાપીઠનુ અને મહાવિદ્યાલયનુ ભવિષ્ય શુ અને એમને કયે માર્ગે લઈ જવાં એ વિષે સૂચના કરવાનુ મહામાત્રે સૂચવ્યુ છે એ વિષે કંઈ પણ સૂચવવું એ મારી શક્તિની બહાર છે. આ વર્ષમાં હિંદુસ્તાનમાં વાતાવરણ કયુ સ્વરૂપ પકડશે એ હું જાણતો નથી મારી આશાઓ તો

ઘણી છે. હું આશાવાદી છું તે મરણ પર્યંત — આશાવાદી રહેવાનો. પણ અત્યારે એ આશાઓ તમારી આગળ મૂકું એ બરાબર નથી. તમને તો એટલું જ કહું કે વિદ્યાપીઠનું ભવિષ્ય શું થશે તેના પ્રપંચમાં તમે વિદ્યાર્થીઓ ન પડો. તમે માની લો કે તમે વિદ્યાપીઠમાં છો એ બરાબર છે. સરકારી શાળામાં જવું એ બરાબર નથી, અને ખરેખર જે કેળવણી મળવી જોઈએ તે આ સ્થિતિમાં ત્યાં મળવાની નથી. તમારા મનમાં જ્યાં સુધી એમ છે કે સરકારી શાળાઓ દ્વારા હિંદુસ્તાનને જે જોઈએ છે તે મળ્યું નથી અને મળવાનું નથી ત્યાં સુધી જ તમે વિદ્યાપીઠમાં રહો. તમને લાગે કે સરકારી સંસ્થાઓમાંથી એ બધું મળી રહે છે તો તમારે સરકારી સંસ્થામાં જવું એ જ સારું છે. પછી તમે વિદ્યાપીઠનું ભવિષ્ય શું થશે એની તથામાં ન પડો. સરકારી શાળાઓને વિષે તમને દૃઢ વિરાગ આવ્યો હોવો જોઈએ. વિરાગ આવ્યો એટલે તે શાળાઓને વિષે તમારામાં ત્યાગવૃત્તિ હોય, રાગ ન હોય. રાગ હશે ત્યાં સુધી વિદ્યાપીઠની સરખામણી સરકારી શાળાઓ જોડે કર્યા જ કરવાના. દરેક વખતે મન કહેશે કે ત્યાં આટલી સગવડો છે તે અહીં નથી. વિદ્યાપીઠમાં સગવડો નથી એ જ એની વિશેષતા છે. અહીં સગવડો પેદા કરીએ તો મુસીબતો ઓળંગતાં નહિ શીખીએ. અથવા અહીં જુદા પ્રકારની સગવડો છે. અહીં કંઈક વિશેષતા તો હોવી જોઈએ. સરકારની શાળાઓ જોડે આ વિદ્યાપીઠની શાળાઓની સરખામણી હોઈ જ ન શકે. એટલું જ તમારા મનમાં દૃઢ થઈ જાય પછી વિદ્યાપીઠનું ભવિષ્ય શું થશે તેની ચિંતા તમને શા છે? તમારા કર્તવ્યપાલનથી અમે સ્વરાજની લડતને પૂરી મદદ કરી એટલું તમે કહી શકો એટલે બસ છે. એથી વધારે જાણવાનો તમને અને મને અધિકાર નથી. હું તો એટલું જાણું કે જ્યાં સુધી વિદ્યાપીઠ સ્વરાજની લડતને મદદગાર છે ત્યાં સુધી તે નભશે, સ્વરાજની લડતને મદદગાર નહિ હોય ત્યારે એનો નાશ થશે. અને નાશ થાય એમાં ખોટું શું છે? નાશ થાય એ ઇષ્ટ જ છે. હિંદુસ્તાનના સ્વરાજનું ભાવી એ જ વિદ્યાપીઠનું ભાવી છે.

આપણને જે ગમે તે હમેશાં ઉપકારી નથી હોતુ. હું બુઢ્ઢો થયો તોપણ મને લાગે છે કે મને જે ગમે તે બધુ મને ઉપકારી નથી હોતુ એટલે અનેક બાબતમાં આપણે વડીની સલાહ લેવી રહે છે તેથી જ આપણે ત્યા જૂની પ્રથા ચાલી છે કે ગુરુ શોધીને તેનુ શરણ લે તેનો આધાર લેવો, તેને ખોળે માથુ મૂકીને કહેવુ કે તમારી મરજી માફક મને ચલાવો, તમને ગમે તે માગ મગજમાં ભરો અત્યારે તો ગુરુ એકે ઠેકાણે નથી મળી શક્તા, તેથી અત્યારે સર્વાર્પણની વાત નથી અહી તો માત્ર શિક્ષકો આપણને ખરે રસ્તે દોરે છે, બૂરે રસ્તે નથી દોરતા એવી શ્રદ્ધાની જરૂર છે અનેક વસ્તુ આરંભમા કડવી હોય છે તે પરિણામે અમૃત થઈ રહે છે એવી શ્રદ્ધા રાખીને તમે કડવા ઘૂટડા પણ ઉતારી જજો, એ મારી તમને સલાહ છે અને વિનતિ પણ છે

ફરી પાછો તમે જે પ્રતિજ્ઞા લીધી તેના પર આવવા ઇચ્છુ છુ જે પ્રાર્થના ભાઈ આપ્ટેએ વાચી ગયા તેના તરફ પણ તમે ધ્યાન આપ્યું હશે. બન્ને વસ્તુ બહુ સામાન્ય હતી જે વસ્તુ સામાન્ય હોય છે તેમાં કેટલું જોર હોય છે તે આપણે દેખી શકતા નથી કોઈ કોરડીમાં ચિત્રકારે ધૂળ જેવું ચિત્ર ચીતર્યું હોય તેને જોઈને આપણે વાહવાહ કરીએ છીએ કારણ આપણને એવી ટેવ જ પડી છે પણ આપણા માથાની ઉપર હમેશાં ભવ્ય એવું જે ચિત્ર તેની કદર કોઈ કરતું નથી એ વિશાળ આકાશ, અને તેની અંદર ઝગમગતા તારા અને ચંદ્ર, સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે થતા અનેક રંગો એ બધુ કયો ચિતારો ચીતરી શકે એમ છે? છતા આપણે તે ઉપર ધ્યાન નથી દેતા કારણ આપણી નજર નીચેને નીચે રહે છે, અને બહારનાં ધૂળ જેવાં ચિત્ર ઉપર આપણે મુગ્ધ થઈએ છીએ એ દયાજનક સ્થિતિ છે એટલે જ આજે જે પ્રાર્થના સાભળી અને જે પ્રતિજ્ઞા તમને મહામાત્રે સંભળાવી એનું રહસ્ય તમે ન ઉકેલી શકયા તો એવો સંભવ છે તેનું ફરી ફરી મનન કરજો, પ્રતિજ્ઞાનુ પાલન કરજો એ પ્રાર્થનામાં કહેલા ભવ્ય મંત્રો-માથી પોષણ મળે છે, જે પોષણ ભાષણો અને વ્યાખ્યાનોમાથી નથી મળતુ

એ માતાના ધાવણુ જેવો સ્વાભાવિક ખોરાક છે. માતા બાળકને ન ધવરાવે અને બીજી સ્ત્રી કોઈ તેને અનેક ખોરાક મેળવી આપે તો શું પરિણામ આવે? કોઈ બાળક જીવતું ન હોય. એ સામાન્ય વસ્તુઓ જ અમૃત સમાન છે અને એ આપણા વડવાઓના વારસા ઉપર મનન કરીએ, તેને હૃદયમાં ઉતારીએ, તે પ્રમાણે વર્તન ચલાવીએ તો આપણું સાર્થક છે. મારું ભાષણ ભૂલી જાઓ, બીજું બધું ભૂલી જાઓ, પણ એ પ્રાર્થનાના મંત્ર અને તમારી પ્રતિજ્ઞા ભૂલી નહિ જાઓ તો તમારો ને મારો વખત નિરર્થક નહિ ગયો ગણાય."

## પ્રાણજીવન વિદ્યાર્થીભવન

દા. પ્રાણજીવનદાસ મહેતાના રૂ. અઢી લાખના દાનમાંથી બનેલા મહાવિદ્યાલયના મકાનને ખુલ્લું મૂકતાં દા. પ્રાણજીવન મહેતા વિષે ગાંધીજીએ કેટલાક પ્રસંગોચિત ઉદ્ગાર કાઢ્યા, અને પ્રાણજીવનદાસના સાહસિક અને પરોપકારી જીવનમાંથી પ્રાણ–જીવન મેળવવાનો ગાંધીજીએ ઉપદેશ આપ્યો. દા. મહેતાનુ ઓળખાણ આપતાં તેઓ બોલ્યા :

"અમે બાળમિત્રો છીએ દાક્તરે જિંદગીમાં ઘણું જોયું છે. એમણે ઘણાં કામ તેમજ પરોપકારનાં કામ કર્યાં છે. એમણે નામને ખાતર આ મકાનને પોતાનું નામ આપવાની ઇચ્છા રાખી હોય એવું છે જ નહિ. તેમણે જિંદગીમાં નામને અર્થે કશું કર્યું હોય એવું હું માનતો જ નથી. પણ મિત્રોએ એવું ધાર્યું કે મકાનની સાથે તેમનું નામ જોડાય તો લોકોને પણ કાંઈક ધડો મળે. અત્યારે તેઓ અપંગ છે. મારી પ્રાર્થના છે કે તેઓ દીર્ઘાયુ થાય કે જેથી તેઓ વધારે દેશસેવા કરી શકે. દા. મહેતા એવી વ્યક્તિ છે કે જેમને વિષે સૌએ જાણવાની જરૂર છે. તેમણે મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરી ત્યાં સોનાનો ચાંદ લીધેલો. પછી વધુ અભ્યાસ માટે વિલાયત ગયા. ત્યાં દાક્તર થયા અને બૅરિસ્ટર થયા અને હવે તમને ખબર ન હોય પણ તે હીરાના વેપારી છે. દીવાને થયેલા, અને વહાણુ ઓપવાનોયે ધંધો કર્યો. બધું તમને



આબુટરન વિદ્યાર્થીભવન

કહું છું એ એ માટે જ કે માણસ ધારે તો બધું કરી શકે. એમને નહોતો બૅરિસ્ટરી પર મોહ કે દાક્તરી ઉપર મોહ. પ્રમાણિકપણે કમાયા અને કમાણીનો મોટો ભાગ દેશને માટે વાપર્યો છે. એમના નામ અને કામની તમારા આગળ વાત કરવામાં મારી એવી ઇચ્છા છે કે તમારામાંથી ઘણા દા. મહેતા થાઓ, અને તમારી વિદ્યા અને ધનનો દેશ માટે ઉપયોગ થાઓ.

## ૬

## ચોથો પદવીદાન—સમારંભ

હોવું મિથ્યા કરી શકે છે? જો સાચની સાથે સહકાર ઘટે છે તો જૂઠની સાથે અસહકાર છે જ. જો દેશપ્રેમ ગુણ છે તો દેશદ્રોહ નિંદ્ય છે જ. જો સ્વાધીનતાની સાથે સહકાર ઘટે તો પરાધીનતાની સાથે અસહયોગ હોય જ. તેથી રાષ્ટ્રીય શાળા એક હો વા અનેક, તેમાં વિદ્યાર્થી એક હો વા અનેક, હિંદુસ્તાનના ભવિષ્યના ઇતિહાસમાં રાષ્ટ્રીય શાળાઓને સ્વાધીનતા મેળવવાનાં સાધનોમાં ઉચ્ચ સ્થાન મળશે જ.

આપણા આ સાહસો નવાં છે. ટીકાકાર તેમાં અનેક દોષો જોશે. કેટલાક આપણે પોતે જોઈ શકીએ છીએ. તે બધા દૂર કરવાના પ્રયત્નો થયા જ કરે છે. હું જાણું છું કે અમારી વ્યવસ્થામાં ખામીઓ છે. અમે સંચાલકો અને અધ્યાપકોમાં અપૂર્ણતાઓ રહેલી છે. તે વિષે અમે સાવધાન છીએ ને જે જે ઉપાયો તે અપૂર્ણતા દૂર કરવા સારુ થઈ શકાય તે લેવાશે.

વિદ્યાર્થીગણ! તમે ધીરજ રાખજો. તમે તમને પોતાને સ્વરાજના સાચા સેવક ગણજો. એવા સેવકને ન ઘટે એવું એક પણ કાર્ય ન કરજો, એવો એક પણ શબ્દ ન ઉચ્ચારજો, એક પણ વિચાર ન કરજો. ઈશ્વર તમારું કલ્યાણ કરો.

## ૭

# પાંચમો પદવીદાન–સમારંભ

[તા. ૨૮–૧૧–૧૯૨૬]

ગયા વર્ષની જેમ આ વર્ષે પણ અહીં હાજરી આપી શક્યો છું તે ઈશ્વરનો અનુગ્રહ માનું છું. જે જે વિદ્યાર્થીઓને પ્રમાણપત્રો અને ઇનામો મળ્યાં છે તેમને હું ધન્યવાદ આપું છું, અને તેમના શુભ મનોરથો સફળ થાય એમ ઇચ્છું છું. આજના પ્રસંગે મારે શું કહેવું તે વિષે મૂંઝાયો હતો. તેવામાં શ્રી. ચિંતામણ વૈદ્ય મારી વહારે ધાયા.

સંખ્યાબળને સ્થાન છે. પરંતુ આપણી ચળવળમાં તો ગુણબળ પર જ વધારે આધાર રાખવાનો રહ્યો સંખ્યાબળ ઓછું હોય ત્યાં મૂંઝાવાની જરૂર નથી. પરંતુ વિશેષ સાવધાની તો ખાસ રાખવી પડે આજે હિંદમાં મુઠ્ઠીભર અંગ્રેજ અમલદારો રાજ્ય કરે છે. તેઓ કેટલો આત્મવિશ્વાસ રાખતા હશે? હિંદુસ્તાનમા ૨૫૦ જિલ્લાઓ છે, એટલે ૨૫૦ કલેક્ટરો હશે એકના હિસાબે કેટલા માણસો આવે? છતાં તે સાંજે ટેનિસ રમી શકે છે અને રાત્રે આરામથી સૂવે છે. વગડામાં પણ તેને ચિંતા થતી નથી. આપણે તેની સામે ઝૂઝવાનું છે. તો મૂઠી જેટલા છતાં તેમના જેવો આત્મવિશ્વાસ રાખો જ્યાં હજારોની સંખ્યામાં કાર્યકર્તાઓ હોય ત્યાં આળસ કે પ્રમાદ પાલવે, પણ સંખ્યા થોડી હોય ત્યાં તો દરેકે વિશેષ સાવધાન રહેવું જોઈએ.

* * *

હું તો તમને ખાતરી આપું છુ કે, વિદ્યાપીઠના ભાવિ વિશે મને લેશ માત્ર ચિંતા નથી જો તમે તમારા કાર્યમાં સાવધાન રહેશો તો ભવિષ્ય ઉજ્જવલ જ છે. વિદ્યાપીઠ તો એક વિદ્યાર્થી હશે છતાં પોતાનુ કામ કરશે જ. અને એ એક વિદ્યાર્થી સારુ — હું કાશ્મીરમાં હઈશ તો ત્યાંથી પણ — પદવી આપવા અહીં આવીશ. તમે એમ કદી ન માનતા કે તે વખતે મારો ઉત્સાહ લેશમાત્ર ઓછો હશે હું તો એમ કહી શકું કે એ એક જ વિદ્યાર્થીને પદવી આપતાં મને વિશેષ ઉત્સાહ રહેશે. અને તેમાં હું વધારે અભિમાન લઈશ, જો એ અભિમાનને હું લાયક હોઉં તો

શ્રી કુલનાયકે મને સ્વતંત્ર શિક્ષણના માર્ગે વિદ્યાપીઠને દોરવા વિનંતી કરી છે. તેમણે એ વિષે જે આદર્શો રજૂ કર્યા છે તેને હું વધાવી લઉં છુ બીજુ મને એ પૂછવામાં આવ્યુ છે કે આપણે ઇનામોની લાલચ રાખીશું? આપણે વિદ્યાર્થીઓને બતાવવાનું છે કે વિદ્યા એ જ ઇનામ છે. યત્નનું ફળ તે જ છે. તેને પણ હું વધાવી લઉં છું. પરંતુ

હું તો મારી મર્યાદા સમજીને ચાલનારો રહ્યો. આપણે એવા વેગવાળા પવનની સામે થવાનું છે કે ફેરફાર કરવાની મારી હિંમત ચાલતી નથી.

* * *

વિદ્યાપીઠ સ્થાપવામાં મેં મૂર્ખાઈ નથી કરી. તમે પણ મારા જેવો વિશ્વાસ રાખી શકાય તો રાખો. હું આપણી ત્રુટીઓ જાણું છું, કારણ કે હું ત્રુટીઓથી ભરેલો છું. તમે નબળાઈઓને ન આવવા દો.

* * *

## ૮

## છઠ્ઠો પદવીદાન-સમારંભ

(તા. ૧૫-૧-૧૯૨૮)

દીનબંધુ એન્ડ્રૂઝને પદવીદાનનું વ્યાખ્યાન આપવા નોતર્યા હતા. એમનું ભાષણ અંગ્રેજીમાં હતું. જેઓ અંગ્રેજી સમજી શકયા તેઓ તો શ્રી. એન્ડ્રૂઝની વાણીની મીઠાશ અને સહૃદયતાથી મુગ્ધ થયા હતા. અંગ્રેજી ન જાણનારની આગળ ગાંધીજીએ એ ભાષણનું નવનીત કાઢીને પોતાના ભાષણમાં રજૂ કરતાં કહ્યું કે:—

"દીનબંધુ એન્ડ્રૂઝ એક ભલા અંગ્રેજ છે એટલું જ નથી, એમણે આ દેશને સારુ સર્વસ્વનો ત્યાગ કર્યો છે. એટલું જ નહીં, પણ એઓ તો કલાકાર છે, કવિ છે, અને છટાદાર વક્તા છે. એમનાં ભાષણો અને એમનાં કાર્યોનો જેમણે અભ્યાસ કર્યો હોય તેઓ સમજી શકે કે, એમની બધી કૃતિઓ વિષે કલા રહેલી છે. એ કવિ છે, કારણ ભવિષ્ય કેવું હોવું જોઈએ અને કેવું હોવાનું છે એ એ સમજે છે. એ છટાદાર વક્તા છે, એનું કારણ એ નથી કે એ ઊંચે સાદે બોલી શકે છે અને એમનાં ઉચ્ચાર અને ભાષા ઉત્તમ પ્રતિનાં છે, પણ એમની બધી છટા

એમના હૃદયમાંથી ઊભરાય છે એમનું ભાષણ વાંચશો ત્યારે તમને એક અસર થશે, અને એ ધ્યાનપૂર્વક સાંભળનારની ઉપર જુદી જ અસર થઈ હશે. સામાન્ય રીતે આપણે માનીએ છીએ કે, જે માણસ કલાકના કલાક સુધી ધારા ચલાવે એ છટાદાર વક્તા. કોઈના મનમાં એમ થાય કે એન્ડ્રૂઝને બોલવાની આવડત ન હશે એટલે એ લખીને વાંચી ગયા. પણ એમ માનવું એ મૂર્ખાઈ છે. એમણે લખેલામાં એટલો રસ પૂરી દીધો કે એમાં એમણે આપણને તરબોળ કર્યાં. એ રસ એમના હૃદયમાંથી નીતર્યો છે

"એમણે એમના ભાષણમાં મરહૂમ હકીમ સાહેબનો ઉલ્લેખ કર્યો. ઉપરછલ્લી રીતે જોતાં કોકને એમ થાય કે, હકીમ સાહેબના મરણ સાથે સ્નાતકોના પદવીદાનને શો સંબંધ! એ તો કલાહીનતાની નિશાની કહેવાય' પણ મને લાગે છે કે એમાં જ એમણે પોતાની કલા બતાવી દીધી છે, અને પોતાનો અર્થ સાધ્યો છે. એન્ડ્રૂઝ તમારા પ્રમાણમાં તો ઘરડા કહેવાય. એમણે પોતાના બાળપણની વાત કરી. હકીમ સાહેબની પાસે એમણે પોતાની કેળવણી શરૂ કરી તેની વાત કરી. હકીમ સાહેબ જ્યારે મોટા હકીમ થઈ ગયા હતા, અને પોતાના તબીબી જ્ઞાન મારફતે રાયરંકની સેવા કરતા હતા, ત્યારે એન્ડ્રૂઝે જોયું કે એઓ તેમની પાસે તાલીમ લઈ રહ્યા હતા. પોતાના અનુભવમાંથી જ તેમણે વાત કરીને કહ્યું કે મને મારા અધ્યાપકોનાં વ્યાખ્યાનો યાદ નથી, પણ મારું મોટામાં મોટું, પવિત્રમાં પવિત્ર સ્મરણ તે તો પોતાના એક અધ્યાપક તેમનું હૃદય ભેદી શક્યા એ છે. અને એ જ કેળવણીનો સાર બતાવવાને માટે એમણે હકીમજીની કથા કહી સંભળાવી. એમાં અદ્‌ભુત કલા ભરી છે, એમાં કરુણા તો છે જ. અને વાંચતાં વાંચતાં એમણે વીરરસનો સ્વાદ કરાવ્યો, અને છેવટે ત્યાગનો ઉપદેશ આપ્યો.

"એ ઉપરાંત એમણે પોતાનો ઇતિહાસ આપ્યો. આપણાં હૃદય નિરાશાની ખાડમાં પડેલાં છે, અને આપણને એવો ભય થાય છે કે મકાનો તો આપણી પાસે છે પણ એ વર્ષો પછી તેમાં કબૂતરો ઊડતાં હશે તો!

એ નિરાશાની વાત એઓ જાણે છે. મેં એમને વાત નથી કરી, પણ એઓ તો વાતાવરણમાંથી જ એ જોઈ લે છે. એથી એમણે તમને કહ્યું કે તમારી પાસે તો મકાનો છે, પૈસા છે, જમીન છે, ગુજરાત જેવા પ્રાંતમાં પૈસા મળ્યા પણ કરશે, પણ હું જે કૉલેજમાં ભણ્યો છું એની ઉત્પત્તિ સંભળાવું ત્યારે તમને આશ્ચર્ય થશે, અને તમને આશાનાં કિરણો દેખાશે. કારણ એની ઉત્પત્તિ તો નાનકડાં ઝૂંપડાંમાંથી થઈ. અને તે પણ એક વીર વિધવાથી — જે પરણી તે જ દિવસે રાંડી. તે તો ધારત તો પાછી પરણી શકત, પણ તે તો સેવાધર્મને વરી. તેણે સન્યાસીઓ અને સાધુઓને શોધ્યા, અને વિદ્યાર્થીઓને શિક્ષા આપવાનું તેમને કહ્યું. અને તેમને રહેવાને ઝૂંપડાં બાંધી આપ્યાં. એ ઝૂંપડાંમાંથી આજની મોટી પેમ્બ્રોક કૉલેજ થઈ, જેમાંથી સ્પેન્સર અને ગ્રે જેવા કવિ પાક્યા છે, પિટ જેવા રાજ્યનીતિ-ધુરંધર પાક્યા છે, બ્રાઉન જેવા પંડિતો પાક્યા છે. આ વાત કરીને તેમણે તમને આશ્વાસન આપ્યું છે કે જેવી મારી કૉલેજની કથા તેવી તમારી પણ કથા. તમારે ત્યાં પણ ધીરજથી કામ કરતા રહેશો તો વીરો પાકશે. અને એને માટે ઉપાય દર્શાવ્યો — આત્મશ્રદ્ધા. ઈશ્વરને માટે વિશ્વાસ હોય અને ધીરજ હોય તેમાંથી એ પાકે છે. ઉત્તમ વસ્તુ એકાએક પાકતી નથી. મોટા મજબૂત ઝાડનું બીજ કેટલાયે કાળ સુધી જમીનમાં જ રહે છે. પણ માળી જાણે છે કે એને સમયે એ ઝાડ થશે, કેટલીક વખત જમીન ઉપર ઘાસ ઊગશે તે પણ ઊગવા દેવું પડશે; માળી નિરાશ નથી થતો, કારણ તે જ્ઞાની છે. આપણી પાસેથી એન્ડ્રૂઝ એ જ્ઞાનની આશા રાખતા નથી, પણ શ્રદ્ધાની આશા રાખે છે. શ્રદ્ધાની 'બાઇબલ'ની વ્યાખ્યા એમણે આપણી આગળ મૂકી — જે વસ્તુ ન જોઈ શકીએ તેનો પુરાવો એ શ્રદ્ધા. એ શ્રદ્ધા તમારામાં હોય તો વિદ્યાપીઠ પડે જ નહીં. જેટલાં વર્ષો પેમ્બ્રોકને વધતાં લાગ્યાં તેટલાં આ વિદ્યાપીઠને નથી લાગ્યાં. તમે કહેશો કે પ્રગતિ તો આ જ ને કે ૧૫ કુમારમંદિરો બંધ થયાં! વખાણે પડશે, પણ તમને શ્રદ્ધા હશે તો નિરાશ

ન થશો. કુમારમંદિરો પડી ગયાં કારણ આપણે અક્કડ રહ્યા, આપણું આપણી નરતો કાયમ રાખીને કહ્યું: કાંતવું હોય તો રહો, નહીં તો જાઓ. એક દિવસ એવો આવે કે અહીં કોઈ ન રહે, કુલપતિ જ બેઠો હોય, શિક્ષક પણ એ જ હોય અને શિષ્ય પણ એ જ હોય; એની સામે એનો રેંટિયો પડ્યો હોય તો કોક તો જોવા આવશે, કોઈ ન આવે તો વાદળાં તો આવશે, અને એનામાં શ્રદ્ધા હશે તો તેની સાથે તે વૈદર્ભીની જેમ વાતો કરશે, અને આશ્વાસન મેળવશે. મારી શ્રદ્ધાનો પુરાવો શો? પુરાવો એ જ કે એ છે. તમને કોઈ પૂછે તો કહેજો કે પેલો રેંટિયો રેંટિયો બકયા કરે છે તેની પાસે જાઓ. એટલી શ્રદ્ધા તમારામાં હોય તો એન્ડ્રૂઝ કહે છે કે તમે એક નહીં પણ એક હજાર પેમ્બ્રોક પેદા કરશો. ક્યાં ઇંગ્લંડ અને ક્યાં હિંદ, જેમાં કેટલાંયે ઇંગ્લંડ સમાઈ જાય! પણ આપણામાં એટલી વીરતા છે? ધીરજ છે? વીરતા અને ધીરજ વિના શ્રદ્ધાનો પાક નથી ઊતરતો. આપણે આપણા સિદ્ધાન્તો ઉપર કાયમ રહીએ અને વિશ્વાસ રાખીએ. ગ્રાહક જોઈને પડીકાં બાંધે અને દામ બદલતો જાય, તેવા તો દગાખોર વેપારીનો વેપાર આપણે નથી કરવો. આટલું કરશું, વિદ્યાર્થી આવશે માટે આટલું ઢીલું મૂકો, એ જાતના વેપારથી નથી મને કશું મળવાનું, નથી વિદ્યાપીઠને કશું મળવાનું. અધ્યાપકોમાં શ્રદ્ધા હશે તો તેઓ એક જ અવાજ કાઢશે. વિદ્યાર્થી પણ એક જ અવાજ કાઢશે; તે કહેશે કે હું એકલો હઈશ તોપણ શું? અધ્યાપકો મારા ઉપર તેમનું સર્વસ્વ રેડવાના છે. ઈશ્વર પણ એક જ છે, પણ એની કૃતિ અનેક છે; એમ જે વિદ્યાર્થી એક છતાં નીડર થઈને બેસશે તેમાંથી ૧૦૦ પાકશે. એ એન્ડ્રૂઝના ભાષણનો સાર છે, એમની વીણાનો સૂર છે.

"મારું પણ એ જ વ્યાખ્યાન છે એમ માનજો. તમે તમારા મનમાં વિદ્યાલય વિષે અભિમાન રાખજો, વિદ્યાપીઠને સંઘરજો, તમારાં જીવન ઉજ્જવળ કરજો. જ્યાં બેઠા હો ત્યાં વિદ્યાપીઠનું સ્મરણ કરજો. ભવિષ્યમાં શું સ્વરૂપ લેશે તે તો તમે થોડા દિવસમાં જાણશો, પણ ધીરજ રાખજો. તમને આટલું તો કહી દેવા ઇચ્છું છું કે અમારામાંથી થોડા પણ જીવતા

ઉપયોગ નહિ કર્યો હોય તો જેવા તે વખતે હતા તેવા ને તેવા જ અહીં આવ્યા હશો. મે તો મહાવિદ્યાલયમા ઘણી વેળા કહ્યું છે કે તમારે સંખ્યાના બળ પર મુદ્દલ મૂઝવાનુ નથી. સંખ્યાબળ હોય તો તે આપણને અપ્રિય છે એમ હુ નથી કહેવા માગતો. પણ તે ન હોય તો નિરાશ ન થઈએ; બધુ ગયુ, હાથમાંથી બાજી ગઈ એમ ન માનીએ. આપણે થોડા હોઈએ કે વત્તા, આપણુ ખરું બળ સિદ્ધાન્તોના સ્વીકારમાં અને તેનું મનુષ્યની શક્તિ અનુસાર પાલન કરવામાં રહેલું છે. એવા વિદ્યાર્થીઓ ઓછામાં ઓછા હોય તોપણુ જે કામ વિદ્યાપીઠ મારફત સાધવાનું છે તે એટલે કે મુક્તિ — અંતિમ મુક્તિ નહીં, પણ સ્વરાજરૂપી મુક્તિ — જરૂર સધાય; જે સ્વરાજને ખાતર વિદ્યાપીઠની સ્થાપના થયેલી છે તે સ્વરાજ જરૂર મળે. આપણે જો થોડા હોઈશું તો સ્વરાજ નથી મળવાનું. હમણાં જે ફેરફાર થઈ ગયા અને હવે પછી થયેલા તમે જોશો તે તો બીને બીતે કરવા પડ્યા, કે રખેને તમારા પર ભાર પડી જાય. એ કેવી દયામણી સ્થિતિ! એમાં નથી તમને શોભા, નથી અમને. હોવું તો એમ જોઈએ કે આ સિદ્ધાન્તોનો અમલ કરવામાં તમે જરાયે કચાશ નહીં રાખો, જરાયે ચૂકશો નહીં, એવું તમારી તરફથી અધ્યાપકો અને સંચાલકોને અભયદાન હોવું જોઈએ. એ અભયદાન નથી, એની યાચના કરવાને હું આવેલો છુ. સત્રના આરંભથી જ તમે અધ્યાપકવર્ગને નિશ્ચિંત કરો તો કામ શોભી નીકળવાનું છે. તમારા કામમાં અસત્યનો જરાય સ્પર્શ ન હોવો જોઈએ. તમે મનને, અધ્યાપકોને, વડીલોને અને ભારતવર્ષને ન છેતરો ત્યારે જ વિદ્યાપીઠને શોભાવશો. અધ્યાપકોની પાસેથી દરેકે દરેક વાતનો ખુલાસો માગી શકો છો. તેમનો ધર્મ છે કે તમારી ગૂંચો તેઓ ઉકેલે. એમ ન કરતાં તમે જેમ તેમ બેસી રહેશો, તો વિદ્યાપીઠનું તંત્ર બેસૂરું ચાલશે. વિદ્યાપીઠનું કામ એવી સારી રીતે ચાલે કે તે સંગીન જેવું લાગે. તંબૂરના સંગીત પાછળ જે સંગીત રહેલું છે તે સ્થૂળ છે. જે સુજીવન સંગીતરૂપ છે તે જ ખરું સંગીત જાણું છે. આ જીવનસંગીત બાળક પણ જાણે, જો માબાપે એને સીધે રસ્તે

ચઢાવ્યું હોય તો. બાળકની ૫ને માત્ર રડવાની જ વાચા છે તે પણ જો સૂરમાં હોય તો શોભી નીકળે છે. બાળકમાં જેવું માધુર્ય હોય છે તેવું જ વિદ્યાર્થીઓમાં હોવું જોઈએ. એ સ્થિતિ લાવવી સ્હેલી છે, જો તમે સત્યાચરણી હો તો વિદ્યાર્થીઓ જો સત્યાચરણી હોય તો તેમની મારફતે હિંદુસ્તાનનુ સ્વરાજ લઈ શકાશે સત્ય અને અહિંસાને માર્ગે જ સ્વરાજ લેવાનુ છે એ વસ્તુ વિદ્યાપીઠના સિદ્ધાન્તમાં જ રહેલી છે. તેથી એને સિદ્ધ કરવાપણું નથી રહેતુ એને વિષે જેને શંકા હોય તેને અહીં સ્થાન નથી. અથવા એવી શંકા હોય તો પહેલી તકે તેનુ નિવારણ કરાવી લેવું જોઈએ

સરકારી શાળા અને આપણી શાળા વચ્ચેનો ભેદ સમજવા જેવો છે. આપણા કેટલાક વિદ્યાર્થીઓ જેલ ગયા, અને બીજા જશે. એ વિદ્યાપીઠનુ ભૂષણ છે. સરકારી શાળાના વિદ્યાર્થીઓની મગદૂર છે ખરી કે તે વલ્લભભાઈને મદદ કરી શકે? અથવા તો મદદ કર્યા પછી શિક્ષકને છેતર્યા વિના કોલેજમાં રહી શકે? પછી તેમને ગમે તેવુ જ્ઞાન મળે તોયે તે શા કામનું? સત્ત્વ હરી લીધા પછી આપેલુ જ્ઞાન શા કામનુ? ખોટા રૂપિયાની શી કિંમત? એને વાપરીને છેતરનાર માણસ તો સજાને પાત્ર થાય. સરકારી નિશાળના વિદ્યાર્થીઓની સ્થિતિ આ ખોટા રૂપિયા જેવી છે. આપણી શાળામાં સત્ત્વ તો રહેલુ છે જ; એટલુ જ નહિ પણ એમાં વધારો થવાનો છે.

બીજો પણ એક ભેદ ધ્યાનમાં રાખવો જોઈએ હું અનેક વેળા બનાવી ગયો છુ કે સરકારી કોલેજના શિક્ષણ જોડે તમારા શિક્ષણની મુકાબલો નહિ થઈ શકે એ જંજાળમાં ઊતરશો તો માર્યા જશો એને આપણે પહોંચી નથી શકવાના. અંગ્રેજી ત્યાં જે રીતે શીખવાય છે તે રીતે આપણે નથી શીખવતું. પણ સાહિત્યનુ જે સૂક્ષ્મ જ્ઞાન છે તે આપણે ગુજરાતી ભાષા મારફતે આપવું છે. ગુજરાતી ભાષાનો વિસ્તાર થાય, તે શોભે. તેમાં ઊંડામાં ઊંડા વિચાર પ્રદર્શિત થઈ શકે એવું કરવું છે. ગુજરાતી બોલવાં વચ્ચે અંગ્રેજી શબ્દો કે વાક્યો વાપરવાં પડે એ

કફોડી, અત્યંત શરમભરેલી સ્થિતિ છે. જગતના બીજા કોઈ દેશની એવી સ્થિતિ નથી. અંગ્રેજી સાહિત્યનું જેટલું જ્ઞાન આવશ્યક હશે તે આગળ ઉપર આપીશું. અત્યારે તો જે જ્ઞાન લઈશું તે ગુજરાતી મારફતે જ લઈશું. વિજ્ઞાન પણ આપણી ભાષા મારફતે શીખીશું. પારિભાષિક શબ્દો નવા નહિ યોજી શકીએ તો અંગ્રેજી શબ્દો લઈશું, પણ તેની વ્યાખ્યા તો ગુજરાતીમાં જ આપીશું. તેથી આપણી ભાષા જોરદાર થશે, જે અલંકારો આપણે વાપરવા હશે તે આપણી જીભે અને કલમે ઊતરશે. અત્યારની બેહદી દશામાંથી જેટલા વહેલા નીકળી શકાય તેટલા નીકળી જવું જોઈએ. આ વિષે મેં 'નવજીવન'માં લખેલું છે તે વેદવાક્ય સમજજો. અંગ્રેજી દ્વારા જ્ઞાન અપાય છે તેથી પ્રજાને કેટલું મહેનત કરવું પડે છે! આપણે ધર્મ ચૂક્યા છીએ, કર્મ ચૂક્યા છીએ. એનો આ એક દાખલો છે.

બીજો દાખલો અર્થશાસ્ત્રનો. ત્યાં જે અર્થશાસ્ત્ર શીખવાય છે તે ખોટું છે. તમે જિજ્ઞાસુ હશો તો જોશો કે જર્મન, અમેરિકન કે ફ્રેંચ ભાષામાં જે અર્થશાસ્ત્ર શીખવવામાં આવે છે તે દરેક જુદું જુદું હોય છે. મારી પાસે એક હંગેરીનો માણસ આવેલો તે વાત કરતો હતો તે પરથી મને લાગ્યું કે ત્યાંનું અર્થશાસ્ત્ર જુદું જ હોવું જોઈએ. દરેક દેશની સ્થિતિને અવલંબીને તેનું અર્થશાસ્ત્ર રચાય છે. એક દેશનું અર્થશાસ્ત્ર આખા જગતને સારુ સાચું છે એમ માનવું અયોગ્ય છે. આજે શીખવાતું અર્થશાસ્ત્ર તો હિંદુસ્તાનને પાયમાલ કરે છે. આપણને હિંદુસ્તાનના અર્થશાસ્ત્રની ખબર જ નથી; આપણે તો તે શોધવાનું છે

તેવું જ ઇતિહાસનું છે. અધ્યાપકોએ હિંદુસ્તાનનો ઇતિહાસ શું હોઈ શકે તે વિચારવું જોઈએ. કોઈ ફ્રેંચ માણસ હિંદુસ્તાનનો ઇતિહાસ લખે તો જુદો લખે, અંગ્રેજ જુદો લખે. હિંદુસ્તાનનો માણસ મૂળ લેખો શોધી, હિંદુસ્તાનનું વાતાવરણ નિહાળીને લખે તો જરૂર જુદું લખે ફ્રેંચ-અંગ્રેજની લડાઈનાં અંગ્રેજોએ કરેલાં વર્ણનોને તમે વેદવાક્ય માનો છો? જેણે લખ્યાં હશે તેણે બરાબર લખ્યાં હશે, તોપણ તે પોતાના

દૃષ્ટિબિંદુથી લખેલાં છે. તે એવી જ જાતના પ્રસંગો વર્ણવે કે જેમાં અંગ્રેજોની જ જીત થઈ હોય. આપણે પણ એવું જ કરીએ. ફ્રેંચો પણ એમ જ કરે. આપણે તો હિંદુસ્તાનનો જુદો જ ઇતિહાસ લખીએ મહાભારતનો અર્થ પણ અંગ્રેજ વિદ્વાન એક રીતે કરે, હિંદી વિદ્વાન જુદી રીતે કરે, અને જો તે હૃદયમાં ઉતારીને કરે તો એથીયે જુદી રીતે કરે. વિન્સેંટ સ્મિથની સરસ શૈલી અને વિદ્વત્તા હોય એટલે એનું લખેલું સારું લાગે, પણ એ બરોબર નથી. અંગ્રેજ વિદ્વાનો જ બનાવે છે કે એમાં ઘણું ખોટું છે, ઘણું રહી ગયું છે. વિલિયમ વિલ્સન હંટરનું પણ એમ જ. અહીંયાં પુસ્તકોમાંથી ઇતિહાસ નહિ શીખવાય. અધ્યાપકે હિંદુસ્તાનનો બહોળો અભ્યાસ કર્યો હશે, નિરીક્ષણ કર્યું હશે. તે હિંદુસ્તાનનો ભક્ત હશે તો ઇતિહાસ એક રીતે શીખવશે. અને જો તેણે અંગ્રેજી ઇતિહાસોથી મગજ ભરી મૂક્યું હશે તો નથી તમારો શુક્રવાર વળવાનો, અને એનો તો નથી જ વળ્યો, એને તો શનિની દશા બેઠેલી છે.

આપણે ત્યાં દરેક વસ્તુ સરકારી શાળાથી ઊલટી જ રીતે શીખવાશે. ગણિતશાસ્ત્રના દાખલા તે પણ આપણો શિક્ષક જુદી રીતે ઘડાવે. લોગ જે હિંદી બાળકોને શીખવે છે તેમને માટે તે નવું ગણિતશાસ્ત્ર રચી રહ્યા છે. આપણો શિક્ષક મેન્ચેસ્ટરથી લીવરપુલનું અંતર ન શીખવે. તે અહીંના જ વાતાવરણ પરથી દાખલા ઉપજાવે, જેથી ગણિતશાસ્ત્રમાંથી આપણાં ઇતિહાસ અને ભૂગોળ પણ શીખાય ગણિતશાસ્ત્ર, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, ભૂગોળ બધું આપણે નવું રચવાનું છે. એમાં તમે વિદ્યાર્થીઓ મદદ ન કરો તો અધ્યાપકો શું કરે? અને અધ્યાપકો જ જો કાચા હશે તો સિદ્ધાન્તો પડી ભાગવાના છે, એ દેખીતું છે.

તમારો વિશ્વાસ, ધીરજ, ઉદ્યમ નહિ ખોતા અધ્યાપકો પર અને સિદ્ધાન્તો પર તમારો વિશ્વાસ હશે તો તમે નહિ ડરો. સંખ્યા ઓછી હશે તોયે નહિ ડરો, અને વિદ્યાપીઠને શોભાવશો. અધ્યાપકોને પૂરેપૂરું આપવાને ફરજ પાડો. તમે અધ્યમી હશો તો મેં કહ્યું છે તેમાંથી

પણ અધ્યાપકોને પ્રશ્નો પૂછીને કનડી શકો. પૂરેપૂરો રસ લઈને કામ કરશો તો આના ઘૂંટડા લેવાના તો અહીંયાં જ છે, તમારાં શરીર તેજસ્વી થશે, મન તેજસ્વી થશે અને આત્મા પણ તેજસ્વી થશે.

અહીં તમે આવો છો તે આત્માને તેજસ્વી કરવા. તેથી જે ઉદ્યોગનું શિક્ષણ રાખેલું છે તેમાં રસ લઈને કામ કરશો તો ઉદ્યોગની બુદ્ધિ નહિ હોય તો તે જાગશે. પણ જો જડ જેવા થઈને કામ કરશો તો તેમ નહિ થઈ શકે. રસ લેશો તો તમે જોશો કે એનું પણ શાસ્ત્ર છે. ચેતનરૂપ થઈને ઉદ્યોગ કરશો તો જોશો કે એમાં રસ ભર્યો છે. એનું પણ શાસ્ત્ર છે એ સિદ્ધ કરી શકશો. મારે વણકર થવું છે, સુતાર થવું છે, તે દ્વારા ગુજરાન ચલાવવું છે, નોકરી નથી કરવી, મહેતા નથી થવું, એવો નિશ્ચય કરજો. મજૂરી કરીને, ખાદી વાપરીને, ખાદી સેવક થઈને આજીવિકા મેળવીશું એવો નિશ્ચય રાખજો.

## ૬૦

## સાતમો પદવીદાન–સમારંભ

(તા. ૧૫-૧-૨૯)

[સાતમા પદવીદાન-સમારંભ વખતે કાંગડી ગુરુકુળના આચાર્યશ્રી રામદેવજીને વ્યાખ્યાન આપવા બોલાવ્યા હતા. તેમના વ્યાખ્યાનનો મર્મ આપતાં ગાંધીજીએ તા. ૨૦-૧-૧૯૨૯ના નવજીવનમાં લખ્યું હતું કે 'સરકારી કેળવણી ઇરાદાપૂર્વક આપણી સભ્યતાનો નાશ કરવાને સારુ અને આપણી ગુલામીને કાયમ કરવાને સારુ ઘડાયેલી છે એમ બતાવવાનો તેમનો ઉદ્દેશ હતો. અંગ્રેજી લેખકોના લખાણમાંથી આ વસ્તુ તેમણે સિદ્ધ કરી આપી હતી.' તેમના બે કલાકના વ્યાખ્યાન પછી ઉપસંહારમાં ગાંધીજીએ નીચેના વચનો કહ્યાં હતાં.]

શરૂઆતમાં આચાર્ય રામદેવજીની ઓળખ આપતાં જણાવ્યું કે —

આચાર્ય રામદેવ એક ઇતિહાસવેત્તા છે. એમણે સ્વામી શ્રદ્ધાનંદજીની સાથે કાંગડી ગુરુકુળની સેવા કરવા માંડી હતી. તે શ્રદ્ધાનંદજીના

સાથી અને પ્રશિષ્ય થાય અને ગુરુકુળની શ્રદ્ધાનંદજીની ગાદી એ સાચવે છે હિંદી અને રાષ્ટ્રભાષા માટે તેમની ધગશ અજબ છે તેમણે ઘણાં પુસ્તકો રચ્યાં છે અને વિચાર્યું છે જેમાંથી તેમણે આપણને તો થોડાં જ બિંદુઓ આપ્યાં છે

બાદ સ્નાતકોને ઉદ્દેશીને તેમણે કહ્યું —

આ પદવી લેવાથી તમારું અને રાષ્ટ્રનું ગૌરવ તમને વધતું ન લાગતું હોય તો આ પદવી ન લેતા અને એક માઈલ દૂર આવેલી કૉલેજની પદવીની કિંમત લાગતી હોય તો તે લેજો મેં તો તમને તે પદવી આપી દીધી તેમ જ આશીર્વાદ પણ આપ્યા આ પછી પણ તે પદવી પાછી આપવી હોય તો પાછી આપી શકો જે નાહ્યા શુદ્ધ થયા હોય તે સ્નાતક કહેવાય પણ ખરો મળ તો હવે દૂર થાય છે આ પરીક્ષાથી તો તમને મોટી પરીક્ષામાં પ્રવેશ કરવાનો અધિકાર મળ્યો છે તમારે તમે મેળવેલા સંગ્રહમાં વધારો કરી દેશની સેવા કરવાની છે

વિદ્યાપીઠનો મંત્ર જ એ છે કે મુક્તિ અપાવે તે જ વિદ્યા તેને ધ્યાનમાં રાખજો તેના દુઃખે દુઃખી અને સુખે સુખી થજો પશુ, પક્ષી બધાં ખાય છે ખાવાનું તો ઈશ્વરે બધાંને આપ્યું છે મનુષ્ય જન્મ તો ઈશ્વરને ઓળખવા માટે છે મારે ને તમારે મુક્ત થવાનું છે અને બીજાને મુક્ત કરાવવા માટે પ્રયત્ન કરવો એ તમારું કર્તવ્ય છે એ કર્તવ્ય સમજજો અને એમાં પરાયણ થાઓ તમે ઈશ્વરને ઓળખજો અને મનુષ્યત્વનું ગૌરવ સાચવીને વર્તજો તમારા કર્તવ્યમાં પરાયણ રહેવાની ઈશ્વર તમને શક્તિ આપો

## ૧૧

# આઠમો પદવીદાન – સમારંભ

(તા. ૨૧-૧-૧૯૩૦)

### ટૂંકામાં ટૂંકો પંથ

નવા સ્નાતકોને શુદ્ધ થવાનું અને શુદ્ધ રહેવાનું આશીર્વચન આપીને ગાંધીજીએ ગુજરાતીઓને વિદ્યાપીઠને નભાવવાની વિનંતી કરી 'વિદ્યાપીઠને માત્ર રૂા ૬૦,૦૦૦ વર્ષે જોઈએ છે, એટલા તો અમદાવાદના શેઠિયા જ આપી શકે એમ છે,' એમ કહીને શ્રી વલ્લભભાઈ અને કાકાસાહેબે કરેલી માગણી પૂરી કરવાની તેમણે વિનંતી કરી આ પછી તેમણે લાહોરના 'પૂર્ણ સ્વરાજ'ના ઠરાવનો અને તેમાં ખાસ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ, સ્નાતકો અને ચાલકોને માટેનો અર્થ નીચે પ્રમાણે સમજાવ્યો

"લાહોરમાં પૂર્ણ સ્વરાજનો ઠરાવ કરાવવામાં મેં ભાગ લીધો અને તે ઠરાવમાં સવિનય ભંગની પણ શરત નાખી એનો અમારે શો અર્થ કરવો એમ તમે પૂછો તો નવાઈ નહિ મેં અનેક વાર અહીં કહ્યું છે કે, વિદ્યાપીઠમાં આપણને સંખ્યાની નહિ પણ શક્તિની જરૂર છે જો થોડા માણસ પણ પોતાને સોંપેલું કાર્ય કરી આપે તો તેમની શક્તિથી ધારેલું કામ સિદ્ધ થઈ શકે એ જ પ્રકારના વિશ્વાસે સવિનય કાનૂનભંગનો અને અને પૂર્ણ સ્વરાજનો ઠરાવ રજૂ કરવાની મારી હિંમત ચાલી

કલકત્તાના ઠરાવમાં 'ડોમિનિયન સ્ટેટસ' મેળવવાની પ્રતિજ્ઞા હતી જો એ પ્રતિજ્ઞા સાચી હતી તો ૧૯૨૯ની આખરે 'ડોમિનિયન સ્ટેટસ' ન મળે એટલે, ગમે તેટલું દુઃખ અને નિંદા વેઠીને પણ લાહોરનો ઠરાવ કરવાનો આપણો ધર્મ થઈ પડ્યો હતો અત્યારે જ્યારે 'ડોમિનિયન સ્ટેટસ'ને 'સ્વાતંત્ર્ય'ની સામે મૂકવામાં આવે છે, ત્યારે મારા જેવો

'ડોમિનિયન સ્ટેટસ'નો પક્ષપાતી પણ 'સ્વાતંત્ર્ય'ની જ વાત કરે. અર્લ રસેલના એક વાક્યે આપણને ચેતતી મૂકયા છે. એમણે જ્યારે કહ્યું કે 'ડોમિનિયન સ્ટેટસ' એટલે એક પ્રકારનું 'સ્વાતંત્ર્ય' જ છે અને તે મળતાં તો હિંદુસ્તાનને બહુ વખત લાગશે, ત્યારે આપણે સાનમાં સમજવું જોઈએ કે લોર્ડ અર્વિન અને વેજવૂડ બેન જે 'ડોમિનિયન સ્ટેટસ'ની વાત કરે છે તે બહારનાં સંસ્થાનો જે ભોગવે છે તેના કરતાં જુદું જ છે. કૅનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલૅંડમાં જે 'ડોમિનિયન સ્ટેટસ' છે તે તો સાવ સ્વતંત્રતાનો જ સંબંધ છે, જ્યાં સુધી સલ્તનતની સાથે રહેવામાં એ લોકો લાભ જુએ ત્યાં સુધી તેઓ સાથે રહે, ન લાભ જુએ તો તે તોડી નાંખે. મેં જ્યારે જ્યારે 'ડોમિનિયન સ્ટેટસ'ની વાત કરી ત્યારે તેનો આ જ અર્થ કર્યો હતો, બીજા એથી ઓછા 'ડોમિનિયન સ્ટેટસ'ની મારા મનમાં કલ્પના જ નહોતી. પણ આજે જ્યારે આપણે લેવાના 'ડોમિનિયન સ્ટેટસ'નો અર્થ ઇંગ્લંડના જ પ્રધાનો કહે છે કે અતિશય સંકુચિત છે ત્યારે તો એ વાત થઈ કે આજ સુધી લોખંડની બેડી પહેરતા હતા, હવે સોનાની અથવા હીરાની બેડી પહેરજો. એની આપણને શી કિંમત હોઈ શકે? પણ દુર્ભાગ્યે પૂર્ણ સ્વરાજની વાત જ આપણને ડરાવે છે, આપણને એ વાત જ મૂર્ખાઈભરેલી લાગે છે, અને આપણામાંના કેટલાક ભયભીત થઈને કહી રહ્યા છે કે બ્રિટનની સાથે સંબંધ તૂટશે તો હિંદુસ્તાનમાં કાપાકાપી થશે, અંધાધૂંધી થશે. વારુ ત્યારે, અહિંસાનો સંપૂર્ણ ઉપાસક, અહિંસામાં સંપૂર્ણ માનનારો હું હંમેશાં રહ્યો છું છતાં મારે ફરી એક વાર સંભળાવવું રહ્યું કે જો અંધાધૂંધી અને કાપાકાપીના સાક્ષી થવાની અને ગુલામીના સાક્ષી રહેવાની વચ્ચે મારે પસંદગી કરવાની હોય, તો હું કહું કે હું ભલે અંધાધૂંધીનો અને કાપાકાપીનો સાક્ષી થાઉં, ભલે હિંદુમુસલમાન એકબીજાનાં ગળાં કાપીને લોહીની નદી વહેવરાવો તેનો હું સાક્ષી થાઉં, પણ સોનાની બેડીવાળી ગુલામીનો હું સાક્ષી રહેવાનું પસંદ ન કરું. સોનાની બેડી પહેરીને સ્વતંત્રતા કદી મળવાની જ નથી. લોખંડની બેડી તો હંમેશાં કચ્યા કરે એટલે તેને કાઢી નાંખવાનું મન થાય, પણ

સોનાની કે હીરાની હોય તો તે કડે નહિ અને એ કદી આપણે કાઢવા જ ન પામીએ. એટલે જો આપણે બેડી પહેરવાને જ સરજાયેલા હોઈએ તો તો હું ઈશ્વરને કહું કે ભગવાન એ બેડી લોખંડની જ રાખજો કે જેથી હંમેશા હું પ્રાર્થના કર્યા કરીશ કે કોઈક દિવસ તો એ બેડી નીકળે.

એટલે આપણે ઠરાવ કર્યો છે એ શુભ જ થયું છે. અહીં આવેલો બધો સમાજ પૂર્ણ સ્વરાજવાદી છે એમ હું માની લઉં છું. બીજા ભલે અફઘાનોના હુમલાની વાત કરીને ભડકે. હું તો કહું કે અફઘાનિસ્તાન ભલે કાલને બદલે આજે જ છાપો મારે; એક વાર આ સલ્તનતની ગુલામી નીકળી જાય તો ભલે અફઘાનનો હુમલો થતો, તેને આપણે પહોંચી વળશું. પણ હું તો અહિંસામાં માનનારો રહ્યો, અને સવિનય કાનૂનભંગ કરીને આપણે લોહીની નદી ચલાવ્યા વિના સ્વતંત્રતા સાધી શકીએ અને બીજે ક્યાંય ન ચાલેલું એવું સ્વરાજ આપણે ચલાવી શકીએ એવો મને વિશ્વાસ છે. આ ભલે નાને મોંઢે મોટી વાત લાગે, પણ જો આપણે સત્યને અને શાંતિને રસ્તે સ્વરાજ મેળવી શકીશું એવી તમારી સૌની શ્રદ્ધા હોય તો બધું શુભ જ છે. આ વસ્તુ દૂર નથી. આ જ વર્ષે આપણે એ સ્થિતિ લાવી શકવી જોઈએ. જવાહરલાલના જેવા જુવાન આપણને પ્રમુખ તરીકે ફરીફરીને નથી મળવાના. હિંદુસ્તાનમાં જુવાનોની ખોટ નથી, પણ જવાહરલાલની તોલે આવે એવો જુવાન હું જાણતો નથી. એટલો મારો એમના ઉપર પ્રેમ અથવા મોહ છે એમ કહો. પણ એ પ્રેમ કે મોહ એમની શક્તિના અનુભવ ઉપર રચાયેલો છે, અને તેથી જ હું કહું છું કે એમના હાથમાં લગામ છે ત્યારે આપણે ધારેલી વસ્તુ મેળવી લઈએ તો કેવું સારું! પણ આપણે કાંઈક કરી શકીશું એ તો ત્યારે જ થાય જ્યારે મને તમારો પૂરેપૂરો ફાળો મળી શકે. સ્વરાજની જે લડત ચાલે તેને મોખરે તમે હશો એવી હું આશા રાખું. તમારો અહીંનો નવ વર્ષનો અનુભવ ફળ્યો હોય, તમારા આચાર્યો વિષેનાં તમારાં આદર અને પ્રીતિ સાચાં હોય તો તે બતાવી આપવાનો, તમારામાં જે ઝવેરાત હોય તે બતાવવાનો સમય આવી રહ્યો છે.

પણ હવે જે કામ આવવાનું છે તે બહુ સખત આવવાનું છે. એ કામ જેલમાં જવાનું નથી. જેલમાં જવાનું તો બહુ સહેલું છે; અને આપણા કરતાં ખૂની, ચોર, લૂંટારાને માટે વધારે સહેલું છે, કારણ તેમને જેલમાં રહેતાં આવડે છે. પણ એ લોકો ત્યાં પંદર પંદર વરસ રહી પોતાનું ઘર કરી મૂકે છે તેથી તેઓ દેશની સેવા કરે છે એમ નથી. એટલે કેવળ જેલમાં જવામાં કશી મેવા નથી રહેલી. પણ તમારી પાસે તો જેલમાં જવાની, ફાંસીએ ચડવાની લાયકાત માગું છું. એ લાયકાત અત્યંત શુદ્ધિથી મળી શકે. ૧૯૨૧માં આપણે આત્મશુદ્ધિની પ્રતિજ્ઞા કરેલી. આજે તમારી પાસે વધારે આત્મશુદ્ધિની આશા રાખું છું. આજે દેશમાં — વાતાવરણમાં — જ્યાં ત્યાં હિંસા છે, પણ એવી હિંસામાં બળી મરવાની તમારી શક્તિ હોવી જોઈશે. તમે જો સત્ય અને અહિંસા તમારામાં મૂર્તિમંત થવા દેવા માગતા હો તો મારે પકડાવાનું હોય તો મારા પકડાયા પછી જો દેશમાં મારામારી અને કાપાકાપી ચાલે તો તમે ઘરમાં ભરાઈ રહેશો, અથવા તો સળગાવનારાને જામગરી સળગાવી આપશો, કે કાપાકાપી કે લૂંટમાં ભળશો, એમ હું સાંભળવા ન ઇચ્છું. એવી વાત મારે કાને આવે એ મને મરવા જેવું થઈ પડશે. જેલમાં જવાના કરતાં વધારે કઠણ વાત તો એ છે કે, તમે પૂર્ણ સ્વરાજના સાચા સિપાહી બનશો તે વેળા તમે ન ઘરમાં બેઠા હશો, ન હિંસામાં ભળશો. ઘરમાં બેઠા રહેશો તો તમે નામર્દ ગણાશો, અને હિંસામાં ભળશો તો તમારી નામોશી થવાની છે. આસપાસ ચાલી રહેલી જ્વાળામાં બળીને ભસ્મ થઈને જ તે હોલવવાનું આપણું કામ થઈ પડવાનું છે. તમારી અહિંસાની પ્રતિજ્ઞા એવી છે, તમારી સાખ એવી થઈ પડી છે કે ગુજરાતમાં હિંસાવાદી પણ તમારી પાસે હું કહું છું તે જ આશા રાખશે. વ્યભિચારી માણસ પણ સંન્યાસી પાસે સંયમ અને સંન્યાસની આશા રાખે છે. તેમ જ હિંસાવાદી તમે સત્ય અને અહિંસાનો માર્ગ છોડશો તો તમારી નિંદા કરશે. કોઈ વેશ્યા પણ સારા માણસના સંગમાં આવશે તો તેને વ્યભિચાર કરતાં

ચેતવશે, પણ ધારો કે આપણા હિંસાવાદીઓ આગેવાનોના કરતાં ખરાબ હોય અને તમને હિંસામાં ભેળવશે અથવા ભળવા દેશે, તોપણ છેવટે તો તે તમારી નિંદા જ કરશે

એટલે જેલને માટે તમે ભલે તૈયાર રહેજો પણ જે દિવસે હિંદુસ્તાનમાં સવિનય કાનૂનભંગનો સમય આવશે તે દિવસે તમને જેલમાં કોઈ નહિ લઈ જાય, પણ બાજુનું હોવાવામાં તમારી સેવા માગશે; એ તો તમે તેમાં હોમાઈ જઈને જ કરી શકશો, બીજી રીતે ન કરી શકો. જો તમે એમાં ન હોમાઈ જઈ શકો તો ખચીત માનજો કે તમે જેલમાં જવાને પણ કદી લાયક નહોતા. એટલે તમારા મનની અંદર છૂપીછૂપી પણ ક્યાંય હિંસા પડેલી હોય તો તે કાઢી નાંખજો અને રચનાત્મક કાર્યક્રમમાં મગ્ન રહેજો.

સવિનય કાનૂનભંગ કેવા પ્રકારનો થશે તેની મને ખબર નથી, પણ કોઈક ને કોઈક તો કરે જ છૂટકો છે. હું તો રાતદિન એ વસ્તુનું રટણ કરી રહ્યો છું, કારણ એ સવિનય ભંગ કેવો હશે તે શોધી કાઢવાની જવાબદારી મુખ્યત્વે મારી જ હશે. સત્ય અને અહિંસાને આંચ ન આવે અને સવિનય ભંગ થઈ શકે એ કોયડો હું જ ઉકેલી શકું.

આ બધું તમને ખોટો ઉત્સાહ આપવા સારુ નહિ, પણ જાગ્રત કરવા સારુ કહું છું. એ બરોબર સમજજો તો મારાં વચન તમારાં હૃદયમાં ઊતરી જશે "આવતી જ કાલે કંઈક થઈ જશે એમ ન માનશો, જોકે સત્ય અને અહિંસાને ગમે સવિનય ભંગ કરવાને હું અધીરો થઈ ગયો છું પણ જો સત્ય અને અહિંસાનો ત્યાગ કર્યા વિના સવિનય ભંગ ન થઈ શકતો હોય તો સેંકડો વર્ષ રાહ જોવા જેટલી ધીરજ પણ મારામાં છે એ ધીરજ અને અધીરાઈ બંને મારી અહિંસામાંથી જન્મેલાં છે — અધીરાઈ એટલા માટે કે અહિંસા આપણામાં પૂરેપૂરી હોય તો સ્વરાજ કાલે કેમ ન મળે? ધીરજ એટલા માટે કે અહિંસા ન હોય તો સ્વરાજ શી રીતે મળે? બંને વાતનો સાર એ છે કે જગતના બીજા ભાગને માટે ગમે તેમ હોય, પણ હિંદુસ્તાનને માટે તો અહિંસાનો માર્ગ જ ટૂંકામાં ટૂંકો છે. આ માર્ગે પૂર્ણ સ્વરાજ મેળવવામાં તમે સાક્ષી થાઓ, સહાયક થાઓ એવી મારી તમારા પાસે વિનંતી છે."

## ૧૨

# રાષ્ટ્રીય શિક્ષણવાદીઓનું કર્તવ્ય

[ સને ૧૯૩૦ના જાન્યુઆરીની ૧૩,૧૪ અને ૧૫મી તારીખના દિવસોમાં ભારતવર્ષની રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓનું સંમેલન અમદાવાદમાં રાખવામાં આવ્યું હતું. તેમાં એકઠા થયેલા રાષ્ટ્રીય શિક્ષણવાદીઓને ઉદ્દેશીને ગાંધીજીએ નીચેનું વ્યાખ્યાન કર્યું હતું. ]

"રાષ્ટ્રીય વિદ્યાપીઠની કલ્પના જ અસહકારને અંગે થઈ; અને મેં અમદાવાદમાં તે વેળા કહ્યું હતું તેમ વિદ્યાપીઠનું કર્તવ્ય સ્વરાજ મેળવવાનું છે, એટલે રાષ્ટ્રીય શિક્ષણ લેતા વિદ્યાર્થીઓએ અને એવી સંસ્થાના શિક્ષકોએ સ્વરાજ મેળવવા દેશે જે કરવાનું છે તે કરવું જોઈએ, અને જે શક્તિ કેળવવી જોઈએ તે કેળવવી જોઈએ, જેથી કરીને સ્વરાજયજ્ઞનો આરંભ થાય ત્યારે તેઓ તેમાં હોમાઈ ભસ્મ થઈ જાય.

"સ્વરાજની લડત આત્મશુદ્ધિની છે, અને એ મેળવવા માટે સૌએ આત્મશુદ્ધ થવું જોઈએ. કેટલાકનો એવો ખ્યાલ છે કે, રાજપ્રકરણની સાથે નીતિને કશો સંબંધ નથી. આપણા નેતાઓની નીતિ કેવી છે એનો કોણ વિચાર કરે છે? યુરોપ-અમેરિકામાં પ્રજાતંત્રો ચાલે છે તે એવા જ ખ્યાલ ઉપર ચાલે છે. ગંદું જીવન ગાળનારા પણ અતિશય બુદ્ધિમાન હોય છે એમ તેમનું કામ ચાલે છે. વિલાયતની આમની સભાનો ઇતિહાસ જોશું તો તેના નેતાઓના વ્યવહારમાં ઘણી ગંદકી ભરેલી જણાશે. આપણે પણ અસહકાર પહેલાં એ જ રીતે આપણું રાજપ્રકરણ ચલાવતા હતા. મહાસભાના પ્રતિનિધિઓ કે નેતાઓની નીતિની આપણે ખબર નહોતા રાખતા. પણ ૧૯૨૦થી આપણે નિશ્ચય કર્યો કે, મહાસભાના પ્રતિનિધિમાં નીતિની અમુક લાયકાત હોવી જોઈએ. આ વસ્તુનો વિરોધ જાહેર રીતે હવે કોઈ જ નથી કરતું, જોકે દિલમાં ઘણા એમ માને છે

કે રાજકારણની સાથે નીતિનો સંબંધ નથી. આ જ કારણથી આપણી ગતિ મંદ ચાલે છે. કોઈ કહે છે કે ૧૯૨૦ની પ્રતિજ્ઞાનું પાલન કર્યું હોત તો સ્વરાજ મેળવવામાં આપણને નવ વર્ષ ન લાગત. જો સ્વરાજ આપણી સભ્યતાને સ્વચ્છ અને સ્થાયી કરવા માટે ન હોય તો તે નકામું છે. આપણી સભ્યતાનો અર્થ એ કે નીતિને વ્યવહારમાત્રમાં — ધર્મ, રાજ્ય, સમાજ, તમામ વ્યવહારમાં — સર્વોપરી સ્થાન આપવામાં આવે.

અને વિદ્યાપીઠમાં તો આપણે સભ્યતા શીખવવાનું કામ લીધું છે. એટલે સ્વરાજયજ્ઞમાં સૌથી મોટું બલિદાન વિદ્યાપીઠનું હોય. સવિનય કાનૂનભંગમાં રાષ્ટ્રીય વિદ્યાલયોનો સૌથી મોટો હિસ્સો હશે. તમારી પાસે બીજી એક પણ વસ્તુ આના કરતાં પ્રાધાન્ય નથી લઈ શકતી.

મહાસભાએ ઠરાવ્યું છે કે સત્ય અને અહિંસા વિના સ્વરાજ ન લઈ શકાય. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને શિક્ષકો એ વસ્તુને સવિશેષ સમજે અને માને એમ હું ઇચ્છું. તેઓ બન્ને વસ્તુઓને કેવળ પ્રયોગરૂપે જ માને તો મારે ક્યાં જવું? પણ જો તમે માનો કે સત્ય અને અહિંસા બન્ને આવશ્યક છે તો તો એ બન્ને વસ્તુ વિષે મારે દલીલ પણ કરવાની ન રહે. અમુક માણસ વિદ્યાપીઠનો વિદ્યાર્થી છે અથવા શિક્ષક છે એટલી જ વાત તેના સત્યવાદી અને અહિંસક હોવાનું પ્રમાણપત્ર હોવી જોઈએ. એટલે આ પરિષદ અને સૌ વિદ્યાર્થીઓનું પહેલું કર્તવ્ય એ છે કે સૌએ અંતર્ધ્યાન થઈને વિચારી લેવું જોઈએ કે, અત્યાર સુધીનાં કર્મ એ બન્ને વસ્તુને ધ્યેય રાખીને કર્યાં છે કે બીજી રીતે કર્યાં છે. જો એ બે વસ્તુને 'પૉલિસી' (ક્ષણિક સાધનરૂપે) માનીને કાર્યો કર્યાં હશે તો કોક દિવસ બીજાં સાધનોનો પણ પ્રયોગ કરી લેવાને તૈયાર થશો. જેમ અલીભાઈઓ અહિંસાને તત્કાળ પૂરતા સાધન તરીકે માનતા હતા, અને કહેતા હતા કે એ વસ્તુને અમે ધર્મ તરીકે નથી સ્વીકારતા. આવા માણસો પણ છે અને તે ઉપયોગી છે, પણ વિદ્યાપીઠને માટે એ વૃત્તિ બસ ન થાય. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો નિશ્ચય થઈ જવો જોઈએ કે આ વસ્તુ આપણો ધર્મ છે. પણ હિંદુસ્તાનમાં આવા જ

અહિંસાને 'પૉલિસી' તરીકે માનનારા હોય અને માત્ર હું જ એને ધર્મ માનવાવાળો રહું તો આપણું કામ બહુ ધીમું ચાલે: એટલે આપણે આપણાં અંતરને પૂછીએ અને આપણને જવાબ મળે કે સ્વરાજને માટે આપણે કદી હિંસાનો અને અસત્યનો વિચાર સરખોયે કરવાના નથી તો પછી બધું કુશળ છે.

રચનાત્મક કાર્ય પણ સત્ય અને અહિંસાના ધ્યાનમાંથી નીકળ્યું છે. એનું એકએક અંગ લઈને વિચારીએ. હિંદુઓને મુસલમાનો વિષે અને મુસલમાનોને હિંદુઓ વિષે દિલમાં અહિંસા હોય તો જ એ ઐક્ય શક્ય છે. લાહોરની મહાસભામાં કોમી પ્રશ્નના નિરાકરણનો જે ઠરાવ લાવવામાં આવ્યો તે આ જ દૃષ્ટિથી થયો હતો. શીખો કહેતા હતા કે અમને ન્યાય મળે એટલે બસ છે. થયેલો ઠરાવ શીખો પૂરતો નથી, પણ આખા દેશને માટે કરવામાં આવ્યો છે.

અસ્પૃશ્યતાની વાત લો. કોઈ સ્પર્શની વાત કરે છે, કોઈ પાણી પીવાની સગવડની અને કોઈ શાળામંદિરની વાત કરે છે. તમારી સ્થિતિ તો એવી હોવી જોઈએ કે તમારી આંખમાં ઊભરાતો પ્રેમ જોઈને જ એ લોકોને થઈ જાય કે આ તો આપણો માણસ છે. તો તમે એની પાસે પણ રચનાત્મક કાર્યમાં પૂરો હિસ્સો લઈ શકશો.

દારૂનિષેધની વાતમાં પણ આ જ સિદ્ધાન્ત લાગુ પાડી શકાય. રહી એક ખાદીની વાત. પણ એની અહીં વાત કરવાની પણ જરૂર છે ખરી? કાંતવાનું અને ખાદીનું કાર્ય એવું છે કે, માણસ પોતે કરેલા કામની રોજનીશી રાખે તો સીધો હિસાબ કરી શકે છે કે દેશના ધનમાં એણે કેટલો વધારો કર્યો. જો એ વૃત્તિથી આપણે કામ કર્યું હોત તો આપણે આજ સુધીમાં કેટલીયે પ્રગતિ કરી હોત.

ગયા વર્ષમાં થયેલા થોડાઘણા કામથી પણ આપણે કેટલી અસર પાડી શક્યા છીએ તે વિદેશી વસ્ત્રબહિષ્કાર સમિતિએ બતાવ્યું છે. મારે હિસાબ તો એ યત્કિંચિત જ અસર છે. આપણો સૌનો એ વસ્ત્રમાં

અખંડ વિશ્વાસ હોત તો થઈ તેના કરતાં કેટલી વધારે અસર થઈ હોત! આજે આવા અને કાર્યદક્ષ કાર્યકર્તાની જરૂર છે. પણ આજના રાષ્ટ્રીય વિદ્યાર્થીઓ અને શિક્ષકોમાં પણ કાર્ય કરવાની શક્તિ અને ઇચ્છા વિનાના મેં ઘણા જોયા છે. આપણામાંથી ઉદ્યમ જ અલોપ થઈ ગયો છે. આનાં કારણો ચર્ચવાં અપ્રસ્તુત છે, પણ આપણે એ અવિશ્વાસને કાઢવાનો છે એટલું સમજીએ એટલે બસ છે.

આપણે કેટલું કરવું એ બતાવ્યું. હવે આપણે શું ન કરવું એની વાત કરું. અક્ષરજ્ઞાન, સાહિત્યવિલાસ, અંગ્રેજી જ્ઞાન એ બધી વસ્તુનો ત્યાગ આવશ્યક જણાય તો, સ્વરાજને અંગે એનો ત્યાગ કરવો જોઈએ. બધાં રાષ્ટ્રીય વિદ્યાલયો મહાસભાના કાર્યક્રમનાં કારખાનાં બની જવાં જોઈએ. હિંદુસ્તાનમાં કરોડો બાળક એવાં પડ્યાં છે કે જેમને શિક્ષણનું નામ નથી મળતું, અંગ્રેજી શિક્ષણની તો વાત જ ક્યાં કરવી? ત્યારે આપણે શા માટે સ્વરાજ ન મળે ત્યાં સુધી એ વસ્તુનો ત્યાગ ન કરીએ?

કાર્યવાહક સમિતિનો ઠરાવ છે કે મહાસભાના સભ્ય બનાવવા જોઈએ, સ્વયંસેવક બનાવવા જોઈએ. એ કામને માટે બીજી જુદી સંસ્થા શા સારુ જોઈએ? આપણે સૌ કેમ સભ્ય અને સ્વયંસેવક બનીને બીજાને બનાવવા ન મંડી જઈએ? ગયા મહાયુદ્ધમાં યુરોપના વિદ્યાર્થીઓએ કેટલુંકેટલું સ્વાર્પણ કર્યું હતું. આપણે એટલું કરવા તૈયાર છીએ? આપણને સ્વતંત્રતા નથી મળી ત્યાં સુધી શ્વાસ લેવાનો પણ અધિકાર નથી એમ માનીએ તો આખા કાર્યક્રમનું અહર્નિશ આપણે રટણ કરીએ અને અમલ કરીએ અને કરાવીએ.

છેવટે એક વાત. આપણું કર્તવ્ય શું છે તે એક શબ્દમાં કહું? મરવાને તૈયાર થઈ જાઓ. શુદ્ધનું જ અભિમાન સ્વીકારાય છે. જેમ શુદ્ધિ મેળવવી તેમ મૃત્યુનો ભય છોડવો. એક સાહેબ કહે છે: 'ગાંધી ભલે કહેકે અંગ્રેજો હિંદુસ્તાનમાંથી ચાલ્યા જાય તો કશું નુકસાન નથી

થવાનુ, પણ સાચી વાત એ છે કે અંગ્રેજો ચાલ્યા જાય તો ધનિકને ત્યાં પૈસો ન રહે અને એકે કુમારિકા સ્વચ્છ ન રહે' એ માણસના મનમા આપણે વિષે કેટલી ઘૃણા રહેલી છે એની આ ઉપરથી ખબર પડશે. પણ એ માણસ કેમ ન બોલે? આપણે આજે એટલા ભયભીત છીએ કે આપણી મિલકત અને આપણી બાળાઓના શિયળની રક્ષાને માટે આપણે રજપૂત અને પઠાણોનો આશરો શોધીએ છીએ. આપણને મૃત્યુનો ડર ન હોય તો આવી સ્થિતિમાંથી આપણે તુરત બચી જઈએ. વિદ્યાપીઠમા ભણતી કુમારિકાને કહુ છુ કે તુ સચેત થઈ જા, તારામાં એટલી વીરતા આણ કે તને સ્પર્શ સરખો કરવાની કોઈ દુષ્ટની મજાલ ન રહે ભય તમારામાથી એટલે અંશે નીકળી જાઓ કે સ્વરાજ્યયુદ્ધનો ઇતિહાસ લખાશે ત્યારે તેમાં લખાય કે રાષ્ટ્રીય વિદ્યાલયના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ હિંદુસ્તાનમાં મારપીટ અને તોફાન ચાલતાં હતાં ત્યારે તેમા ન ભળતા ભયાનક અંગારને મિટાવતા ભસ્મ થઈ ગયાં. આવું થશે તો તમારા મૃત્યુ ઉપર જયસ્તંભો ઊભા થશે.

આત્મરક્ષાને માટે કોઈને મારવાની આવશ્યકતા નથી — મરવાની તાકાત જોઈએ. મનુષ્યમાં મરવાની તાકાત સંપૂર્ણ રીતે આવી જાય તો તેને મારવાની ઇચ્છા જ નથી થતી. એ તો વિષમત્રિરાશિનો હિસાબ જ ગણી લેવાનો કે, મરવાની ઇચ્છા જેટલી તીવ્ર તેટલી મારવાની ઇચ્છા મોળી ઇતિહાસ એ બતાવે છે કે, માણસ કરુણામય બનીને મરે છે ત્યારે

અખંડ વિશ્વાસ હોત તો થઈ તેના કરતાં કેટલી વધારે અસર થઈ હોત ! આજે સાચા અને કાર્યદક્ષ કાર્યકર્તાની જરૂર છે. પણ આજના રાષ્ટ્રીય વિદ્યાર્થીઓ અને શિક્ષકોમાં પણ કામ કરવાની શક્તિ અને શ્રદ્ધા વિનાના મેં ઘણા જોયા છે. આપણામાંથી ઉદ્યમ જ અલોપ થઈ ગયો છે. આનાં કારણો ચર્ચવાં અપ્રસ્તુત છે, પણ આપણે એ અવિશ્વાસને ટાળવાનો છે એટલું સમજીએ એટલે બસ છે.

આપણે કેટલું કરવું એ બતાવ્યું. હવે આપણે શું ન કરવું એની વાત કરું. અક્ષરજ્ઞાન, સાહિત્યવિલાસ, અંગ્રેજી જ્ઞાન એ બધી વસ્તુનો ત્યાગ આવશ્યક જણાય તો, સ્વરાજને અંગે એનો ત્યાગ કરવો જોઈએ. બધાં રાષ્ટ્રીય વિદ્યાલયો મહાસભાના કાર્યક્રમનાં કારખાનાં બની જવાં જોઈએ. હિંદુસ્તાનમાં કરોડો બાળક એવાં પડ્યાં છે કે જેમને શિક્ષણનું નામ નથી મળતું, અંગ્રેજી શિક્ષણની તો વાત જ ક્યાં કરવી ? ત્યારે આપણે શા માટે સ્વરાજ ન મળે ત્યાં સુધી એ વસ્તુનો ત્યાગ ન કરીએ ?

કાર્યવાહક સમિતિનો ઠરાવ છે કે મહાસભાના સભ્ય બનાવવા જોઈએ, સ્વયંસેવક બનાવવા જોઈએ. એ કામને માટે બીજી જુદી સંસ્થા શા સારુ જોઈએ ? આપણે સૌ કેમ સભ્ય અને સ્વયંસેવક બનીને બીજાને બનાવવા ન મંડી જઈએ ? ગયા મહાયુદ્ધમાં યુરોપના વિદ્યાર્થીઓએ કેટલુંકેટલું અર્પણ કર્યું હતું. આપણે એટલું કરવા તૈયાર છીએ ? આપણને સ્વતંત્રતા નથી મળી ત્યાં સુધી શ્વાસ લેવાનો પણ અધિકાર નથી એમ માનીએ તો આખા કાર્યક્રમનું અહર્નિશ આપણે રટણ કરીએ અને અમલ કરીએ અને કરાવીએ.

છેવટે એક વાત. આપણું કર્તવ્ય શું છે તે એક શબ્દમાં કહું ? મરવાને તૈયાર થઈ જાઓ. શુદ્ધનું જ બલિદાન સ્વીકારાય છે. જેમ શુદ્ધિ મેળવવી તેમ મૃત્યુનો ભય છોડવો. એક મહાશય કહે છે: 'ગાંધી ભલે કહેકે અંગ્રેજો હિંદુસ્તાનમાંથી ચાલ્યા જાય તો કશું નુકસાન નથી

થવાનું, પણ સાચી વાત એ છે કે અંગ્રેજો ચાલ્યા જાય તો ધનિકને ત્યાં પૈસો ન રહે અને એકે કુમારિકા સ્વચ્છ ન રહે.' એ માણસના મનમાં આપણે વિષે કેટલી ઘૃણા રહેલી છે એની આ ઉપરથી ખબર પડશે. પણ એ માણસ કેમ ન બોલે? આપણે આજે એટલા ભયભીત છીએ કે આપણી મિલકત અને આપણી બાળાઓના શિયળની રક્ષાને માટે આપણે રજપૂત અને પઠાણોનો આશરો શોધીએ છીએ. આપણને મૃત્યુનો ડર ન હોય તો આવી સ્થિતિમાંથી આપણે તુરત બચી જઈએ. વિદ્યાપીઠમાં ભણતી કુમારિકાને કહું છું કે તું સચેત થઈ જા, તારામાં એટલી વીરતા આવે કે તને સ્પર્શ સરખો કરવાની કોઈ દુષ્ટની મજાલ ન રહે. ભય તમારામાંથી એટલે અંશે નીકળી જાઓ કે સ્વરાજ્યયુદ્ધનો ઇતિહાસ લખાશે ત્યારે તેમાં લખાય કે રાષ્ટ્રીય વિદ્યાલયનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ હિંદુસ્તાનમાં મારપીટ અને તોફાન ચાલતાં હતાં ત્યારે તેમાં ન ભળતા ભયાનક અંગારને મિટાવના ભસ્મ થઈ ગયાં. આવું થશે તો તમારા મૃત્યુ ઉપર જયસ્તંભો ઊભા થશે.

આત્મરક્ષાને માટે કોઈને મારવાની આવશ્યકતા નથી — મરવાની તાકાત જોઈએ. મનુષ્યમાં મરવાની તાકાત સંપૂર્ણ રીતે આવી જાય તો તેને મારવાની ઇચ્છા જ નથી થતી. એ તો વિષમનિરાશિનો હિસાબ જ ગણી લેવાનો કે, મરવાની ઇચ્છા જેટલી તીવ્ર તેટલી મારવાની ઇચ્છા મોળી. ઇતિહાસ એ બતાવે છે કે, માણસ કરુણામય બનીને મરે છે ત્યારે તે મારનારનું દિલ પલટાવે છે.

આટલું કહ્યું તેથી વ્યાકુલચિત્ત ન બનજો. એક તરફથી મરવાને સારુ તૈયાર રહેજો ને બીજી તરફથી અજરામરવત્ આજના કર્તવ્યમાં ખૂંચી રહેજો."

છેવટે એક સવાલનો જવાબ આપતાં ગાંધીજીએ કહ્યું:

"વિદ્યાર્થીઓ પાસે આટલું બધું માગું છું તેથી મહાસભામાં સરકારી શાળાઓ અને વિદ્યાલયોના બહિષ્કારનો ઠરાવ કેમ ન લાવ્યા એમ તમે પૂછો છો. જવાબ એ છે કે વાતાવરણ નહોતું. પણ વાતાવરણ

ન હોય તો આ વિદ્યાર્થીઓ શું કરે એમ ન પૂછીએ. આ વિદ્યાર્થીઓ સેંકડો વિરોધી બળોની સામે ટકી રહ્યા છે. એ લોકો પોતાનું કર્તવ્ય શુદ્ધ રીતે કરતા હોય, એ લોકોને પોતાના કર્તવ્ય સિવાય બીજે ક્યાંયથી શાંતિ ન મળે તો એ લોકોના કાર્યની જ એવી અસર પડશે કે, નવી સરકારી શાળા અને વિદ્યાલયોને છોડવાની તેઓ બીજાઓને ફરજ પાડશે."

## ૧૩

# નવમો પદવીદાન-સમારંભ

(તા. ૧૧-૪-૧૯૩૧)

[તા. ૧૧-૪-'૩૧ના રોજ થયેલા નવમા પદવીદાન-સમારંભમાં નવા સ્નાતકો અને ગ્રામસેવાદીક્ષિતોને પ્રમાણપત્રો આપ્યા પછી તેમને આશીર્વાદ આપતાં ગાંધીજીએ નીચેનું વ્યાખ્યાન આપેલું હતું.]

### વિદ્યાપીઠ ગ્રામસેવા માટે

"તમને એટલે સ્નાતકોને અને ગ્રામસેવાદીક્ષિતોને રીત પ્રમાણે આશીર્વાદ તો જ્યારે આ કાગળમાં લખેલું વાંચી ગયો ત્યારે અપાઈ ગયા. પણ તમને હૃદયના આશીર્વાદ તો હવે આપવાના છે. હું એવી ઉમેદ રાખું છું કે, તમને જે પ્રમાણપત્રો મળેલાં છે તેને સારુ તમે પોતાના મનમાં અભિમાન રાખશો અને પોતાની અનગણના નહીં કરો. હું એવી પણ આશા રાખું છું કે, જે પ્રતિજ્ઞા તમે બોલી ગયા છો તે પ્રતિજ્ઞાનું સર્વાંશે પાલન કરશો. પ્રતિજ્ઞા લખેલી કે છાપેલી મોઢેથી બોલી જવી એ સહેલું છે. પ્રતિજ્ઞાને હૃદયમાં ઉતારવી અને મનમાં પણ સંકલ્પ કરવો કે પ્રતિજ્ઞાનું પાલન કરવું જ છે એ અઘરું છે. મારી એવી આશા તો છે ખરી કે, આ વિદ્યાપીઠને અંગે અથવા જેની પ્રવૃત્તિ રાષ્ટ્રને અંગે ચાલે છે તેમાં એક પણ શબ્દ ન ઉચ્ચારે, મુખમાં ન બોલાવો જોઈએ. એને હું ચડસાનું પહેલું પગથિયું માનું છું. વિદ્યાર્થીને માટે તે હેતુ જ

જોઈએ, નહીં તો તેનુ રુપાન્તર કયુ' રહે એ વિષે મારા મનમાં શંકા જ નથી. અહીં સ્નાતક અને ગ્રામદીક્ષિત વચ્ચે ભેદ પાડેલો છે તે યથાર્થ છે. સત્યને જાળવવું હોય તો ભેદ બનાવ્યા વિના ન ચાલે. સ્નાતકનો અભ્યાસક્રમ નોખો, ગાળવાનાં વરસો વધારે. પણ તેથી ગ્રામસેવાદીક્ષિતો પોતાની અવગણના ન કરે એમ ઇચ્છુ છુ. એ કાર્ય જેવું તેવું નથી. એમ પણ બની શકે કે સ્નાતકે વધારે વરસ ગાળ્યાં હોય, અભ્યાસ વધારે વિષયોનો કર્યો હોય, તોપણ સ્નાતકને ગ્રામસેવક આંટી દે. આથી મને નવાઈ નહિ લાગે. આંટી દેવાનાં સાધનો તેની પાસે ઘણાં છે. મને પૂછો તો કહું કે સ્નાતકો કરતાં ગ્રામસેવાદીક્ષિતોની વધારે જરૂર છે, કેમકે વિદ્યાપીઠની હસ્તીથી હું કહેતો આવ્યો છું કે વિદ્યાપીઠ મારફતે આપણે ગામડાંમાં ફરી વળવું છે. સ્નાતકના મનમાં પણ એવી આશા હોવી જોઈએ ને તેનો પ્રયત્ન એવો હોવો જોઈએ કે પોતે ગામડાંમાં જઈ સેવા કરશે. જેમણે ગ્રામસેવાની દીક્ષા લીધી છે તેઓ તેને શોભાવશે એ મારી આશા છે. પોતે શાને સારુ આટલાં વર્ષ ગૂજરાત વિદ્યાપીઠમાં ગાળ્યાં છે એ સ્નાતક પોતે જ સમજી લે. હજુ સુધી આપણે એટલે વિદ્યાર્થીઓએ દેશની સેવા કઈ રીતે કરવી છે એનુ પૂરેપૂરું ભાન આપણને થયુ છે એમ હું નથી કહી શકતો.

### નિષ્ફળ સરકારી કેળવણી

પણ આ ટીકા તો પ્રસ્તાવનારૂપે છે. હવે જે કહેવા ધાર્યું છે તે ઘણેખરે ભાગે તો સ્તુતિ જ છે. કગડીમાં પકડાયા પછી હિંદુસ્તાનમાં જે થયુ તે મેં છાપાં મારફતે જ જાણ્યું છૂટયા પછી માણસો મારફતે પણ સાંભળ્યુ. વિદ્યાપીઠના ફાળા વિષે મેં એટલું બધુ વર્ણન સાંભળ્યુ છે કે મારું હૃદય હર્ષથી ઊભરાયું છે. ગૂજરાત વિદ્યાપીઠ તેમ જ બિહાર અને કાશી વિદ્યાપીઠ વિષે હું વધારે જાણી શક્યો છું. તે ત્રણેમાથી અધ્યાપકો અને વિદ્યાર્થીઓ નીકળી પડયા એ જેવી તેવી વાત નથી. જ્યારે આ લડતનો ઇતિહાસ લખાશે ત્યારે લડતમાં વિદ્યાર્થીઓનો કેટલો બધો ફાળો હતો ને વિદ્યાપીઠોએ લડતને કેવી રીતે શોભાવી છે એ જોઈને જગત

પણ હર્ષિત થશે. જેલમાં પડ્યો પડ્યો હું વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો વિષે કંઈ પણ વાત છાપાંમાં જોતો ત્યારે તરત જ સરકારી શાળાઓની સાથે તેની સરખામણી કરી લેતો. એ સરખામણી કર્યા પછી ૧૯૨૦માં શાળાઓના બહિષ્કારનો કાર્યક્રમ આપણે રાખેલો તે કેટલો ઉચિત હતો તે મારી પાસે દીવા જેવું સ્પષ્ટ થતું. સાચું છે કે, સરકારી મદરસાઓ અને શાળા–કૉલેજો હજુ ભરેલી જ રહે છે. એથી વધારે સાચું ને દુઃખદ છે કે ત્યાં જવા વિદ્યાર્થીઓ એટલા બધા આતુર હોય છે કે તેઓ માફી માગે છે, દંડ ભરે છે, ગમે તેમ કરીને ત્યાં ચાલ્યા જાય છે. તેથી તે તે કૉલેજના વડાઓ કે કેળવણીના ઉપરી સરક્યુલરો કાઢે છે કે, જે છોકરાઓએ આ લડતમાં ગીધો કે આડકતરી રીતે ભાગ લીધો હોય કે જેલમાં ગયા હોય તેમને દાખલ કરતા પહેલાં કેળવણીના મુખીને ખબર આપવી. તે વિદ્યાર્થીની તપાસ કરે ને પછી તેને દાખલ કરે. એવી રીતે જે વિદ્યાર્થી દાખલ થાય તેને વિષે શું કહીએ! જે કેળવણીનો મુખી આવી શરતો મૂકે તેને વિષે પણ શું કહીએ? હિંદુ યુનિવર્સિટીને વિષે સરકારે જે નીતિ અખત્યાર કરી હતી તે તમે જોઈ હશે. પૂજ્ય પંડિત માલવીયજી જેવા તેવા યોદ્ધા નથી હું ભીતરનો ઇતિહાસ જાણનાર છું તેથી કહું છું કે માલવીયજીની નીડરતાથી, હિંમતથી ને ત્યાગ કરવાની તૈયારીથી હિંદુ યુનિવર્સિટી અત્યારે બચી ગઈ છે, એટલે કે તેને જે મોટી ગ્રાંટ મળતી હતી તે બંધ નથી થઈ. થઈ હોત તો માલવીયજીની આંખમાંથી એક પણ બિંદુ સરત એમ નહિ. તેમણે નક્કી કર્યું હતું કે એક પણ છોકરો હિંદુ યુનિવર્સિટીમાં દાખલ ન થઈ શકે તો ગ્રાંટ ન લેવી. સરકારી દાન લેનાર શાળા કૉલેજોની અને આપણી વચ્ચે કેટલો ભેદ છે તે આ પરથી જણાય છે.

### વિદ્યાપીઠનો ફાળો

એ કૉલેજનું વર્ણન મેં કર્યું. બીજી તરફ વિદ્યાપીઠના નિવેદનના પરિશિષ્ટ ૩ તરફ તમારું ધ્યાન ખેંચું છું. તેમાં જે અધ્યાપકો અને વિદ્યાર્થીઓ જેલમાં ગયેલા તેમનાં નામ મુબારક આપેલાં છે, તેમને ધન્યવાદ

આપેલ છે. કાકાસાહેબે કહ્યું કે વિદ્યાર્થીઓ જે વિદ્યા ગયા એક વરસમાં કમાયા તે પહેલાં નહોતા કમાયા. વિદ્યાપીઠ તેની તે જ હતી, રાષ્ટ્રીય હતી તોપણ પહેલાં નહોતા કમાયા. અને હવે પછી જ્યારે આપણે જેલ ભરતા થઈશું કે જેલ વહોરવાનો કાર્યક્રમ હશે ત્યારે પણ કમાશે. તે વખતે આપણે સાચું વિદ્યાદાન દીધું હશે એવો વિચાર કરીએ છીએ. એ પરથી સાર તો એ લેવાનો છે કે, સ્નાતકો અને ગ્રામસેવાદીક્ષિતોએ એમ ન માનવું કે આપણે જેવીતેવી વિદ્યાપીઠના સ્નાતકો કે ગ્રામસેવાદીક્ષિતો થયા છીએ. શું કરીએ? પેટ પડેલું છે અને આમાં આવી ભરાયા છીએ એટલે એને શોભાવી નાખવું. એવો વિચાર સ્વપ્નામાંયે ન કરજો. તમે ભલે ખોબા જેટલા લાગો તોયે તમે સાગર જેટલા છો, અને પેલા સાગર જેટલા લાગે તોયે તે ઝાંઝવાનાં નીર છે. એમાં સ્વરાજ લેવાની શક્તિનું સિંચન કરવું અશક્ય નહિ તો મુશ્કેલ તો છે જ. રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં એ શક્તિનું સિંચન કેટલું થયું છે તે આપણે આ વિદ્યાર્થીઓમાં જોઈ શકીએ છીએ. તેમણે કરેલું કાર્ય જેમણે જોયું છે તે પુરાવો આપી શકશે કે વિદ્યાપીઠ સ્થાપીને આપણે કશું ખોયું નથી. તેને માટે જે પૈસા આપેલા તે આપણે વ્યાજ સુદ્ધાં વસૂલ કર્યા છે, એમ અહીં આવેલાં ભાઈબહેનો માનતાં થઈ જાય ન માનતાં થાઓ તો મારી તમને ભલામણ છે કે નિવેદનમાં લખેલી વસ્તુઓ વિષે તમે ઊલટતપાસ કરો, ઝીણવટમાં ઊતરી જુઓ કે લખેલું છે તે દેખાડવાનું છે કે ખરું છે. તમે અધ્યાપકોને અને વિદ્યાર્થીઓને મળો ને તેમની પરીક્ષા કરો. તમારી દૃષ્ટિમાં કોઈ એવી સરકારી શાળા છે ખરી જેને વિષે આ પૅરેગ્રાફ તમે જોઈ શકો? એમાં કેટલી બાળાઓનાં નામ આવે છે! એ બધીની મને ખબર નહોતી. પણ મનમાં થયું કે એમાં શી નવાઈની વાત છે! એ પૅરેગ્રાફ નિવેદનમાં શોભી નીકળે છે. તે આ પ્રમાણે છે. ખુરશેદબહેનના કામની નોંધ લીધાં પછી લખ્યું છે:

'અત્રે વિદ્યાપીઠની બે વિદ્યાર્થિનીઓ ચિ. મૃદુલાબહેન તથા ચિ. રમાબહેને અમદાવાદમાં વિદેશી કાપડ બહિષ્કાર સમિતિમાં પિકેટિંગનું

તથા બીજું કામ કર્યું તેની નોંધ લેવી જોઈએ. ચિ. મૃદુલાબહેન એક વાર સરકારના મહેમાન પણ થઈ આવ્યાં છે. આ લડતમાં મૃદુલાબહેનનો ફાળો નાનોસૂનો નથી. વિદ્યાપીઠની જૂની વિદ્યાર્થિનીઓમાંથી શ્રી. મણિબહેન પટેલ, શ્રી. ઇન્દુમતી શેઠ, ચિ. તારા મશરૂવાળા, ચિ. વસુન્ધરા, ચિ. જ્યોત્સ્ના, ચિ. પ્રમીલા એમણે પણ કીમતી ફાળો આપ્યો છે.'

વિદ્યાર્થિનીઓએ સોએ સો ટકા ફાળો આપ્યો છે. ૧૬ વરસ ઉપરના વિદ્યાર્થીઓએ લગભગ પૂરો ફાળો આપ્યો છે. ૧૬ની નીચેનાનો ઇતિહાસ નોંધ્યો છે, તેમાં ઊતરવા નથી ઇચ્છતો. મેં આપ્યો એના કરતાં વિશેષ ખ્યાલ વિદ્યાપીઠની સ્થિતિનો તમને આવે એટલા માટે એ પેરા હું વાંચી ગયો છું. એક તરફથી હું સ્નાતકો અને ગ્રામસેવાદીક્ષિતોને પ્રોત્સાહન આપવા ઇચ્છું છું. બીજી તરફ જે ભાઈબહેનો આવેલાં છે તેમનું કાકાસાહેબે માગેલી ભિક્ષા તરફ ધ્યાન ખેંચું છું. મારી ખાતરી છે કે તમે વિદ્યાપીઠને ચિંતામાં નહિ રાખો, વિદ્યાપીઠના સેવકોને તમારી પાસે ઉઘરાણું કરવા આવવું પડે એમ નહિ જ કરો.

### જનતાના પૈસાની કંજૂસાઈ

આટલું કહીને બીજા વિષય પર આવવા ઇચ્છું છું. વિદ્યાપીઠનો હિસાબ નિવેદનમાં આપેલો છે તે તમે જોજો. તે શું સૂચવે છે, તેની પાછળ કઈ કઈ વસ્તુ રહેલી છે તે જોઈ જજો. આમ કહેવાનું કારણ તો એ છે કે, અહીંનો વહીવટ ઠીકઠીક લોભ કરીને ચલાવવામાં આવે છે, પૈસા ઉડાવી દેવામાં નથી આવતા. મેં ઠીકઠીક વિશેષણ વાપર્યું છે, કેમકે હું માનું છું કે જાહેરનો પૈસો કંજૂસની જેમ વાપરવાની વિદ્યા મેં જેટલે અંશે પ્રાપ્ત કરી છે તેટલી ભાગ્યે જ બીજા કોઈએ કરી હશે. હું જુવાનીમાંથી શીખ્યો કે આપણો પૈસો વાપરીએ તેના કરતાં જાહેરનો પૈસો વધારે કંજૂસાઈથી વાપરવો જોઈએ. કોઈનામાં કમાવાની શક્તિ હોય તે પોતાનો પૈસો ઉદારતાથી વાપરે તોપણ જાહેરનો પૈસો તે પોતાના પૈસાની જેમ વાપરી નથી શકતો. આપનાર ગરીબ છે ને તેનો પૈસો

આપણે વાપરીએ છીએ એ ધ્યાનમાં રાખવું જોઈએ. એ વાત અક્ષરશઃ સાચી છે, કેમકે હિંદુસ્તાનના જેવો ગરીબ દેશ જગતની સપાટી પર નથી. એ ગરીબના પ્રમાણમાં મહેલોવાળા રાજા કે કરોડપતિઓનો શો હિસાબ છે? રાજાઓ અને કરોડપતિઓનો હિસાબ રાખી ગરીબને ભૂલી જઈએ તો આપણા જેવા મૂર્ખ કોઈ નહિ. આ વાતની યાદ દેવડાવું છું કેમ કે અહીં સાથીઓ બેઠેલા છે, અને તેમની પાસે પણ વહીવટ છે. સરદારે મને કહ્યું કે આપણી પાસે પૈસા ઓછા છે ને આપણે નાચ ઘણા કરવા છે. જેટલાં ખર્ચો આવે તે બધાં કેમ પાસ થાય? સરદારને મેં કહી દીધું કે તમે હાથમાં કલમ લઈ લેજો ને નાપાસ કરવા લાયકને નાપાસ કરી દેજો. આજની સમાધાનીમાંથી પાકી સમાધાની થાય એમ આપણે ઇચ્છીએ છીએ. પાકી સમાધાની કરવા મારાથી જેટલા પ્રયત્ન થઈ શકે તેટલા હું કરવાનો છું. પણ કુદરતની સામે કોઈ ઇન્સાન નથી થઈ શક્યો, હું ન થઈ શકું. અને કુદરત હજુ વિરુદ્ધ છે. તે પાકી સમાધાની નહિ થવા દે તો પછી જે યુદ્ધ થશે તે દારુણ હશે. તેમાં આપણે બધા ખપી જઈશું. જે મુલક લાંબા કાળથી ગુલામીની મૂર્છામાં પડેલો છે તેને એકદમ સ્વરાજ ચલાવતા થઈ જવું એ મારું તો છે પણ મરવા જેવું છે. છતાં આપણને એમાં રસ આવવો જોઈએ. એ કારણ યુદ્ધને માટે આપણી પાસે દોકડોયે નથી તોયે આપણને લડતાં આવડવું જોઈએ. આપણી પાસે, ગુજરાત પાસે ઢગલાબંધ પૈસા ચાલ્યા આવે તેને છૂટથી વાપર્યા કરીએ તો ખૂટી જાય. એમ તો કુબેરનો ખજાનો પણ ખૂટી જાય. ગુજરાત પાસે પૈસા ચાલ્યા આવે તેને આપણે સૂમની પેઠે વાપરવાના છે, ક્યાં ક્યાં કાપ મૂકી શકીએ ને આવક મેળવી શકીએ તેનો હમેશાં વિચાર કરવો જોઈએ. મારા મનમાં હું હમેશાં ટીકા કરું છું કે આપણે આટલી બધી મોટરોનું કામ શું? હું મોટરમાં બેસું છું તો એ મારી ક્યાશ છે. નહિ તો આપણે સારુ મોટર કેવી ને વાત કેવી? સ્વયંસેવકોએ, સ્નાતકોએ અને ગ્રામસેવકો કે સેવિકાઓએ પગના ઘોડા પર જવું જોઈએ. એટલે કે તેઓ પગપાળા જાય. આપણા હાથમાં દેશનો કારભાર આવે

# ૧૪

# સેવકો સાથે

[સને ૧૯૩૪ની સાલમાં ગાંધીજીએ કરેલા ઉપવાસ છૂટયા પછી ગુજરાત વિદ્યાપીઠના સેવકોમાંના કેટલાક વિદ્યાપીઠના ભાવી વિષે ચર્ચા કરવાને તેમને મળ્યા હતા. તે વખતે ગાંધીજીએ નીચે મુજબ સ્પષ્ટતા કરી હતી ]

## જંગમ વિદ્યાલય

મૂળથી જ હું એમ માનતો અને કહેતો આવ્યો છું કે વિદ્યાપીઠનું ખરું કામ ગામડાંમાં છે. પણ અત્યાર સુધી આપણે એ કામ મધ્યવર્તી સંસ્થા દ્વારા જ ચલાવી શકાય એમ કલ્પના કરીને ચાલ્યા. હવે હું એક પગલું આગળ વધવા કહું છું. અને તે એ કે, આપણી વિદ્યાપીઠ હવે ગામડાંમાં જઈને વસે. ગામડાંમાં વિદ્યાપીઠ એટલે શું તેનો વિચાર કરીએ

સત્યાગ્રહાશ્રમને મકાનરૂપે વિખેરી નાંખ્યુ એટલે આશ્રમ તોડી નાખ્યું એમ ન હતું. જ્યાં આશ્રમવાસી આશ્રમના આદર્શોને આચરીને રહે ત્યાં આશ્રમ. આ રીતે આશ્રમે વ્યાપક સ્વરૂપ લીધું ગણાય જીવતી સંસ્થાઓનો ઉદ્દેશ એવો હોવો જોઈએ કે, તેમાં જે વ્યક્તિઓ તૈયાર થાય તે બધી તેને પોતાના જીવનમાં મૂર્તિમંત કરે. એવા ઘણા જ્યારે થાય ત્યારે સંસ્થા મૂળ રૂપે ન હોય તો કંઈ હાનિ થવાનો સંભવ નથી.

આ રીતે વિદ્યાપીઠનો દરેક સેવક, જેણે વિદ્યાપીઠના આદર્શો ઝીલ્યા છે, એની સેવા કરવાની પ્રતિજ્ઞા કરી છે, અને ' सा विद्या या विमुक्तये 'નું રહસ્ય એના ઓછામાં ઓછા અર્થથી માંડીને ઊંડામાં ઊંડા અર્થ સુધી બરાબર સમજ્યો છે તે પોતે જ જંગમ વિદ્યાલય બનીને

## રેંટિયામાં સામ્યવાદ

આ દેશમાં જો આપણે લોહીની નદીઓ ન વહેવડાવવી હોય, લોકોને આજે છે તેથીયે વધારે પશુ ન બનાવી દેવાં હોય, તો ખાદીનો આ વ્યાપક સંદેશો ઝિલાવો જોઈએ. સામ્યવાદને નામે પ્રવર્તે છે તે સામ્યવાદ નથી. હિંદુસ્તાનને પચી શકે તે સામ્યવાદ રેંટિયામાં ગુંજે છે. રેંટિયાનો આવો વ્યાપક સંદેશો લોકોને સંભળાવવાનું કામ મારું ને ચરખા સંઘનું હતું. પણ જે રીતે ખાદીપ્રવૃત્તિ આજ લગી ચાલી છે તે જ રીતે ચલાવતાં એ વ્યાપક વસ્તુ સિદ્ધ ન થાય, એમ સ્પષ્ટ રીતે આ યાત્રામાં જોઈ શક્યો. એ સંદેશો સમજાવવાનું ને તેને મૂર્તિમંત કરવાનું પ્રધાન કામ ગ્રામસેવકનું હોવું જોઈએ.

ગામડાંમાં જઈ સેવક પોતે નિયમિત રીતે કાંતતો હશે, કાંતતો નહિ હોય ત્યારે વાંસલો ચલાવતો હશે, હથોડો ચલાવતો હશે કે હાથપગની બીજી કો મજૂરી કરતો હશે. એ કામમાં એ વેઠ નહિ ઉતારતો હોય. પોતે જ પોતાનું રૂ ઉગાડવા ને સાફ કરવા મહેનત કરતો હશે. એની એકે મિનિટ નકામી નહિ જતી હોય. ઊંઘના આઠ કલાક સિવાયના બાકીના એના સોળે કલાક કામ, કામ ને કામમાં જ જતા હશે. ભોગો ભોગવવાને, તડાકા મારવાને, પડ્યા રહેવાને એને ફુરસદ નહિ જ હોય. એ લોકોને બતાવતો હશે કે મારે તો યજ્ઞ કરવાનો છે; શરીરનું પોષણ શરીરના કામથી કરવાનું છે. મનના પોષણ માટે મનની કેળવણી જોઈશે. શારીરિક કામમાં ભલે શ્રમવિભાગ હોય; પણ એક વર્ગ શરીરશ્રમ કર્યા કરે, અને બીજો માનસિક શ્રમ જ, એ યોગ્ય નથી. આ નવ મહિના દરમ્યાન ખાદીના મંત્રનું જે રટણ મેં કર્યું તેમાંથી જોયું કે, આપણે ત્યાં જે આળસ ભર્યું છે તે જો ન જાય તો ગમે તે સગવડો મળતાં છતાં લોકો ભૂખે જ મરવાના છે. જે એ દાણા ખાય છે તેણે ચાર દાણા ઉત્પન્ન કરવાનો ધર્મ સ્વીકારવો જ જોઈએ. એમ થાય તો બીજા કરોડો માણસ પણ હિંદુસ્તાનમાં પોષાય એમ છે. એમ ન થાય તો ગમે તેટલી વસ્તી ઓછી થાય છતાં ભૂખે મરતો વર્ગ રહેશે જ.

ગામડાંમાં ચાલ્યો જશે. એ વિદ્યાપીઠના આદર્શોનું પાલન કરશે અને લોકોને તે સમજાવવા ઉપાયો લેશે.

આમ ગામડાંમાં ઘણા સેવકો પથરાઈ જાય ને અનુભવ મેળવે પછી ગામડાંમાં જ એક માર્ગદર્શક મધ્યવર્તી સંસ્થા પેદા થાય એ સંભવે ખરું. આપણી વિદ્યાપીઠ એવી સંસ્થા નથી. એની પાસે ગામડાંનો અનુભવ નહિજેવો છે.

### મધ્યબિંદુ રેંટિયો

ગ્રામસેવકનું મધ્યબિંદુ રેંટિયો હશે. આ રેંટિયાના સદેશનો આશય પૂરેપૂરો કોઈને હું ઝિલાવી શક્યો નથી, કેમકે એનું આકલન મને પોતાને પણ સ્પષ્ટ થયું ન હતું. પણ આ નવ મહિનાની યાત્રા દરમ્યાન મેં જે નિરીક્ષણ કર્યું અને ચિંતન કર્યું તેમાંથી, ખાસ કરીને દક્ષિણના પ્રવાસમાં, મને તે દીવા જેવું સ્પષ્ટ થયું. ગામડાંના વ્યાપક અને મદદનીશ ઉદ્યોગ તરીકે અને કંગાલિયત દૂર કરવાના સાધન તરીકે રેંટિયો કેવી રીતે સ્થાપિત થાય એ મેં વિચાર્યા જ કર્યું છે. હજુ એ રીતે રેંટિયાની સાધના બરાબર થઈ જ નથી. ગામડાનો વણકર રેંટિયાથી જ ઊભો રહેવાનો છે, મિલના સૂતરથી કદી નહિ, એ હજુ પૂરેપૂરું સમજાયું નથી. આજે તો રેંટિયાની સ્થાપના એટલી જ થઈ છે કે, ચુસ્તપણે ખાદી જ વાપરનારાઓનો જે વર્ગ નિર્માણ થયો છે તેમના પૂરતો એ ગામડાંના કેટલાક માણસોના એક ઉદ્યોગ તરીકે રહી જશે. પણ એવા અલ્પ કામને સારુ ચરખા સંઘ જેવી મોટી સંસ્થાની હયાતી ન હોય. ખાદીના મૂળમાં જે કલ્પના છે તે તો એ છે કે, ખાદી ખેડૂતોને સારુ અન્નપૂર્ણાનું કામ કરનારી છે, સંખ્યાબંધ હરિજન વણકરોનો પ્રાણ છે. ઓછામાં ઓછા ચાર માસ ખેડૂતો નિરુદ્યમી રહે છે, તેમને ખાદી ઉદ્યમ આપે છે. આપણામાંથી ઉદ્યોગ ચાલ્યો ગયો છે, સ્વાવલંબન ચાલ્યું ગયું છે, આળસ પેસી ગયું છે. એ ઉદ્યોગ અને સ્વાવલંબન પાછાં આપવે છૂટકો છે, આળસને ખંખેર્યે છૂટકો છે.

## રેંટિયામાં સામ્યવાદ

આ દેશમાં જો આપણે લોહીની નદીઓ ન વહેવડાવવી હોય, લોકોને આજે છે તેથીયે વધારે પશુ ન બનાવી દેવાં હોય, તો ખાદીનો આ વ્યાપક સંદેશો ઝિલાવો જોઈએ. સામ્યવાદને નામે પ્રવર્તે છે તે સામ્યવાદ નથી. હિંદુસ્તાનને પચી શકે તે સામ્યવાદ રેંટિયામાં ગુંજે છે. રેંટિયાનો આવો વ્યાપક સંદેશો લોકોને સંભળાવવાનું કામ મારું ને ચરખા સંઘનું હતું. પણ જે રીતે ખાદીપ્રવૃત્તિ આજ લગી ચાલી છે તે જ રીતે ચલાવતાં એ વ્યાપક વસ્તુ સિદ્ધ ન થાય, એમ સ્પષ્ટ રીતે આ યાત્રામાં જોઈ શક્યો. એ સંદેશો સમજાવવાનું ને તેને મૂર્તિમંત કરવાનું પ્રધાન કામ ગ્રામસેવકનું હોવું જોઈએ.

ગામડાંમાં જઈ સેવક પોતે નિયમિત રીતે કાંતતો હશે, કાંતતો નહિ હોય ત્યારે વાંસલો ચલાવતો હશે, હથોડો ચલાવતો હશે કે હાથપગની બીજી તે મજૂરી કરતો હશે. એ કામમાં એ વેઠ નહિ ઉતારતો હોય. પોતે જ પોતાનું રૂ ઉગાડવા ને સાફ કરવા મહેનત કરતો હશે. એની એકે મિનિટ નકામી નહિ જતી હોય. ઊંઘના આઠ કલાક સિવાયનાં બાકીના એના સોળે કલાક કામ, કામ ને કામમાં જ જતા હશે. ભોગો ભોગવવાને, તડાકા મારવાને, પડ્યા રહેવાને એને ફુરસદ નહિ જ હોય. એ લોકોને બતાવતો હશે કે મારે તો યજ્ઞ કરવાનો છે; શરીરનું પોષણ શરીરના કામથી કરવાનું છે. મનના પોષણ માટે મનની કેળવણી જોઈશે શારીરિક કામમાં ભલે શ્રમવિભાગ હોય; પણ એક વર્ગ શરીરશ્રમ કર્યા કરે, અને બીજો માનસિક શ્રમ જ, એ યોગ્ય નથી. આ નવ મહિના દરમ્યાન ખાદીના મંત્રનું જે રટણ મેં કર્યું તેમાંથી જોયું કે, આપણે ત્યાં જે આળસ ભર્યું છે તે જો ન જાય તો ગમે તે સગવડો મળતાં છતાં લોકો ભૂખે જ મરવાના છે. જે એ દાણા ખાય છે તેણે ચાર દાણા ઉત્પન્ન કરવાનો ધર્મ સ્વીકારવો જ જોઈએ. એમ થાય તો બીજા કરોડો માણસ પણ હિંદુસ્તાનમાં પોષાય એમ છે. એમ ન થાય તો ગમે તેટલી વસ્તી ઓછી થાય છતાં ભૂખે મરતો વર્ગ રહેશે જ.

માટે વિદ્યાપીઠનો સેવક ઉદ્યોગપ્રધાન થઈને બેસે. કપાસની પહેલીથી તે છેલ્લી ક્રિયા સુધીનું બધું શાસ્ત્ર એ ઘોળીને પી જાય. એની દરેકેદરેક ક્રિયામાં ઓતપ્રોત થાય અને એનો વિચાર કર્યાં કરે તો એમાંથી એને જે સુવાસ છૂટશે તેની અત્યારે કલ્પના ન કરી શકાય

એ રીતે જે સેવક રસ લેતો થઈ ગયો હોય તે ગામડાંમાં શિક્ષક તરીકે તો જશે, પણ એ શીખનારોયે હશે. એ નિત્ય નવી શોધો અને સાધના કરતો હશે મારી કલ્પના એવી નથી કે એ મોળે કલાક ખાદીનું જ કામ કરતો હશે પણ એણે જેટલો સમય એ કામ માટે નીમ્યો હશે તેટલો એને આપી પછી એ ગામમાં ચાલતા ઉદ્યોગોની શોધ કરશે. એમાં એ રસ લેશે. એ લોકોના જીવનમાં ઓતપ્રોત થશે. લોકો ભલે ખાદી કે રેંટિયામાં ન માનતા હોય છતાં તેઓ એને પોતાનો માણસ ગણશે. અને એમના જીવનને ઉપયોગી વાતો એમને મળે તો તેનો સ્વીકાર કરશે. પોતાની શક્તિ બહારની વાતોમાં તે હાથ નહિ નાંખે, જેવી કે લોકોના કરજની. એમાં પડવા જતાં એ પોતે એમાં ફસાઈ જવાનો ભય છે.

સફાઈ એ એનું બીજું એક મહત્ત્વનું કાર્ય રહેશે. એનું રહેવાનું ઘર એ એવું સાફસુથરું રાખશે કે લોકો એ જોયાં જ કરે પણ જેમ એ પોતાનું આંગણું સાફ રાખશે તેમ લોકોનાં આંગણાં પણ સાફ કરશે

### સેવક વૈદ ન બને

એણે ગામડાંમાં વૈદ બનવાનો ધંધો ન કરવો. એક આશ્રમ જોવા માટે હું ચાહીને ગયો, પણ ત્યાં જે જોયું તેથી તો હું ધૂંધવાયો. વ્યવસ્થાપકને અને કાર્યકર્તાઓને ખૂબ વઢ્યો. મેં કહ્યું કે "તમે તો લોકોને ઊંધે પાટે ચડાવ્યા છે. તમે તો અહીં એક મોટો મહેલ ચણીને બેઠા છો; 'ટ્રાવેલર્સ' બંગલો' બનાવ્યો છે. તેમાં દવાખાનું ખોલ્યું છે. કોઈક દવાવાળાઓ પાસેથી મફત દવાઓ મેળવી એક કંપાઉન્ડર રાખી ઘેરઘેર દવા પહોંચાડવાની પ્રવૃત્તિ આદરી બેઠા છો. મને ગર્વથી કહો

કે પહેલી છોકરાંની આંખ ચાલશે, કાન ચાલશે, જીભ ચાલશે. એને શિક્ષક ઇતિહાસ ભૂગોળ વગેરે જે આપવાનું છે તે મોઢે જ આપશે. ત્યાર બાદ એ બારાખડી વાંચશે ને પછી જ્યારે ચિત્રો કાઢવા પર હાથ ઠર્યો હશે ત્યારે બારાખડીનાં ચિત્રો કાઢશે, માખીના ટાંગા નહિ. આ અખતરો તમે કરો તો પૂરેપૂરો કરવો જોઈએ. લોકોની બુદ્ધિને પહોંચવું હોય, એને જાગૃત કરવી હોય તો મારો રસ્તો સહેલામાં સહેલો છે એમ મને લાગે છે. મારો બાળપણનો અનુભવ મને હજુ સ્મૃતિમાં તાજો છે. માણભટ પાસેથી મહાભારતની વાતો સાંભળી ત્યારે હું એકડો ઘૂંટતો હોઈશ. રામાયણની વાત સાંભળી ત્યારે એક બે ચોપડી ભણ્યો હોઈશ. પણ તેથી મને એ વાતો સમજવામાં મુશ્કેલી નહોતી આવતી.

લોકોને આપણે ભ્રમજાળમાં ન નાંખીએ. અક્ષરજ્ઞાન વિના કેળવણી ન મળે એમ કહીશું તો ઊંધે રસ્તે જશે. મોટેરાંને અને બાળકોને આ રીતે મોઢેથી જ્ઞાન આપવાનું મારી આ ગ્રામસંગઠનની કલ્પનામાં રહેલું છે, પણ આનો અર્થ કોઈ એવો ન કરે કે અક્ષરજ્ઞાનનો મને વિરોધ છે. હું તો એને એને સ્થાને મૂકવા માગું છું, એનો સદુપયોગ ઇચ્છું છું.

સેવક લોકોને આ જ્ઞાન વિલાસી જીવન ગાળીને નહિ આપી શકે. એની પાસે તો ઓજારો હશે, વાંસલો હશે, કોદાળી હશે; ચોપડી થોડી જ હશે. ચોપડી વાંચવામાં એ ઓછામાં ઓછો સમય ગાળતો હશે. લોકો જ્યારે એને મળવા આવે ત્યારે એને પડ્યો પડ્યો પાનાં ઉથલાવતો

### સમજ્યા હો તો લાયક છો

જો લોકો એને આપતા હોય તો તો એ પોતે પેદા કરેલી વસ્તુઓ વેચવા વગેરેની જંજાળમાં નહિ પડે. પણ જ્યાં લોકોનો સહકાર ન હોય ત્યાં એ પોતે કોઈ પણ ઉદ્યોગ કરી તેમાંથી પોતાની આજીવિકા પેદા કરતો હશે. પ્રથમના કાળમાં તો તે સામાજિક ફાળામાંથી ગામડામાં નભશે. એટલે એને સ્વાવલંબી થવાનું ભારે પડવું ન જોઈએ.

હજુ ગોરક્ષાનો—ઢોરનો પ્રશ્ન રહે છે. એ મહાવ્યાપક પ્રશ્ન છે. હજુ ચામડું કેળવવા અને રંગવાનો પ્રશ્ન આપણે ઉકેલી નથી શક્યા. ગાયનો પુનરુદ્ધાર શી રીતે કરવો એ તો સૂઝ્યું છે, પણ એને લગતા ઉપાયો કેવી રીતે યોજવા એ હજુ બરાબર સમજાયું નથી. ભેંસને ઉત્તેજન આપવું એ ગામને મારવાની રીત છે. પણ એ ચર્ચા પછી કરશું.

આધ્યાત્મિક શક્તિ એક વાર ચાલતી થઈ કે પછી તેને કોઈ રોકી શકતું નથી. આ વાત હું અનેક વર્ષોના અનુભવસિદ્ધ વિશ્વાસથી કહું છું. એ પ્રત્યક્ષ નજરે જોઈ શકાય એવી વસ્તુ નથી, છતાં નજરે જોવા જેવી મને સ્પષ્ટ લાગે છે, એમ હું કહું છું.

કે પહેલી છોકરાની આંખ ચાલશે, કાન ચાલશે, જીભ ચાલશે. એને શિક્ષક ઇતિહાસ ભૂગોળ વગેરે જે આપવાનું છે તે મોઢે જ આપશે. ત્યાર બાદ એ બારાખડી વાંચશે ને પછી જ્યારે ચિત્રો કાઢવા પર હાથ ઠર્યો હશે ત્યારે બારાખડીનાં ચિત્રો કાઢશે, માખીના ટાંગા નહિ. આ અખતરો તમે કરો તો પૂરેપૂરો કરવો જોઈએ. લોકોની બુદ્ધિને પહોંચવું હોય, એને જાગૃત કરવી હોય તો મારો રસ્તો સહેલામાં સહેલો છે એમ મને લાગે છે. મારો બાળપણનો અનુભવ મને હજુ સ્મૃતિમાં તાજો છે. માણભટ પાસેથી મહાભારતની વાતો સાંભળી ત્યારે હું એકડો ઘૂંટતો હોઈશ. રામાયણની વાત સાંભળી ત્યારે એક બે ચોપડી ભણ્યો હોઈશ. પણ તેથી મને એ વાતો સમજવામાં મુશ્કેલી નહોતી આવતી.

લોકોને આપણે ભ્રમજાળમાં ન નાંખીએ. અક્ષરજ્ઞાન વિના કેળવણી ન મળે એમ કહીશું તો ઊંધે રસ્તે જશે. મોટેરાંને અને બાળકોને આ રીતે મોઢેથી જ્ઞાન આપવાનું મારી આ ગ્રામસંગઠનની કલ્પનામાં રહેલું છે, પણ આનો અર્થ કોઈ એવો ન કરે કે અક્ષરજ્ઞાનનો મને વિરોધ છે. હું તો એને એને સ્થાને મૂકવા માગું છું, એનો સદુપયોગ ઇચ્છું છું.

સેવક લોકોને આ જ્ઞાન વિલાસી જીવન ગાળીને નહિ આપી શકે. એની પાસે તો ઓજારો હશે, વાંસલો હશે, કોદાળી હશે; ચોપડી થોડી જ હશે. ચોપડી વાંચવામાં એ ઓછામાં ઓછો સમય ગાળતો હશે. લોકો જ્યારે એને મળવા આવે ત્યારે એને પડખો પડખો પાનાં ઉથલાવતો નહિ જુએ, પણ ઓજારો વાપરતો જોતાં હશે. માણસ ખાઈ શકે તેના કરતાં વધારે ઉત્પન્ન કરવાની શક્તિ એને ઈશ્વરે આપેલી છે. ક્ષીણમાં ક્ષીણ માણસ પણ એટલું ઉત્પન્ન કરશે. એ માટે એ પોતાની બુદ્ધિ શક્તિનો ઉપયોગ કરશે. લોકોને એ કહેશે કે હું સેવા કરતો આવ્યો છું, મને પેટ પૂરતું આપજો: સંભવ છે કે લોકો એને તરછોડે. એમ છતાં એણે ટકી રહેવું જોઈશે. કોઈક ઠેકાણે સનાતનીઓ એને ખાવાનું નહિ આપે, તો હરિજનો તો આપશે જ. એણે જો સર્વાર્પણ કર્યું હોય તો હરિજનો પાસેથી લેતાં શરમાવાની જરૂર નથી.

### સમજ્યા હો તો લાયક છો

જો લોકો એને આપતા હોય તો તો એ પોતે પેદા કરેલી વસ્તુઓ વેચવા વગેરેની જંજાળમાં નહિ પડે. પણ જ્યાં લોકોનો સહકાર ન હોય ત્યાં એ પોતે કોઈ પણ ઉદ્યોગ કરી તેમાંથી પોતાની આજીવિકા પેદા કરતો હશે. પ્રથમના કાળમાં તો તે સામાજિક ફાળામાંથી ગામપ્રમાં નભશે. એટલે એને સ્વાવલંબી થવાનું ભારે પડવું ન જોઈએ.

હજુ ગોરક્ષાનો—ઢોરનો પ્રશ્ન રહે છે. એ મહાવ્યાપક પ્રશ્ન છે. હજુ ચામડું કેળવવા અને રંગવાનો પ્રશ્ન આપણે ઉકેલી નથી શક્યા. ગાયનો પુનરુદ્ધાર શી રીતે કરવો એ તો સૂઝ્યું છે, પણ એને લગતા ઉપાયો કેવી રીતે યોજવા એ હજુ બરાબર સમજાયું નથી. ભેંસને ઉત્તેજન આપવું એ ગાયને મારવાની રીત છે. પણ એ ચર્ચા પછી કરશું.

આધ્યાત્મિક શક્તિ એક વાર ચાલતી થઈ કે પછી તેને કોઈ રોકી શકતુ નથી. આ વાત હું અનેક વર્ષોના અનુભવસિદ્ધ વિશ્વાસથી કહું છું. એ પ્રત્યક્ષ નજરે જોઈ શકાય એવી વસ્તુ નથી, છતાં નજરે જોવા જેવી મને સ્પષ્ટ લાગે છે, એમ હું કહું છું.

# સૂચિ